# બાલવિલાસ.

એટલે

( ચારિત્ર, નીતિ, ધર્મ, ગૃહ, વ્યવહાર, તથા સચ્ચરિત્ર
દ્દષ્ટાંતનું બાલકોપયોગી વિવેચન. )

યોજનાર
મણિલાલ નભુભાઇ દ્વિવેદી.
નડિયાદ.

છઠ્ઠી આવૃત્તિ. પ્રત ૨૦૦૦.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
માધવલાલ નભુભાઇ દ્વિવેદી.
સુદર્શન ઓફીસ-નડીઆદ.

અમદાવાદ—પીરમશાહ રોડ ઉપર ધી નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં,
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૭૫. ઇ. સન. ૧૯૧૯.

મૂલ્ય ૧—૦—૦.

# પ્રસ્તાવના.

જે પુસ્તકને પ્રથમ એના કર્તા તરફથી માત્ર દોઢ પાનાની જ પ્રસ્તાવના લખવામાં આવી હતી, એને આજ બીજી લાંબી પ્રસ્તાવનાની ખાસ જરૂર જણાતી નથી.

આ પુસ્તકની જ્યારે પહેલી આવૃત્તિ બહાર પડી તે વખતે ધર્મશિક્ષણની આવશ્યકતા જનમંડળના મનમાં હાલના જેટલી તીવ્ર અનુભવાતી ન હતી. આજ આ આવશ્યકતા રાજા પ્રજા ઉભય તરફથી—પ્રજા તરફથી તો ઉચ્ચ સ્વરે—સ્વીકારાય છે, અને એની શક્યતા વિષે પણ બનારસ સેન્ટ્રલ હિન્દુકૉલેજ, દયાનંદસરસ્વતિ કૉલેજ અને અલિગઢ મેહોમેડન કૉલેજની ફતેહમંદી જોતાં, કાંઇ સન્દેહ લેવા જેવું રહ્યું નથી, પણ આ સર્વ સંસ્થા પ્રજાનિર્મિત છે; પ્રજાનિર્મિત સંસ્થાઓ હજી હિન્દુસ્થાનમાં બહુ ઉત્પન્ન થતી નથી, થવામાં પ્રતિબન્ધ ઘણા છે, અને તેથી ધર્મશિક્ષણ શીઘ્ર અને સારી રીતે વિસ્તરવા માટે રાજ્યે એને ઉપાડી લેવાની જરૂર છે.

પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણાં દેશી રાજ્યો તો અંગ્રેજ સરકારને જ પગલે પગલે—અને તે પણ દૂર પાછળ પાછળ—ચાલે છે; એટલે જ્યાંસુધી અંગ્રેજ સરકાર તરફથી આ બાબતમાં કાંઇ પગલું ભરવામાં ન આવે ત્યાં સુધી તેઓમાં આ સંબંધી કાંઇ પણ કર્તવ્યબુદ્ધિ ઉપજે એમ લાગતું નથી.

અંગ્રેજ સરકાર પણ હાલ આ કામ હાથમાં લે એમ હાલની સ્થિતિ જોતાં તો બિલકુલ સંભવ જણાતો નથી. પ્રજાની આ વિષયમાં પુષ્કળ લાગણી હોય અને ધર્મશિક્ષણ કેવા સ્વરૂપમાં અને કેવી રીતે દાખલ કરવું એ સંબંધી યોગ્ય સવિશેષ સૂચના સાથે પૂર્ણ આગ્રહથી માગણી કરવામાં આવે તો કદાચ લે, પણ અત્યારે તો આ મનોરાજ્ય માત્ર છે.

આવી નિરાશાજનક સ્થિતિમાંથી બહાર નીકળવાનો માત્ર એકજ માર્ગ છે; રાજ્ય ઉપરનો સર્વ આશ્રય છોડી, પૂર્ણ ઉત્સાહ સદાગ્રહ અને ડહાપણ પૂર્વક પ્રજાએ આ વિષયમાં સ્વકર્તવ્યપરાયણ થવું—અને નિશ્ચય રાખવો કે જેમ રાજા પ્રમાણે પ્રજા તેમ પ્રજા પ્રમાણે રાજા હોય છે.

ધર્મ એ મનુષ્યને પોતાનું તેમ જ જગત્‌નું રહસ્ય અનુભવાવે છે એટલું જ નહિ, પણ એની સર્વ પ્રવૃત્તિઓને અર્થવાળી કરે છે. એવડે જ એનો આત્મા, એનું જગત્, એની સકલ દૃષ્ટિ ક્ષુદ્ર અને સંકુચિત મટી

ઉચ્ચ અને વિશાળ બને છે. એવડે જ આ 'અસાર સંસાર' ખરા સારવાળો સિદ્ધ થાય છે. ટુંકામાં, આ વિશ્વ-જીવ અને જગત્, સર્વ—ના અંતરૂમાં અને બહિર્ રેલાતા 'रस' ની સાથે રસમય કરનાર જે મહાન શક્તિ એનું નામ ધર્મ, એનું નામ જ્ઞાન, એનું નામ જ ભક્તિ; અને એ જ જીવનનું જીવન.

આ પરમ જીવનની સર્વને સમાન આવશ્યકતા છે; જેટલી પુરુષને છે તેટલી જ સ્ત્રીને છે, અને એક રીતે બોલતાં તો પુરુષ કરતાં પણ સ્ત્રીમાં અધિક છે; અધિક એટલા માટે કે માધુર્ય અને આર્દ્રતા જે એ 'रस'-સંસ્પર્શનાં જીવાતુભૂત તત્ત્વો છે એની પ્રથમ દીક્ષા પુરુષને સ્ત્રી પાસેથી જ મળે છે, અને ગુરુમાં શિષ્ય કરતાં અધિકતા હોવી જોઇએ એ સ્પષ્ટ છે. એક વિષયલોલુપ સ્ત્રી એના પતિને સંસારગર્તમાં ડુબાવતી જાય છે, અને ધાર્મિક સ્ત્રીનો એક શબ્દ એને અનેક વ્યાવહારિક કલહ પ્રપંચ અને સંકોચમાંથી તારે છે. સ્ત્રી ધર્મથી જ શોભે છે, કેમકે ધર્મ એ પવિત્ર રસ છે, અને રસથી સ્ત્રીનું સ્ત્રીત્વ છે.

કન્યા, પત્ની અને માતા ત્રણે અવસ્થામાં સ્ત્રીએ ધાર્મિક રહેવું, અને ભાઇ પતિ અને છોકરાંને ધાર્મિક કરવાં એ મહાન કર્તવ્યમાં આ પુસ્તક થોડું ઘણું પણ સાહાય્ય આપશે જ એમ આશા છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

## પ્રસ્તાવના.

### ( પ્રથમાવૃત્તિની. )

"ચારિત્ર" એ વિષય ઉપર એક નાનો લેખ મેં રચેલો છે, એનો વિષય સામાન્ય રીતે સર્વ સ્ત્રીપુરુષને ઉપયોગી છતાં, પુરુષવર્ગને ઉદ્દેશીને તે લેખ લખાયો છે એમ મારું માનવું છે. તે લેખમાં માત્ર ૧૪ પ્રકરણમાં ચારિત્રના સમગ્ર વિષયનો સમાસ કરેલો છે; એટલુંજ નહિ, પણ પ્રત્યેક પ્રકરણમાં વિષયોની જે ચર્ચા છે તે બહુ સૂત્રરૂપ અને કાંઇક પક્વ બુદ્ધિના મનુષ્યથી સમજાય તેવી છે. એ લેખમાં સ્ત્રીઓના સવિશેષ ઉપયોગનું લખાણ મળવું અશક્ય છે તેમ સન્નારીચરિત્ર તથા આપણા ધર્મને ઉદ્દેશીને ધર્મસ્વરૂપ સંબંધે ચર્ચા તે પણ મળી આવવાં અશક્ય છે, કેમકે કેવલ આર્યવર્ગ માટેજ નહિ પણ સર્વ પુરૂષો માટે એ "ચારિત્ર" નામનો લેખ યોજાયેલો છે. આવાં કારણોને લીધે વિષય ઘણે ભાગે, તેનો તેજ છતાં,

આ લેખ નવો યોજવાને કારણ મળેલું છે. આમાં ચારિત્ર ઉપરાંત ધર્મ તથા સન્નારીચરિત્ર અધિકમાં ઉમેરેલાં છે, ચારિત્રનો લેખ પણ અન્ય રીતે વિભાગ પાડીને પુનઃ લખ્યો છે, અને વિશેષે કરી સ્ત્રીઓને ઉપયોગી થાય તેવે આકારે ગૃહ, વ્યવહાર, નીતિ, ધર્મ, અને સન્નારીચરિત્રના પાઠની યોજના કરી છે. ચારિત્રમાં જ્યારે ૧૪ પ્રકરણ છે ત્યારે આમાં આશરે ૮૦ પાઠ છે. નાની વયનાં બાલકોને, તથા સવિશેષે સ્ત્રીઓને ઉપયોગી થવા ધારેલા આ લેખને પાઠના આકારમાં લખ્યો છે.

સંકલના એવી છે કે પરણુતા પૂર્વની અવસ્થામાં જે બાલક—વિશેષે કરી કન્યાઓ હોય તેમને સારુ પ્રથમ વિભાગ ઉપયોગનો છે; પરણીને પિતા કે માતા થતા સુધીની અવસ્થાને બીજો વિભાગ ઉપયોગનો છે; પિતામાતા થયેલાને ત્રીજો વિભાગ ઉપયોગનો છે; અને તેથી અધિક વયની સ્ત્રીઓને ત્રણે ભાગ આવશ્યક છે. એટલું લક્ષમાં રાખવાનું છે કે સરકારી શાલામાં ચાર કે પાંચ ચોપડી ભણી ગયેલા બાલકને આ પુસ્તક ઉપયોગી થાય તેવું છે, તેથી ઓછી શક્તિવાળાંને નહિ. સરકારી શાલાઓમાં જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં નીતિનું શિક્ષણ અપાતું નથી એવું સર્વત્ર માન્ય થયું છે; અને ધર્મ—આપણા ધર્મ—નું તત્ત્વ તો લેશ પણ સમજવામાં નથી આવતું, એ અનેક અનર્થના નિદાનરૂપે પ્રસિદ્ધ થઇ ચૂકેલું છે. આ ઉભય ન્યૂનતા પૂર્ણ કરવી, અને નીતિ તથા ધર્મનાં ઉત્તમ દૃષ્ટાન્તરૂપ ચરિત્ર પણ બતાવવાં એ આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે. લેખ કદાપિ મુખ્યત્વે કરી સ્ત્રીઓ માટે યોજેલો છે, તથાપિ પુરૂષોને પણ નીતિ અને ધર્મના વિષય પરત્વે બહુ ઉપયોગી છે. પ્રત્યેક માતાને, પ્રત્યેક પિતાને, પ્રત્યેક શિક્ષકને, જે ખોટ હાલના શિક્ષણક્રમમાં વારંવાર લાગ્યાં કરે છે, તે પૂર્ણ કરી આપવાનો મારો ઉદ્દેશ છે.

આ લેખ આવા આકારે છપાવવાનો પ્રસંગ કેમ ઉપજી આવ્યો એ વિષયે અત્ર કાંઇ ચર્ચા કરવી અપ્રાસંગિક છે. અન્યત્ર તેનો વિસ્તાર કર્યો છે, જે જિજ્ઞાસુ સ્ત્રીપુરૂષો જોઇ શકશે. કેળવણીખાતા સાથેના લાંબા સંબંધની તથા સરકારી શાલાઓનાં ધોરણોમાં અને વાચનમાલામાં ફેરફાર કરવવાની ચર્ચા આજ દશ કરતાં વધારે વર્ષથી ચલાવવામાં કરવા પડેલા વિચારોથી, આ લેખ ઉપજી આવ્યો છે એટલુંજ કહેવું અત્ર પૂર્ણ છે.

નડિઆદ, } મ. ન. દ્વિવેદી.
૧૩—૯—૯૩

# અનુક્રમ.

## વિભાગ—૧.

# વિભાગ—૨.

# વિભાગ-૩.

# બાલવિલાસ.

## વિભાગ—૧.

### સદ્‌વૃત્તિ.

૧.

સદ્‌વૃત્તિ એટલે સારી વૃત્તિ: વૃત્તિ એટલે મનનું વલન. આપણાં કામ આજ કરાય છે, કાલે નાશ પામે છે, ને વિસારે પડે છે; પણ જે નિત્ય ટકે છે, જે કદી વિસારે પડતું નથી, અને જેની વાસનાથી બીજાંને પણ તેવાં થવાનું શૂર પેદા થાય છે, તે તો આપણી સદ્‌વૃત્તિજ છે. એટલાજ માટે એમ કહેવાય છે કે મનુષ્યનો અમર દૈવી અંશ તેની સદ્‌વૃત્તિ છે. સદ્‌વૃત્તિથીજ આ જગતનો વ્યવહાર નિભે છે; માણસો એક બીજા સાથે મળી કુટુંબમાં વસે છે, કુટુંબો ભેગાં મળી ગામ બાંધે છે, ને અનેક ગામ ભેગાં થઇ દેશ ઉભો કરે છે. સદ્‌વૃત્તિથી વિશ્વાસ પેદા થાય છે, ને વિશ્વાસ એજ વ્યવહારનું મૂલ છે. સદ્‌વૃત્તિવાળાં માણસ માન પામે છે, ને સર્વનો સ્નેહ મેળવી શકે છે.

કોઇ બહુ બુદ્ધિમાન હોય તો તેની બુદ્ધિના ચમત્કારથી આપણને આશ્ચર્ય લાગે, પણ તેનામાં સદ્‌વૃત્તિ ન હોય તો તે આશ્ચર્યથી તેના ઉપર આપણને કોઇ દિવસ પ્રેમ આવે નહિ. કુશલતા છે તે મનની એક પ્રકારની કસરત છે, પણ સદ્‌વૃત્તિ પ્રેમ કરનાર વસ્તુ છે. એટલે કુશલતાથી આશ્ચર્ય પેદા થાય છે, પણ સદ્‌વૃત્તિથી આપણે પીગળી જઇએ છીએ. કુશલતાને લોક વાહ વાહ કહે ખરા, પણ આધીન તો સદ્‌વૃત્તિનેજ થાય. અમુક પ્રકારની બુદ્ધિ કે કુશલતા એ જેમ સદ્‌વૃત્તિ નથી, તેમ ગમે તેટલી વિદ્યાનો બડોળ પણ સદ્‌વૃત્તિ નથી. આપણાં પુરાણમાં જોઇએ તો રાવણ ચાર વેદ ભણેલો મહા પંડિત હતો, પણ સદ્‌વૃત્તિનો તેનામાં છાંટો પણ હતો નહિ. ઇતિહાસમાં જુઓ તો ઔરંગજેબ ઘણો વિદ્વાન્ હતો, પણ તેની દગલબાજી અને ક્રૂરતા બહુ તિરસ્કાર કરવા જેવી હતી. વિદ્યાથી જો સદ્‌વૃત્તિ ન આવે તો તે વિદ્યા કાંઇ કામની નથી; ને વિદ્યા હોય માટે સદ્‌વૃત્તિ હોય એમ માનવું એ ભૂલ છે. જેમ વિદ્યા એ સદ્‌વૃત્તિ નથી, તેમ

પૈસાને કે સમૃદ્ધિને પણ સદ્‌વૃત્તિ જોડે સંબંધ નથી; એ તો નબળા મનનાં માણસના હાથમાં ઉલટાં સદ્‌વૃત્તિને બદલે અતિ દુષ્ટ સાધન થઇ પડે છે. અધિકાર, પદવી, કશાથી સદ્‌વૃત્તિ આવેલી ગણાતી નથી. સદ્‌વૃત્તિ પોતે એવી વસ્તુ છે કે તેનાથી બુદ્ધિ, વિદ્યા, પૈસો, અધિકાર, પદવી, બધાં દીપી શકે છે, તેના વિના એ બધાં લુખાં, નકામાં, અને ઘણીવાર ખોટે રસ્તે લેઇ જનારાં નિવડે છે.

કુશલતા ઘણાંનામાં હોય છે, તેમ વિદ્યા, ધન ઇત્યાદિ પણ કાંઈ નથી હોતાં એમ નથી, છતાં માણસોને સંપૂર્ણ વિશ્વાસ કોના ઉપર આવે છે ? જે માણસ સત્યનિષ્ઠ એટલે સત્યનેજ સર્વદા વળગેલું હોય તેનાજ ઉપર સર્વનો વિશ્વાસ રહે છે, તેનાં વચન સર્વ માનવા યોગ્ય ગણે છે, ને તેજ બધાંને વશ કરી સર્વ તરફથી માન પામે છે. સત્યનિષ્ઠા એ સદ્‌વૃત્તિનું પ્રથમ લક્ષણ છે. એનુંજ નામ પ્રમાણિકતા કહેવાય છે.

આપણે ભવ્ય પરાક્રમ કરી સર્વની નજર આપણા તરફ ખેંચવી, કે ધન કે અધિકાર મેળવી સર્વને માથે ચઢવું, કે ઘણી વિદ્યાના ભંડોળથી ચમત્કાર ઉપજાવવો, એ બધું છેક આપણા હાથમાં નથી. મહેનત કરતાં પણ તે કોઇવાર નથી મળતું. પણ સત્યનિષ્ઠાથી વર્તવું એ વાત સર્વદા આપણા હાથમાંજ છે. ધન, અધિકાર, કે એવીજ બીજી સમૃદ્ધિ મેળવવામાં બહારનાં એટલે આપણા વિના બીજાં સાધનોની બહુ જરૂર પડે છે; એ-ટલે તેવાં સાધનની ખોટ હોય તો તે વાતો ન પણ મળે; પરંતુ સત્યનિ-ષ્ઠાથી ચાલવામાં આપણા પોતાના વિના કોઇની જરૂર પડતી નથી, એટલે સદ્‌વૃત્તિથી ભલાઇ લેવી કે દુષ્ટવૃત્તિથી ભુંડાઇ વહોરવી એ આપણાજ હાથ-માં છે. જે સત્યને વળગી રહે છે તે નિરંતર એટલું તપાસશે કે મેં શું કર્યું, મારે શું કરવાનું છે, મેં કર્યું તેમાં કેટલું અયોગ્ય છે, હવેથી મારે શું સાચવવાનું છે. આનું નામ આત્મપરીક્ષા કહેવાય છે, ને તે પ્રત્યેક માણસે ઘડી ઘડી કરવીજ જોઇએ; થોડામાં થોડી દિવસમાં એકવાર એટલે સુવાને સમયે કે ઉઠવાને સમયે તો કરવીજ જોઇએ. એમ કરવાથી સત્યનિષ્ઠામાં વિક્ષેપ પડતો નથી સદ્‌વૃત્તિનું મૂલ દૃઢ થતું જાય છે. એકલી સત્યનિષ્ઠાથી સદ્‌વૃત્તિ સિદ્ધ થતી નથી. ઉદારતા અને ન્યાય તથા પ્રેમ એ સદ્‌વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે. મનનું જે સાંકડાપણું આપણને બીજાના દોષ જોવા ઉપર દોરે છે, કે આપણા પોતાના ગુણ ગાવાના અભિમાનમાં પાડે છે, તેને તજી સર્વને આદરથી જોવાં એનું નામ ઉદારતા છે. ન્યાય એનું નામ કે આપણે

આપણને જે યોગ્ય હોય તે કરતાં અધિક ઇચ્છવું કે લેવું નહિ, તેમ બીજાને તેને જે યોગ્ય હોય તે નિરંતર આપવામાં પાછા હઠવું નહિ. જ્યારે ઉદારતા અને ન્યાય એ સત્યનિષ્ઠાની જોડે હોય ત્યારે સ્વાભાવિક રીતેજ પ્રેમ પેદા થાય છે. જે સુખ આપણને હોય તે બીજાંને પણ ભોગવાવવું એવો સર્વ ઉપર અત્યંત સમાનભાવ પોતાની મેળેજ પેદા થાય છે. એનુંજ નામ પ્રેમ. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, પ્રેમ, એ ચાર સદ્વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે, ને તે જેનામાં હોય તેવાં સ્ત્રી પુરુષ સત્પુરુષ કે સન્નારી કહેવાય છે. સદ્વૃત્તિને ચારિત્ર અથવા સાખ પણ કહે છે.

# સદ્વૃત્તિ.

## ૨.

આપણા લોક કહે છે કે કુલ એજ સત્પાત્ર હોવાનું લક્ષણ છે, પણ વધારે યોગ્ય વાત તો એ છે કે સદ્વૃત્તિવાળાં હોવું એજ કુલીન હોવાનું લક્ષણ છે. કોઇ માણસ કુલીન કહેવાય, ગૃહસ્થ કહેવાય, તો તે તેના ધનથી, તેના અધિકારથી, તેની વિદ્યાથી, કે તેના કુલથી કહેવાતો નથી. માત્ર તેની સદ્વૃત્તિથીજ કહેવાય છે. સદ્વૃત્તિ છે તે જગતનો આધાર છે. ઘરમાં જો સર્વે સદ્વૃત્તિથી ન રહેતાં હોય તો નિરંતર કલેષ અને દુઃખ ઉપજે છે; ગામમાં સદ્વૃત્તિ ન હોય તો લોકો નિંદાખોર અને ઝેરીલા થઇ એક એકને કનડે છે; દેશમાં સદ્વૃત્તિ ન હોય તો કુસંપને લીધે તે દેશ પરાધીન થાય છે. આખા વિશ્વમાં જો સદ્વૃત્તિ ન પ્રવર્તતી હોય તો જે નિયમિત અને સુખરૂપ રચના નિરંતર દેખાય છે તે ઉલટીજ થઇ ગઇ હોય. આ જગતનો ઇતિહાસ જોઇએ તો જે જે મહા પુરુષો કે સ્ત્રીઓનાં નામ આપણા સ્મરણમાં છે તે બધાં ઉત્તમ સદ્વૃત્તિવાળાંનાંજ છે. રામ હરિશ્ચંદ્ર, સીતા, દ્રૌપદી, ઇત્યાદિનાં વૃત્તાન્તથી તે પરાક્રમી પ્રતાપ કે અકબરનાં ચરિત્ર સુધી પણ મહા સદ્વૃત્તિનોજ પૂજ્ય મહિમા તમે જોશો.

સદ્વૃત્તિ તે માત્ર અમુક પ્રકારના વિચારમાંજ રહી શકતી નથી. આપણો જે જે વિચાર હોય તે પ્રમાણે જ્યારે આપણે કરીએ ત્યારેજ તેનું સારાપણું નક્કી થાય. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, અને પ્રેમ, એ બધાંથી જેવી વૃત્તિ પેદા થાય, તેવોજ જ્યારે આચાર કરાય, ત્યારે શુદ્ધ સદ્વૃત્તિ થઇ

ગણાય. ઉદારતા અને પ્રેમ જ્યારે ઉદય પામે છે ત્યારે તેની સાથેજ સ્વાર્પણનો ગુણ આવે છે, સ્વાર્પણ એટલે પોતાનાં સુખ, ને પોતાની સગવડ તેને વિસારે પાડી પારકાનાં સુખ સગવડ સાધવા તરફ વળવાનો ગુણ, એ ગુણ જ્યારે આવે ત્યારેજ સદ્વૃત્તિ આચારરૂપે પ્રત્યક્ષ દેખાય છે. ઘરમાં બેઠાં અનેક સારી વાતો કરવાથી લાભ થતો નથી, પણ તેમ કરવાને પ્રયત્ન કરવાથીંજ શુદ્ધ સદ્વૃત્તિ સિદ્ધ થાય છે. જેનામાં સદ્વૃત્તિ છે તે સદ્વૃત્તિ પ્રમાણે આચાર કરવાને ચુકતાંજ નથી. સદ્વૃત્તિવાળાં મનુષ્ય પોતાના મનમાં અમુક સિદ્ધાન્ત બાંધી તે પ્રમાણેજ વર્તવા માંડે છે; પછી તેમાં લાભ કે હાનિ થાય તે ઉપર જોતાં નથી, લોકોની સ્તુતિ કે નિંદાને ગણકારતાં નથી. લોકની સ્તુતિનિંદા અનિત્ય છે, ને તેના ઉપર કશો આધાર નથી, એનાથી કશો સંતોષ થતો નથી, પણ આપણી સદ્વૃત્તિના નિશ્ચય પ્રમાણે કરવાથી કોઇ જુદીજ જાતનો આનંદ રહે છે. ટટ્ટુ વેચવા જનાર મીઆંની વાતમાં મીઆંએ જેમ લોકોની વાતોને સ્વીકારી છેવટ પોતાનો ટટ્ટુ ગુમાવ્યો, તેમ લોકની સ્તુતિનિંદા ઉપર લક્ષ આપનારને પણ થાય છે. ખરાં સ્તુતિનિંદા પોતાના આત્માનાં, પોતાની સદ્વૃત્તિનાંજ તપાસવાં, અને આત્મપરીક્ષાથી સર્વદા શુદ્ધ માર્ગે ચાલવું.

સદ્વૃત્તિનું રૂપ તેના આચારથીજ જણાય છે ને એવાં આચારવાળાંની અસર તેમના સંબંધમાં આવનાર સર્વને લાગે છે માટે સર્વદા સદ્વૃત્તિની વૃદ્ધિ કરવી એમાં આપણું અને જગતનું કલ્યાણ છે. સદ્વૃત્તિવાળાં સન્મનુષ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે તેઓ "મન કર્મ અને વાણી ત્રણેમાં સરખી રીતે કલ્યાણ રૂપ અમૃતથી ભરેલાં હોય છે. ત્રિભુવનને ઉપકારના ઓઘથી પ્રસન્ન કરતાં ચાલે છે, પારકાના ગુણના કણને પણ મ્હોટા પર્વત જેવડો કરી પોતાના હૃદયમાં નિરંતર આનંદ પામતાં રહે છે, એવાં કોઇકજ !" તમારે પણ એ કોઇકમાંનાં એક થવા પ્રયત્ન કરવો.

## સત્સંગ.

૩.

સદ્વૃત્તિ બંધાવી એ સહજ વાત નથી. માબાપ અને ભાઇભાંડુના સહવાસમાં જે રીતભાત દીઠામાં આવે તેનાથી મનનું ધોરણ ઘડાવા માંડે છે. તે પછી ઘર બહારની અસરો જેવી કે નિશાળનાં સોબતીની, સગાં

સંબંધીમાં ફરવાની, સખી સાહેલીઓમાં રમવાની, એમ જુદી જુદી સોબ-તની અસરો થવા માંડે છે. ત્યાર પછી સંસારવ્યવહારનાં કામમાં જોડાતાં જે કામકાજ કરવાં પડે છે, જે જે જુદા જુદા પ્રકારના સંબંધ બંધાય છે, તે સર્વની અસર મનના ધોરણ ઉપર થાય છે. એમ અનેક કારણોથી માણસના મનનું વલન ઘડાય છે, ને એ રીતે વૃત્તિ બંધાતી ચાલે છે, એટલે એ બધામાં જો સારાં થવા ઉપર આપણે લક્ષ રાખીએ તો આપણી વૃત્તિ સારી થાય છે; ને જેને સદ્‌વૃત્તિ કહી તે આપણામાં આવે છે.

ઘરમાંથીજ બાલકને સારી બુદ્ધિ અને સારી વૃત્તિ આવે તેટલા માટે માતા અને પિતા બન્નેની વૃત્તિ બહુજ સારી જોઇએ. પણ એના વિષે કોઇ બીજા પાઠમાં કહેવાશે. હાલ આપણે ઘર છોડીને ઘર બહાર જે સં-બંધોમાં પડીએ તેના વિષે વાત કરીએ. માણસનો સ્વભાવજ એવો છે, કે જે વાત જુએ તેની તે નકલ કરે. કોઇપણ માણસનો સહવાસ થવા માંડ્યો કે તુરત, આપણે ન જાણીએ તેવી રીતે પણ, તે માણસની રીતભાત, તેના વિચાર, એ બધું આપણામાં ધીમે ધીમે પેસવા માંડે છે. કોઇની સાથે થોડાક કલાક વાતચીત કરવામાંથી પણ આપણને તેની અસર લાગ્યા વિના રહેતી નથી. નાના બાલકોનો સ્વભાવ ઘણોજ નરમ હોય છે તેથી તેના ઉપર તેમના સંબંધમાં જે આવે તેની છાપ બહુ વહેલી પડે છે.

માણસને અસર અનેક રીતે થાય છે, પણ નજરે દેખીતા દાખલાથી તેને જેવી અસર થાય છે તેવી બીજા કશાથી થતી નથી. આનું ઉદાહરણ એજ છે કે નાનાં બાલક પોતાનાં માબાપની રીતભાત ને બોલીની નકલ કરે છે, તેમ નિશાળે ગયા પછી પોતાનાં શિક્ષકની નકલ કરે છે. કેટલાંક જાણી જોઇને કરતાં હશે, પણ ઘણાંનાથી એવું અજાણતાં એની મેળે થઇ જાય છે. જ્યારે માણસનો સ્વભાવ આવો છે ત્યારે જે જે મનુષ્યના સંબં ધમાં આપણે આવીએ તેમના આચાર વિચાર, અનુકરણ ( નકલ ) કરવા જેવા હોય તો કેટલો બધો લાભ થાય? આટલા માટે એ વાત જરૂરની છે કે નાનાં બાલકોએ ગુણ થકી પ્રખ્યાત થયેલાં સ્ત્રી પુરુષ થઇ ગયાં હોય તેમના ઉપરજ નજર રાખવી, ને તેમની નકલ કરવી. રામ અને હરિશ્ચંદ્ર જેવા સત્પુરુષ, કે સીતા અને સાવિત્રી જેવી સન્નારીઓનાં વૃત્તાન્ત કથા પુરાણ વગેરે સાંભળવાં, અને રાત દિવસ લક્ષમાં રાખવાં, કે જેથી તેમનામાં જે સદ્‌વૃત્તિ હતી તેવી તમારામાં પણ બંધાય.

દુનિયાનાં બુડાં અને સ્વાર્થી તથા એકલપેટાં માણસો જોડે વાત

સરખી કરવાથી પણ આપણા મનમાં કોઇક ઠુંઠી બુદ્ધિ પેદા થાય છે, અને કોઇક વખત પણ આપણને તેમના જેવી રીત પકડવાની ઇચ્છા થાય છે. કેમકે આપણે એવાં માણસને સુખી થતાં જોઇએ ત્યારે આપણા મનમાં એક પ્રકારની નબળાઈ પેદા થાય, ને આપણે ખોટે માર્ગે ચઢીએ. એમ થવાથી સદ્દૃત્તિ બગડે. માટે તેવાની કશી દરકારજ ન કરવી એ ઉત્તમ માર્ગ છે.

કહ્યું છે કે "સ્વભાવ અને રીતભાત સરખાં હોય તેમની મૈત્રી થાય છે." દુર્વ્યસનીની સાથે સારાં માણસ જતાં નથી, ચોર જોડે શાહુકાર ઉભો રહેતો નથી. એવોજ નિયમ છે કે જેના સ્વભાવ અને વિચાર આચાર એક સરખાં હોય તેજ એક બીજાના ભણી ખેંચાય છે, જો ઉલટા સ્વભાવનાં માણસ ભેગાં થાય તો સંબંધ થતો નથી. પણ કદાપિ ભોગજોગે થયો તો "ઉડે ન તોય ઠેકવા શીખે વસી વિહંગમાં" એમ જે કહ્યું છે તેમ થાય છે. માણસના સારા ગુણોની નકલ કરવામાં બહુ દુઃખ પડે છે, કેમકે તે ઘણા દુઃખે શીખાય છે; પણ નઠારા ગુણોને લેઈ લેતાં વાર લાગતી નથી, કેમકે નઠારી વૃત્તિ છે તે સહજમાં પાર પડે છે, ને આરંભે બહુ સુખવાળી લાગે છે. પણ નિત્ય સારા ગુણ ઉપર નજર રાખી જ્યાં હોઇએ ત્યાંથી સારા ગુણનેજ ગ્રહણ કરવા. સર્વ કરતાં ઉત્તમ માર્ગ એજ છે કે નઠારી સોબત તજવી અને પોતાને અનુકૂલ હોય એવી સારી સોબતમાં મળવું. આવી સોબતમાંથીજ મૈત્રી અથવા સહીપણાં બંધાય છે. મિત્ર અથવા સહીની આ સંસારમાં એટલી બધી જરૂર છે કે જેને ખરો મિત્ર નથી તે માણસ પૂરૂ સુખી નથી, એમ કહી શકાય. માતા, પિતા, ભાઈ, બહેન, કે પતિ, પત્ની, તેમના આગળ જે નથી કહી શકાતું તે મિત્રને કહી શકાય છે, ને એમ આપણા હૃદયનો બીજાના હૃદયમાં વાસ છે એ જાણવાથી આપણને બહુ સુખ અને સંતોષ પેદા થાય છે. સન્મનુષ્યના સંગનું ફલ એવું કહ્યું છે કે "તેનાથી બુદ્ધિમાં રહેલી જડતા ઘસાઇ જાય છે, વાણીમાં સત્ય આવે છે, માન પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે, પાપકર્મથી દૂર રહેવાય છે, ચારે દિશામાં કીર્તિ પ્રસરે છે ને લક્ષ્મીની વૃદ્ધિ થાય છે." સત્સંગતિ મનુષ્યને શું નથી આપતી ? શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે "મહામનુષ્યની સેવા છે તે મુક્તિનું દ્વાર છે."

મહામનુષ્યની સેવા એટલેજ સત્સંગ. જેનામાં સદ્દૃત્તિનો પ્રકાશ તે મહામનુષ્ય જાણવાં. ઘણાંક માણસોને એવી કુટેવ હોય છે કે કોઇને પોતાનાથી મ્હોટું માનવું નહિ. જે દેખે તેને "અહો, એમાં શું" એમ કરીને

હલકું પાડવું. પણ આવી ટેવ બહુ ભયંકર છે; ને બાલકોએ તો એ ટેવમાં કદાપિ ફસાવું નહિ. એવી ટેવ પડતા, કોઇનો પણ આદર મનમાં થતો નથી, ને એમ અભિમાન વધવા માંડે છે. તેથી મન સાંકડું થાય છે, અને પાપનો રસ્તો બંધાય છે. કોઇ પણ બુદ્ધિનો ચમત્કાર જોયો, કોઇ પણ સદ્દૃત્તિનો અંશ સાંભળ્યો, કે તુરત વાહ વાહ કહીને જે બાલક કે મનુષ્ય તેની નકલ કરવા ઉપર વળતું નથી, પણ તેને હલકું પાડવાનાં ખુદરાં શોધવા બેસે છે, તેણે પાપને પગથીએ ચહડવા માંડયું છે એમ નક્કી જાણવું. તેવા માણસને ગમે તેવા સત્સંગથી લાભ થનારો નથી, કશાથી તેને સંતોષ થવાનો નથી, ને તેનું જીવિન કેવલ ચીડીયાપણામાં ને કલેશમાં ગુજરનારૂં છે. માટે જ્યાં જ્યાં કશી ઉત્તમત્તા હોય, ત્યાં સર્વદા આપણું માથું નમાવવું, તેનો સંગ રાખવો, તથા તેની નકલ કરવી. "સત્સંગ એજ સર્વ વાતનો સાર છે."

ઘણાકને મનુષ્યનો સંબંધ રાખવોજ ગમતો નથી, જેમ તેમ કરીને પોતાનો ગુજારો કરી ખુણે ભરાઇ રહેવાતુંજ તેમને પ્રસન્ન છે. પણ જ્યાં સુધી મનની વૃત્તિઓ ઠેકાણે ઠરી નથી, ને જ્યાં સુધી આશા ને ઇચ્છાનો પાર આવ્યો નથી, ત્યાં સુધી એકાન્તમાં રહેવું બહુ હાનિકારક છે. માણસનો સ્વભાવજ એકલા રહેવાનો નથી. માણસથી અળગાં થઈ શકાય, પણ આપણા પોતાના વિચારોથી અળગાં થઇ શકાતું નથી; ને વિચાર છે તે ઘણી વાર ગમે તેમ ફેલાઇ, નઠારામાં નઠારી સોબત કરતાં પણ વધારે હાનિ કરે છે. કોઇ માણસ કહેશે કે મને નઠારા વિચાર આવતા નથી, મારે કશી ઇચ્છા નથી, તો હું એકાન્માં શા માટે આનંદ ન કરૂં ? પણ એવો એકાન્તવાસ લાભકારક નથી, કેમકે કોઇ પણ ગુણ આપણામાં છે એ કયારે જણાય છે, કે જ્યારે આપણે તેનાથી ઉલટા ગુણની કસોટીએ ચઢીને પાર ઉતરીએ ત્યારે. આપણને કાંઇ ન મળતું હોય ત્યાં સુધી આશા કે ઇચ્છા નથી એમ કહીયે પણ મળવા જેવો સમય આવે કે તુરત લેવા જઇએ, તો આપણે જે નિરાશ રૂપ વૈરાગ્યનો ગુણ રાખતાં હોઇએ તે ખોટો છે. માણસને આવુંજ વારંવાર બને છે, માટે માણસે માણસના સંબંધમાં આવવું, સત્સંગ કરવો, મૈત્રી સ્નેહ અનુભવવાં, અને એમ પરસ્પર સંબંધમાં પોતાના ઉત્તમ ગુણોને કેળવી, છેવટે આરામ ભોગવવા માટે યોગ્ય થવું. એ યોગ્યતા સત્સંગથી આવે છે. માટે સર્વદા સત્સંગ શોધવો.

---

## ધર્મ–ભાગ–૧

૪

ધર્મ એટલે શું ? ધૃ એટલે ધારણ કરવું એ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ સિદ્ધ થયો છે. માણસોને, આખા સંસારને, આખા વિશ્વને, ધારણ કરનાર તે ધર્મ એમ કહી શકાય. પણ એટલુંજ સમજવાથી ધર્મનો અર્થ બરાબર થતો નથી. જગતમાં જે વસ્તુ છે, જે જે બનાવ બને છે, તે સર્વનું સ્વરૂપ સમજતા પૂર્વે તેમનો ઉપયોગ જાણવાથી ઘણીવાર, બહુ ખુલાસો થઇ શકે છે. ધર્મનો ઉપયોગ શો છે ? તેનો હેતુ શો છે ? એ જાણવું જોઇએ. ધર્મનો હેતુ એટલોજ કે ચિત્તને શાન્તિ વળી જાય, અને તેમ થયાથી, સુખ અનુભવાય. ચિત્ત એટલે જે ઇન્દ્રિયથી આપણે વસ્તુ, સંભવ, સર્વ જોઇએ છીએ, જાણીએ છીએ તે, એની શાન્તિ થાય એટલે એમ નહિ કે એ ચિત્તનો નાશ થાય, અથવા એ જે કાર્ય કરે છે તે બંધ પડે, એટલુંજ કે જે પ્રસંગે જેવું હોય તેવું યથાર્થ નીભાવી લઇ, તેમાં સુખ માની પરિતાપ અથવા દુઃખ ન પામે એવું ચિત્ત થાય તો તે એક પ્રકારની એ ચિત્તની શાન્તિ થઇજ ગણાય. ખરેખરી ચિત્તશાન્તિ તો એજ છે કે જ્યારે તે ચિત્તનો જે જુદા જુદા પદાર્થોમાં ફેલાવાનો સ્વભાવ છે તે અટકી જાય. જ્યારે એમ થાય ત્યારેજ જેના વડે એ ચિત્ત પ્રવૃત્તિ કરતું સમજાય છે તેનું દર્શન ઉદય પામે, અને સુખ અનુભવાય. આવી શાન્તિ કેમ થાય ? જ્યારે, માણસ પોતે હું શું છું ? મારી સર્વપાસ જે જણાય છે તે શું છે? મારો ને તેનો સંબંધ શો છે ? તે બરાબર સમજે, ત્યારે તેને જે કાલે જેવું હોય તે યોગ્યજ છે એમ સમજાય; અને સંતોષ વળે. સંતોષમાંથીજ સુખ પણ જન્મ પામે. સુખ એટલે શું ? એ પણ જાણવાની જરૂર છે. સુખ એટલે આપણને અનુકૂલ એવી કોઇ લાગણી; પણ એમાંએ ચઢતા ઉતરતા ભેદ હોય છે; તેમ કોઇ કોઇ અનુકૂલ લાગણીઓ બહુ મીઠી લાગવા છતાં તેના પરિણામની કડવાશને લીધે બહુ નઠારા સુખમાં ગણાય છે. આમ છે એટલે જે અનુકૂલ લાગણી સર્વદા એકજ રૂપે રહે તે ખરૂં સુખ, ને તેજ માણસે ઇચ્છવું, શોધવું, પામવું. તેવું સુખ તો જે કાલે જેવું હોય તેનાથી સમાધાન થય એવું મન થાય ત્યારે અનુભવાય. ત્યારે ધર્મનો વિષય હવે નક્કી થયો. સર્વદા એકજ રૂપે રહે તેવું સુખ પામવા માટે પ્રવૃત્તિ તે ધર્મ. સુખની ઇચ્છા સર્વને છે, કીડી પતંગથી તે દેવ પર્યંત. કેમકે એવોજ અનુભવ સર્વત્ર ( જડ વસ્તુમાં પણ કહીએ તો ચાલે ) પ્રસિદ્ધ છે કે કોઇ એમ નથી ઇચ્છતું જે હું ન હોઉં

તો સારૂં, " પણ સર્વે એમ ઇચ્છે છે કે 'હું હોઉં, મારી વૃદ્ધિ થાય, મને અધિક અનુકૂલતા થાય, તો સારૂં.' આવી વૃત્તિ સર્વને સ્વભાવિક છે. સુખને માટે જે સ્વાભાવિક વૃત્તિ માણુસ માત્રમાં રહેલી છે તેને સંતોષ પમાડવાનો માર્ગ તે ધર્મ એમ કહી શકાય. જે માણુસ જેમાં સુખ માને તે પ્રમાણે તે પોતાનો ધર્મ રચે. એ સુખનું નામજ શાસ્ત્રવાળા મોક્ષ કહે છે. જેવો મોક્ષ ઠરાવ્યો હોય તેવો ધર્મ રચાય. આ પ્રમાણે ધર્મનું જે લક્ષણ ઠરાવ્યું તેને સામાન્ય ધર્મ એમ કહે છે. સામાન્ય ધર્મ તેવો બીજો વિશેષધર્મ થાય છે. વિશેષધર્મ એટલે જે સામાન્યધર્મ ઠરાવ્યો તેને આધારે વિશેષ નિયમે રચાય તે અમુક દેશ, અમુક કાલ, અમુક લોક, ઇત્યાદિનો વિચાર રાખી જે નિયમો ગોઠવાય તે વિશેષધર્મમા કહેવાય છે. ઉદાહરણુ લેઇએ. મોક્ષ એટલે નિત્ય સુખ પામવા માટે ધર્મમાત્ર થયા છે, એ તો સમાન્યધર્મનો વિષય થયો; પણુ તે મોક્ષ શિવના જ્ઞાનથી, વિષ્ણુની ભક્તિથી, મહંમદના પ્રસાદથી, કે ક્રાઇસ્ટના પ્રેમથી, સિદ્ધ થવાનો જે સંભવ માની તે પ્રકારે નિયમો બાંધવા, તેનું નામ વિશેષધર્મ.

કોઇ શંકા કરે કે પરમેશ્વરનું ભજન કરવું, વ્રત, જપ, તીર્થ સેવવાં, એનું નામ ધર્મ કહેવાય છે. તે તો આ ઠેકાણે કાંઇ જણાવ્યું નહિ. એનું ઉત્તર એટલુંજ છે કે એ બધો વિશેષધર્મનો વિષય છે; આ ઠેકાણે તો સામાન્ય ધર્મનો અર્થ સમજાવ્યો છે. નિત્ય સુખ માટે જે સ્વાભાવિક ઇચ્છા છે તેને સંતોષવાનો માર્ગ તે ધર્મ એમ ઠરાવ્યું છે તેમાં એજ અર્થ રહેલો છે કે એ સુખ શોધતાં કોઇને કર્તારૂપે ઇશ્વર માની તેની ભક્તિમાં સુખ માનવું હોય તો તેમ માને, કોઇને જ્ઞાનરૂપ આત્માને અનુભવવામાં સુખ માનવું હોય તો તેમ માને, કે કોઇને કેવલ એકાદ પંથ કે સંપ્રદાયના આચાર્યને પૂજવામાં સુખ માનવું હોય તો તેમ માને. એવા ગમે તેટલા મતભેદ હોય તેથી કોઈ અધર્મિષ્ઠ કહેવાતું નથી, પણુ તેમાં સારા નરતાનો ભેદ પડી શકે છે, સારમાત્ર એટલોજ છે કે જે રીતે નિત્ય સુખ એટલે મોક્ષ તેનો માર્ગ સમજાય તે માર્ગ લેવો, ને તે માર્ગ સીધો ને ટુંકો હોય તેમ વધારે સારો. આ આખા વિશ્વમાં જે જે પદાર્થ, પ્રસંગ, સંભવ, દેખાય ય છે, સમજાય છે, તે બધાનો યથાર્થ વિવેક થઇ શકે, અને તેમ કરતાં જે નિત્ય સુખરૂપ મોક્ષ તે સધાય, તે ખરેખરો ધર્મ; તેમાં પણુ સીધો ને ટુંકો માર્ગ તે ઉત્તમ ધર્મ આ પ્રમાણે ધર્મ એટલે સામાન્ય એટલે સર્વ દેશના લોકને માન્ય એવા ધર્મનો વિવેક છે.

---

# ધર્મ-ભાગ ૨.

૫

કેટલાક પંડિતો કહે છે કે જીવ અને પુનર્જન્મ એ બે વાત ધાર્મિક માણસે માનવી જોઇએ. આ વાત એક રીતે ખરી છે, કેમકે વિચાર કરતાં એ વાત ખરી લાગે છે. એકલા જડથીજ આ વિશ્વનો ખુલાસો થઈ શકતો નથી. જુદા જુદા શોધથી એ પરિણામ નિશ્ચયપૂર્વક આવી ચૂકેલું છે કે જડમાત્રથીજ આપણે જે જે જોઇએ છીએ તે બની શકતું નથી; ને તેથી જડ તેવું બીજું ચેતન પણ હોવું જોઇએ. જડ એટલે જેમાં જ્ઞાનની શક્તિ નથી તે, ચેતન એટલે જે જ્ઞાનરૂપ છે તે. ત્યારે જડ અને ચેતનના મળવાથી આખું વિશ્વ બનેલું છે એમ જાણવું. જડ દેખાય છે. ચેતન દેખાતું નથી, પણ અનુભવાય છે. પણ હજુ એક વધારે વાત લક્ષમાં રાખવાની છે, તે એ કે આટલુંજ જડ અને આટલુંજ ચેતન એમ સ્પષ્ટ વિભાગ કરવો અશક્ય જેવો છે. બીજી રીતે કહીએ તો જડનાં અને ચેતનનાં સ્વરૂપ કોઈ સમય કે કોઇ સ્થલમાં કેવલ નિરાળાં મળી શકતાંજ નથી, કે જ્યાંથી તેમનું બરાબર રૂપ સમજી શકાય. મેઘધનુષના જુદા જુદા રંગની પેઠે એ બંને પરસ્પરમાં મળી જતાં દેખાય છે, પણ તે ઉપરથી એમ કહી શકાતું નથી કે જડમાંથી ચેતન કે ચેતનમાંથી જડ પેદા થાય છે. છતાં એટલું તો કહી શકાય કે જડ છે તે અનેક રૂપે ભાસે છે. ક્ષણ ક્ષણમાં તેનાં રૂપ રંગ બદલાય છે. જેટલી નામધારી વસ્તુ છે તે બધી એવી છે. પણ તેમાં વિકાર ન પામનાર અને એકજરૂપે સર્વદા રહેનાર તે, એ બધાને, જે પોતે ન દેખાતું છતાં જાણે છે તે છે. એ ચેતન. એ જો ન હોય તો કશાનું હોવાપણું, સમજાવાપણું, પ્રિય થવાપણું, સંભવે નહિ. નામ અને રૂપ તે બે વિકારી છે, હોવાપણું, સમજાવાપણું, પ્રિય થવાપણું, અવિકારી છે. જડ છે તે શું છે, એ સમજાતું નથી, કેમકે તેનાં માત્ર નામ ને રૂપ આપણે જાણીએ છીએ. ચેતન છે તે તો સર્વદા સમજાય છે. કેમકે તે એકજ રૂપે, એટલે સર્વદા જ્ઞાન રૂપે રહે છે. આવો કાંઇક વિચાર કરતાં સમજાય છે કે વસ્તુ માત્ર-પ્રાણી, વૃક્ષ, પાષાણ, અંતરિક્ષ, સર્વ, જડ અને ચેતન એનાં બનેલાં છે, ને તેમાં જે ચેતન છે તેજ નિત્ય રહે તેવું છે. ચેતન જેવા જેવા સંબંધમાં દર્શન દે છે, તેવાં તેવાં તેને નામ મળે છે. એ ચેતન જ્યારે અમુક પ્રકારે વર્તે છે, ને અમુક નામ રૂપમાં પડે છે, ત્યારે તે જીવ કહેવાય છે. વસ્તુ માત્રને જીવ છે-કીડી,

ગાય, માણુસ, અરે ! પાષાણ, વૃક્ષ, વાયુ, સર્વને, કેમકે ચેતન સર્વવ્યાપી છે, ને જે જે નામ રૂપમાં તે જણાય છે ત્યાં ત્યાં તે જીવ કહેવાય છે. હોવાપણા રૂપે પદાર્થમાત્રમાં ચેતન વ્યાપેલુંજ છે, એટલે પદાર્થમાત્રને જીવ છે એમ સમજવું. જીવ એટલે બોલવું, ચાલવું, કે વિચારવું તેજ જીવ એમ નહિ, પણ અમુક રૂપે હોવાપણુ તે પણ જીવ એમ જાણવું.

આ પ્રમાણે સ્પષ્ટ થયું કે આ વિશ્વનો ખુલાસો કરતાં જીવ એટલે ચેતનનો કોઇક પ્રકાર તે માન્યા વિના બરાબર સમાધાન થતું નથી. એ તો હવણાંજ કહ્યું છે કે ટુંકી ને સીધી રીતે જેથી સર્વ વાતનું સમાધાન બને તે ઉત્તમ ધર્મ. ત્યારે જે કહ્યું છે કે જીવ માનવો એ ધાર્મિકનું લક્ષણ છે તે યથાર્થ છે. પુનર્જન્મ અથવા આ જન્મ છે તે પછી બીજો જન્મ છે, ને આ જન્મ પહેલાં હતો, એવું માનવું એ પણ ધાર્મિકનું લક્ષણ છે. આ વાત શા માટે માનવી તેનાં કારણ આગળ કહેવાશે. જીવ અને પુનર્જન્મ એજ માનવાથી ધાર્મિક ગણાવાય ખરૂં, પણ એકલા માનવાથીજ ધાર્મિક થવાતું નથી; ખરો ધર્મ એમાં રહ્યો છે કે જે માનવું તેવું કરવું. વાતો કરવાથી પેટ ભરાતું હોય તો પકવાન્ન જમ્યાના સ્વપ્નામાંથી જાગીને ચુલો સળગાવવાની અપેક્ષા ન રહે. ઓષડ પીધા વિના તેના નામથી રોગ જતો નથી એમ શ્રીશંકરાચાર્ય કહે છે. જ્યારે સર્વત્ર એક ચેતન વ્યાપી રહ્યું છે, એમ માન્યું, અને જ્યારે તેને નિત્ય સુખ અને જ્ઞાનરૂપ માન્યું, ત્યારે હું અને તું, મારૂં અને તારૂં એવા કલ્પિત ભેદ ઉઠાવી સંસારને વિષમય કરી નાંખનારાં કુટુંબકલહ, મિત્રદ્રોહ, કુટિલતા, એ સર્વ કેવલ અધાર્મિક લોકોનાં કરેલાં છે, એમ કોણ નહિ કહે ? ધર્મની વાતો કર્યા છતાં સર્વને પોતારૂપ જ્યાં સુધી માનતાં નથી, ત્યાં સુધી વાતોમાં ધર્મ સમાતો નથી. કોઇ કહે છે કે માણસમાત્રને ભાઇ બહેનરૂપે ગણવાં, આપણું શાસ્ત્ર કહે છે કે માણસમાત્રનેજ નહિ પણ એક નજીવા તૃણથી તે સાક્ષાત્ દેવતા પર્યંતને ભાઇ બહેન જેવાંજ નહિ પણ આપણા પોતા રૂપજ ગણવાં. જેવું આપણને લાગે તેવુંજ સર્વને લાગે એમ સમજવું. દયા, પ્રેમ, દીનતા, ઇત્યાદિ જે અનેકવાર ધર્માચારમાં ગણાય છે તેનું ખરૂં રૂપ આવો એકાકાર આત્મભાવ અનુભવવો એટલામાંજ સમાય છે. ભગવાન્ મનુએ "ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય, અક્રોધ," એ દશ ધર્મ લક્ષણ કહ્યાં છે. તે સર્વનો સમાસ જે આત્મભાવ કહ્યો, તેમાં સહજમાં થઇ જાયછે. આત્મભાવ થાય તેજ મોક્ષ. મોક્ષના આનંદની સીમા નથી, એના વર્ણનને યોગ્ય ભાષા નથી. આપણે જેને જેને સુખ ગણીએ છીએ, તે બધાં

સર્વવ્યાપી ચેતનની એકતાના સુખનો એક છાંટોજ છે. ત્યારે એટલુંજ સિદ્ધ થાય છે કે જીવ ને પુનર્જન્મ બે માનવું એટલામાંજ ધાર્મિક થવાતું નથી, પણ જીવ માનવાથી સર્વાત્મભાવ, અને પુનર્જન્મ માનવાથી તે આત્મભાવમાં ઉમેરાતો અતુલ પ્રેમભાવ, એ જેનામાં એકાકાર સિદ્ધ હોય તેજ ખરાં ધાર્મિક કહેવાય.

---

## પ્રવૃત્તિ-ભાગ ૧

૬

હિતોપદેશમાં કહ્યું છે કે "બુદ્ધિમાને, વિદ્યા, અને અર્થ એ બે વસ્તુ પાછળ પોતાને કદી મરવું નથી એમ સમજીને મંડ્યા રહેવું; અને અત્યારેજ મૃત્યુએ આવીને ગળું ઝાલ્યું હોય, અને જેમ ધર્માચરણ કરવા બેશીએ, તેમ નિત્ય કર્યા જવું" આ વાક્યનો અર્થ બહુ સારી રીતે લક્ષમાં ઉતારવા જેવો છે. આપણે જીવીએ છીએ, તેમાં કેટલાં વર્ષ જીવ્યાં એ ઉપરથીજ આપણા આવરદાનું લાંબા કે ટુંકાપણું નક્કી કરાય છે; પણ ખરી વાત એવી નથી. કેટલાંક વર્ષ સુધી ખાઇ પીને સૂઇ રહેવામાંજ જીવ્યું કહેવાતું હોય તો પથરા પણ જીવે છે, ઝાડ પણ જીવે છે, પશુ પણ જીવે છે. પણ એ બધાંના કરતાં માણસનું જીવતું કાંઇક બીજી જાતનું છે, ને તે પ્રમાણે જયારે જણાય ત્યારેજ તેનું જીવ્યું ખરેખરૂં જીવ્યું કહેવાય. માણસ જેટલું કામ કરે ને તેમાં પણ જે કામ વધારેમાં વધારે સમય સુધી રહે એવું કરે, તેટલું તેનું જીવ્યું કહેવાય. મરી જવું એવો તો આ જગતનો સ્વભાવજ છે. વર્ષે વર્ષે, દિવસે દિવસે, કલાકે કલાકે, મિનિટે મિનિટે, દરેક વસ્તુ બદલાતી જાય છે, ને ઉખાણો કહે છે તેમ "મા જાણે મહોટું થાય છે, ને આવરદામાંથી ઓછું થાય છે." એવો જે મરવાનો સ્વભાવ છે તેમાંથી જીવ્યું તેજ ગણાય કે જે કાંઇક અમર કામ કરીને મૂકી જાય. આ વાત લક્ષમાં રાખીનેજ કહ્યું છે કે વિદ્યા અને અર્થ એટલે દ્રવ્ય તેને જેટલાં ભેગાં થાય તેટલાં કરવાં. તેમને ભેગાં કરતી વખતે એમ ન જાણવું કે "આપણે શું કામ છે?" "કાલે ઉઠીને મરી જવુંછે," "શા જીવ્યા માટે ?" પણ એમજ જાણવું કે આપણે કોઇ દિવસ મરવું નથી, આપણે તો અમરપટો લઇનેજ આવ્યાં છીએ; માટે જેટલી વિદ્યા અને જેટલું દ્રવ્ય ભેગું થાય તેટલું કરવું. પણ આ પ્રમાણે વિદ્યા અને દ્રવ્ય ભેગાં કરવામાં ગાંડાં ન થઇ જવું, ને ગમે તેવાં દુષ્ટ કર્મથી પણ તેમને ઘસડી લાવવા ન મથવું. કેવલ સદ્વૃત્તિથી ઉદ્યોગ ક-

રવો, આળસમાં ન રહેવું, ને જે મળે તેથી સંતોષ માનવો, જરા પણ અસદાચાર ન કરવો. તે માટે તુરતજ ઉમેર્યું છે કે જેમ મૃત્યુએ આપણું ગળુ પકડયું હોય, આપણે અત્યારેજ મરણની પથારીએ પડયાં હોઇએ, તેમ માની ધર્મ ઉપર દૃષ્ટિ રાખવી. એટલે કે વિદ્યા અને અર્થ પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરતી વેળે આપણે કદી મરવું નથી એમજ ધારવું, અને તે બે વસ્તુ પ્રાપ્ત કરવામાં જ્યારે પણ કશો અસદાચાર કરવા વેળા આવે ત્યારે "શા જીવ્યા માટે એમ કરવું." એ વાકય સંભારી ધર્મ ઉપર નજર કરવી.

આવો જે ઉપદેશ કર્યો છે તેનો હેતુ શો છે ? વિદ્યા અને અર્થ પ્રાપ્ત કરવામાં ન્યુનતા ન રાખવી, અને મરી જવું છે એ વાત ભૂલી જઇ અધર્મ ન કરવો, આમ કહ્યાની મતલબ એ છે કે વિદ્યા અને અર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી નિરંતર ઉદ્યોગ કર્યા કરવો; એ ઉદ્યોગથી વિદ્યા અને અર્થ મળે કે ન મળે તે વખતે હર્ષ ખેદ પામવો નહિ, પણ તે વખતે મ-રવું છે એ વાત સ્મરણમાં આણી, કોઇ આડે માર્ગે વિદ્યા અને અર્થ મે-ળવવાનું મન થતું હોય તો તેને અટકાવવું. કોઈ પણ ઉદ્યોગનું ધાર્યા પ્રમાણે ફલ થવું એ માણુસથી સર્વદા બનતું નથી, તેમ ઘણી વાર એવું પણ દે-ખાય છે કે કશો ઉદ્યોગ કરેલો ન હોય તોપણ કોઇ અદ્ભુત ફલ આવી મળે છે. એટલે કે અમુક વાત માટે ઉદ્યોગ કરવાથી તે વાત સિદ્ધ થશેજ એમ કાંઇ કહી શકાતું નથી, પણ તેટલા માટે એવું સિદ્ધ થતું નથી કે ઉદ્યોગ ન કરવો. ઉદ્યોગ અથવા પ્રવૃત્તિ એજ આખા વિશ્વનો નિયમ છે અથવા સ્વભાવ છે. એક ક્ષણવારમાં આખા જગતના સર્વ પદાર્થો કોઇને કોઈ જાતનો વિકાર (=ફેરફાર) અનુભવે છે. આપણા શરીરમાં પણ ક્ષણે ક્ષણે વિકાર ચાલ્યાંજ કરે છે, આપણા વિચાર પણ તેજ નિયમને અનુસરે છે. સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, ગ્રહ, સર્વે એક ક્ષણ પણ વીસામો લીધા વિના પોતપોતાનું કામ કર્યાજ જાય છે. જેટલી જેટલી વસ્તુ છે તેમાંની કોઇ, કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કર્યા વિના રહેતી નથી. જે માણુસ એમ ધારે છે કે હું ઉદ્યોગ નથી કરતો, હું પ્રવૃત્તિમાં નથી, હું તો નિવૃત્તિમાં છું, ત્યાગી છું, વિરાગી છું, તે પણ આ નિયમથી છૂટી શકતો નથી. તેના શરીરમાં લોહી નથી ફરતું ? તેને ભુખ નથી લાગતી ? તેને નિદ્રા નથી આવતી ? હાલતો ચાલતો નથી ? તેનું મન વિચાર કરતું નથી ? ને છેવટ તે દિવસે દિવસે વૃદ્ધ થઇ મરી જતો નથી ? જો આ બધું થતું હોય તો હું "કાંઇ કરતો નથી" એમ જે તેનું કહેવું છે તે ખોટું છે. એક રીતે "હું કાંઇ કરતો નથી."

એ કહેવું ખરૂં પડે, ને તે એ કે જે જે પ્રવૃત્તિ થાય છે તેના પરિણામની, તેના ફલની, મને ઇચ્છા નથી, ને તે ફલ થાય એવા હેતુથી મેં તે પ્રવૃત્તિ કરી નથી, આવું જો એ માણસ કહે તો તે ખરૂં છે, પણ તેથી પ્રવૃત્તિનો નિયમ ભાગતો નથી, પ્રવૃત્તિ એજ આખા જગત્ અને માણસનો સ્વભાવ છે એ વાત ખોટી પડતી નથી. ત્યારે કીસમત, નસીબ, પ્રારબ્ધ, ભાગ્ય, એવા શબ્દો વાપરી "આપણે કાંઇ કરવું નહિ" એમ જે બોલવું થાય છે તે ખોટું છે. ખરી વાત એટલીજ છે કે નિરંતર પ્રવૃત્તિ કરવી, કરવી એમ નહિ, પણ કર્યા વિના ચાલતુંજ નથી; તેનું જે ફલ થાય તે આપણા હાથમાં નથી. એટલે તેવામાં નસીબ, કીસમત, પ્રારબ્ધ, જે સંભારવું હોય તે સંભારી સંતોષ વાળવો. કહ્યું છે કે "ઉદ્યોગ કરનારને લક્ષ્મી વરે છે; દૈવ, દૈવ, એમ તો સાહસ વિનાના લોક કહે છે; દૈવને દૂર રાખી ઉદ્યોગ કર, ને તે છતાં કાંઈ ન મળે તો દૈવને સંભાર."

પ્રવૃત્તિ તો ત્યારે કરવીજ, પણ તે પ્રવૃત્તિમાત્ર વિદ્યા અને અર્થ બેનેજ માટે કરવી એમ શા માટે? બીજા ઘણા વિષય છે કે જે માટે ઉદ્યોગ થાય છે, તો આ બે વાતજ શા માટે બતાવી છે? વિદ્યા છે તે સર્વને સુખ આપી, પ્રાપ્ત કરેલાં દ્રવ્ય અને સમૃદ્ધિને યથાર્થ રીતે ભોગવાવી, છેવટ જે મોક્ષનું નિત્યસુખ છે ત્યાં સુધી લેઇ જાય છે; ને અર્થ છે તે વચમાં જે નાના પ્રકારનાં સુખ ભોગવાય છે તે મેળવી શકે છે. વિદ્યા વિના અર્થ નકામો છે, કેમકે પૈસો ભેગો કરવામાં કાંઇ ફલ નથી, તેને પોતાના અને પારકાના લાભ માટે ઉપયોગ કરવામાંજ તે પૈસો સાર્થક છે. આમ વિદ્યા અને અર્થ એ બે વસ્તુને માટેજ પ્રવૃત્તિમાત્ર કરવી જોઇએ. માણસનો સ્વભાવજ જ્યારે પ્રવૃત્તિ કરવી એવો છે, તેનું મન જ્યારે ક્ષણ પણ પ્રવૃત્તિ કર્યા વિના રહેતું નથી, ત્યારે તેને સારી પ્રવૃત્તિમાંજ વાળવું જોઇએ. માણસનું મન કૂતરા જેવું છે, પકવાન્ન મળે તો તે ખાય, ભરડકું મળે તો તેને ચાટે, ને કાંઇ ન હોય તો વિષ્ટામાં પણ મોઢું ઘાલે, પણ કાંઇને કાંઇ ઝાલે ખરૂં. મન પણ, સારા વિચાર કરવાના ન હોય, સારી પ્રવૃત્તિ ન હોય, તો નઠારા વિચારમાં, નઠારી પ્રવૃત્તિમાં પડે છે, પણ નવરૂં બેશી શકતું નથી. કહેવત પણ છે કે "નવરૂં બેઠું નખોદ ઘાલે" અનેક ઘણાંક બૈરાં નવરાં બેસી પારકી નિંદા, પોતાની સ્તુતિ, ને એવાંજ નીચ કામમાં પડી ક્લેશ કંકાસમાં પોતાનો ને પારકાનો જન્મારો મિથ્યા કરે છે. માટે નિરંતર સારી પ્રવૃત્તિજ રાખવી. ક્ષણ પણ એવી ન જવા દેવી કે જેમાં કશી પણ સારી પ્રવૃત્તિ—મનની કે તનની—ન થતી હોય. સારી

પ્રવૃત્તિ સર્વદા થાય એટલાજ માટે કહ્યું છે કે વિદ્યા અને અર્થ ઉપર લક્ષ રાખી પ્રવૃત્તિ કરવી, પણ તેને ગમે તેમ પ્રાપ્ત કરવાં એમ કહ્યું નથી, કે તે ન મળે તો દુ:ખી થવું એમ પણ કહ્યું નથી, કેમકે તે સમય તો "મરી જવું છે" એ વાત સ્મરી સંતોષ વાળવાનો ઉપદેશ સ્પષ્ટ રીતે બતાવેલાછે.

## પ્રવૃત્તિ–ભાગ–૨

### ૭

એક ઉપદેશવાક્ય છે કે "મનુષ્યના શરીરમાં આળસ જેવો શત્રુ નથી, ને ઉદ્યમ જેવો મિત્ર નથી." આ વાત ઘણી ઘણી રીતે ખરી છે. જગતમાં કોઈ માણસ વિદ્યા ન પામેલું હોવાને લીધે, કે દ્રવ્યવાન્ ન હો-વાને લીધે અપ્રતિષ્ઠાને પાત્ર થતું નથી, પણ આળસુ રહ્યાને માટે થાય છે. નિત્ય ઉદ્યોગમાં રહેવું, ને તે સારા ઉદ્યોગમાં રહેવું. એજ સર્વદા મા-નને પાત્ર છે, પછી તેમાંથી જેવું ફલ થાય તેવું ખરૂં. માન જે ઘટે છે તે ઉદ્યોગના ફલને નથી ઘટતું, પણ ઉદ્યાગનેજ ઘટે છે; આપણે કોઇ વિદ્વાન્ કે સમૃદ્ધિવાન્‌ને, માન આપીએ તો તે પણ તેણે જે ઉદ્યોગમાં તે પ્રાપ્ત કર્યા છે તેને આપીએ છીએ. નિરુદ્યોગ કે આળસ એ જેમ શરીર અને મન બન્નેને કાટ ચઢાવી દે છે, ને નિરુપયોગી કરે છે, તેમ જગતમાં પણ અપમાન અને તિરસ્કારને પાત્ર થાય છે. ઉદ્યોગ અથવા પ્રવૃત્તિમાં જેમ મનને વ્યાયામ (=કસરત) થાય છે તેમ શરીરને પણ થાય છે. પ્રવૃત્તિથી જે મહોટામાં મહોટો ગુણ આવે છે તે કામ સમેટવાની કુશલતા છે. કોઇ પણ કામ આવ્યું કે તે કેવે પ્રકારે થશે, કેટલે સમયે થશે, અને તેને કેવા વિ-ભાગ કરી કરવું પડશે, એ બધી વાત ઉદ્યોગી માણસ તુરત વેતરી કાઢેછે, ને તે પ્રમાણે મંડે છે. એવો ઠરાવ પાર પાડવામાં તેને નિયમિત થવાની અને વેળાસર કામ કરવાની પણ ટેવ પડે છે. આ રીતે ગમે તેવું મહોટું કામ હોય તો પણ તે થોડાજ સમયમાં પાર પાડે છે. આવી રીતે જે યો-જના કરવાની શક્તિ આવવી, કામ કરવાની છૂટ, અથવા જેને બૈરાં "છોટ" કહે છે તે પેદા થવી, એ રાત દિવસ સારી પ્રવૃત્તિમાં રહ્યાથી પેદા થાય છે. આવી છૂટ એ મનનો ગુણ થયો, પણ એ ગુણથી જે જે કરવું પડે છે તે કાંઇ શરીરના ઉપયોગ વિના થતું નથી. શરીરને પણ એકની એક સ્થિતિમાં ઘણો વખત સુધી રાખવું પડે છે, આંખે જોવું પડે છે, હાથે કામ કરવું પડે છે, પગે ચાલવું પડે છે, આવી જે જે ક્રિયાઓ શરીરને કરવી પડે છે, તે-નાથી શરીર પણ ચંચલ અને દૃઢ થાય છે, તથા એ પ્રમાણે શ્રમ કરવાને

લીધે નિત્ય સારી રીતે શાન્તિથી નિદ્રાનો આરામ ભોગવી શકાય છે, ખાધેલું સારી રીતે પચે છે, ને નવા શ્રમ માટે ઉત્સાહ ઉત્પન્ન થાય છે, આથી ઉલટી રીતે જુઓ તો જે આળસુ માણસ છે તેનાથી કશું થઇ શકતું નથી, તેના આગળ કાંઇ કામ આવ્યું કે તેને મહાભારત જેવું લાગવાનું. તે વિષે વિચાર કરતાં ઘણું કરીને તે, "આપણું કામ નહિ." "આપણું ગજું નહિ," એમ કહીનેજ તેને ઉંચું મૂકશે,—ને કોઇના કહેવાથી કદી હાથમાં લેશે તો પણ તેને આમથી આમ, ને આમથી આમ ચુંથ્યાં કરશે, પણ એક ડગલું તેને પાર ઉતારવા પ્રતિ તે વધી શકશે નહિ. આજ તેનું માથું દુખશે, કાલ તેનો બરડો ફાટશે, ને ત્રીજે દિવસે તેને અવકાશ નહિ મળે, અવકાશ મળશે તો કામમાં જીવ નહિ પેસે, કામને લઇ બેસશે તો તેમાં કોણ જાણે હાથ કાપશે, પગ ભાગશે, કે જાતેજ ડુબશે. એવાં માણસ પોતાની જાતને અને બીજાને જે પ્રતિજ્ઞાઓથી છેતરે છે તે હસવા યોગ્ય હોય છે. "આપણે કરીએ તો ખરાં, પણ આપણામાં શક્તિ નથી" એમ તેઓ વારંવાર બોલે છે, પણ તે શક્તિ મેળવવાનો પ્રયત્ન, કે તે કામ કરીને પોતાનામાં શક્તિ છે કે નહિ તેનો નિશ્ચય કરવાનો પ્રયત્ન, તેઓ કદી કરતાં નથી. તરતાં આવડે તોજ પાણીમાં પેસવું એમ તે લોકો વારંવાર બોલેછે, પણ એટલી વાત કેવલ વિસરી જાય છે કે પાણીમાં પેઠા વિના તરતાં આવડતુંજ નથી. જુઠાં બહાનાં કાઢવામાં, નકામાં અને મિથ્યા વચન આપવામાં ને જે તે રીતે પોતાને તેમજ બીજાને છેતરવામાં તે લોક કુશલ હોય છે. પણ એજ આળસની નીશાની છે. જીભ સાજી ને હાથ પગ ભાગલા એજ ખરા આળસનું લક્ષણ છે, એનાથી જગતમાં કાંઇ થયું નથી, થવાનું નથી, તે જીવતાંજ મુવેલું છે.

ઘણાંક એમ જાણે છે કે જે માણસ જે ધંધાને યોગ્ય હોય તે માણસજ તે ધંધો કરી શકે. વેપારીઓ જાણે છે કે નિશાળમાં ભણેલા લોક વેપાર કરી નજ શકે; માસ્તરો અને મહેતાજીઓ જાણે છે કે વેપારીઓ વિદ્વાન્ હોઇ ન શકે; રાજદ્વારી લોક નીશાળમાં ભણેલાને તો હસેજ છે, ને છોકરાં ભણાવવા વિના બધા ધંધા માટે તેમને નાલાયક ગણે છે; ખેડુતો વળી સર્વેને નકામા ગણે છે, ને સર્વે ખેડુતોને નકામા ગણે છે. આવો પરસ્પર ધંધાનો વિરોધ ચાલે છે, ને જેને ધંધો કે કારભાર કહેવાય છે તેમાં પડેલા લોક એમજ સમજે છે કે કવિતા કરનારાં, કે જ્ઞાનની વાતો કરનારાં, એટલે જેને સાધારણ રીતે કેળવાયલાં કહીએ છીએ તેવાં ક્યાંયેજ કામનાં નથી ! પણ આવા વિરોધમાં કશું તત્ત્વ નથી. જે મનુષ્ય કોઇ

એક ધંધામાં વિજય પામી શક્યું છે, ને ઉદ્યોગી તથા પ્રમાણિક જણાયું છે, તે ગમે તે ધંધામાં પણ પોતાના ઉદ્યોગ અને પ્રમાણિકતાથી વિજય પામશે. સાર એટલોજ છે કે જેમ તેમ કરીને પણ ઉત્તમ પ્રવૃત્તિ રાખવાની ટેવ પડવી જોઇએ, પછી જે ધંધો હશે તે એની મેળે કરી શકાશે. આપણે જોઇશું તો આપણાજ દેશમાં કબીર અને દાદુ જેવા મહાત્માઓ થઇ ગયા છે તે માત્ર સાળવી અને પીંજારાના ધંધામાંથી તત્ત્વજ્ઞાનીના ધંધામાં પડેલા હતા. ચાણાક્ય જેવા રાજનિતિમાં કુશલ થઈ ગયેલા છે તે સંધ્યા અને તર્પણ કરનાર બ્રાહ્મણનો ધંધો તજી રાજકુલમાં પડવાથી થયા છે. ચાલુ સમયમાં પણ શું થાય છે? આપણા સરકારની નોકરીમાં ઉત્તમમાં ઉત્તમ મુનસફો, મામલતદારો, તે ઘણાખરા નીશાળ ભણાવનારા માસ્તરોમાંથી થયેલા છે. વિલાયત અને યુરોપ અમેરિકામાં તો એવા દાખલા કરોડો મળી આવશે. પ્રખ્યાત જૉન બ્રાઇટ, જૉન બ્રેડલો, વગેરે જે રાજકીય પુરુષો છે તે જેમ એક પાસે રાજકારભારમાં પડેલા છે તેમ બીજે પાસે વેપાર વકીલાત વગેરેમાં પણ તેવાજ કુશલ છે. આવાં અનેક દૃષ્ટાન્તથી એટલુંજ સિદ્ધ થાય છે કે જેને ઉત્તમ પ્રકારની પ્રવૃત્તિની ટેવ પડેલી છે તે તો ગમે ત્યાં પણ ઝળકી ઉઠે છે; જે આળસુ છે તેને પોતાને જે યોગ્ય હોય તે વિના બીજો ધંધો ફાવતો નથી.

એક બીજો વિચાર પણ લોકોમાં ચાલે છે, અમુક ધંધોજ સારો અને અમુક નહિ સારો, એમ લોક સમજે છે. પણ હવાણાંજ આપણે કહી આવ્યા કે સારી પ્રવૃત્તિ અથવા ઉદ્યોગ એજ સારાપણાનું લક્ષણ છે. તે ઉદ્યોગનું ફળ શું થાય છે, અથવા થાય છે કે નહિ, તે વિચારવાનું નથી. વિદ્યા અને અર્થ એ બે હેતુ લક્ષમાં રાખી, ધર્મબુદ્ધિએ વર્તી જે મનુષ્ય અટક્યા વિના પ્રવૃત્તિ કર્યા જાય છે, તે ઉત્તમમાં ઉત્તમ છે, તેને સર્વ પ્રકારનું માન ઘટે છે, ને તે પણ તેના ઉદ્યોગનું ધારેલું ફલ આવતું હોય કે ના આવતું હોય તથાપિ, જગતમાં આપણે જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિ કાંઇ આપણે જાતે લીધી નથી, એ તો એક નાટકના વેષ જેવું છે. આપણું કામ એ નથી કે આપણો વેષ અમુક જાતનો શા માટે છે તેની કુથલી કરવી, પણ આપણું કામ એટલુંજ છે કે જેવો વેષ આપણે ભાગ આવ્યો હોય તેનો યથાર્થ ભજવવો. તે યથાર્થ ભજવાય એટલામાંજ આપણને માન છે, આપણા જીવ્યાનું સાર્થક છે. કામ કરવાથીજ સરીર દૃઢ થાય છે, મનના ઘણાક ઉત્તમ ગુણો ખીલી નીકળે છે, તો કામને કોઇએ કદી

પણ હલકુ ગણવું નહિ. એક વખત મહાન્ નેપોલીયન કોઇ અતિ કુલીન સ્ત્રી સાથે ફરતો હતો તેવામાં એક મજુર માથે ભાર લઈ દોડતો સામે આવ્યો. પેલી સ્ત્રીએ દૂર રહે દૂર રહે એમ કહ્યું, પણ નેપોલીયને કહ્યું કે “બાઇ! આપણેજ ખસો, કાંઈ નહિ તો એને માથે જે ભાર છે તેને માન આપવું જોઇએ.” આટલી બધી પ્રતિષ્ઠા ઉદ્યોગ, શ્રમ, તેને છે. આપણાં બૈરાં પોતાનાં છોકરાં બીજાને સોંપવામાં, કૂવે તળાવથી પાણી ન લાવવામાં, દળણુંખાંડણું ન કરવામાં, રસોઇ ન રાંધવામાં, ને વાસણ પુંજો વગેરે ઘર કામ ન કરવામાં કુલીનતા સમજતાં હોય તો તે તેમની ભુલ છે. જેમ શરીર કસાશે, ને મનને કામ કરવાની છૂટ આવશે, તેમ સર્વ પ્રકારનું સુખ પેદા થશે: નવરાં બેઠાં નખોદ વાળવાનો સમય નહિ મળે, ને સુખી થવાશે. મ્હોટાં નગરમાં જ્યાં બૈરાં નવરાં બેશી રહે છે, ને બધું કામ ચાકરોને હાથે લે છે, ત્યાં જઇને જુઓ. ત્યાં સ્ત્રીઓનાં શરીર ફીકાં, નબળાં, ને તેમના સ્વભાવ ચીડીઆ અને કંગાલ જણાશે. આનું કારણ માત્ર પ્રવૃત્તિનો અભાવ એટલુંજ છે. માટે સર્વદા કોઈ પણ પ્રકારના કામથી અપ્રતિષ્ઠા સમજવી નહિ. પોતે જે ઠામે હોઇએ તે ઠામે આપણું જે કામ હોય તે સારામાં સારી રીતે કરવું એનાંજ પ્રતિષ્ઠા ને કલ્યાણ જાણવાં.

ઘણાકને આરામ ભોગવવાનું બહુ મન હોય છે, પણ કામ કર્યા પછી આરામ જેવો મીઠો લાગે છે તેવો અમથો આરામ લાગતો નથી. કામ કરી રહ્યાં અને પાછું કરવાનું છે, એ બે સમયની વચમાં જે આરામ હોય તેજ અતિ સ્વાદથી ભોગવાય છે. જેને નિરંતર આરામ છે તેજ ઘેર ઘેર રખડે છે. જુઠાં સાચાં ગપ્પાં કે નિંદામાં સમય ગાળે છે, ને કશું કામ ન હોવાથી તેને દિવસ બહુ લાંબો લાગે છે, એટલે પોતાની જાત ઉપર અકળાય છે. એવાં માણસ કશાથી સંતોષ પામતાં નથી, તેમને કશું ગમતું નથી. સુખ આપનારો આરામ એજ છે કે જેની આગળ અને પાછળ કામ હોય. ત્યારે રાત દિવસ કામ કામ ને કામ; શરીરનું કામ, મનનું કામ એમ તે ક્યારે નવરાં પડાય? એમાં તો મરી જવાય! એવું પણ કેટલાંક વારંવાર બોલે છે. આનુ ઉત્તર એટલુંજ છે કે આજ સુધી કોઇ પણ માણસ નિયમિત રીતે ઉદ્યોગ કરવાથી મરી ગયું નથી, પણ કેવલ ઉદ્યોગ ન કરવાથી, એટલે આળસથી તો ઘણાં મરી ગયાં છે. અનિયમિત આહાર કરવાથી તેમજ ઉંઘવા જાગવાથી, અને એવાંજ બીજાં કારણથી તો ઘણાં મરે છે.

# પુણ્ય—પાપ.

## ૮

**दया धर्मको मूल है पाप मूल अभिमान ।**
**तुलसी दया न छांडिये जबलग घटमें प्रान ॥**

એક પ્રવાસીને કોઇએ પૂછ્યું કે તમે પ્રવાસ ઘણો કરેલો છે એટલે કહી શકશો કે આ જગત્‌માં લોકની કેટલી જાતો છે? તેણે ઉત્તર આપ્યું કે, બેજ; સ્ત્રી અને પુરૂષ. આ ઉત્તર સર્વને બહુ સમજવા જેવું છે, ને એ પ્રવાસીએ તો બે કહી, પણ "માણસ" એમ એકજ કહી હોત, તો પણ વધારે યોગ્ય ગણાત. જે એમ જાણે છે કે અનેક રૂપરંગ, રીતભાત, દેશ પરદેશ, ગમે તે રીતે પણ જુદાં જુદાં જણાતાં માણસમાત્ર એક રૂપજ છે, સર્વમાં એનોએજ આત્મા રહેલો છે, ભેદ એ વાતજ ખોટી છે, આમ જે જાણે છે તેને સ્ત્રી ને પુરુષ એમ બે જાતિ પણ ક્યાં રહી? તેને તો માણસ એ એકજ જાતિ રહી; એટલુંજ નહિ પણ સર્વવ્યાપી આત્માને ઓળખ્યો ત્યારે તો પશુ, પક્ષી, કીડી, કીટ, પતંગ, વૃક્ષ, પાષાણ, સર્વ તેને એક સરખાંજ જણાવાં જોઇએ આત્મભાવમાં સગાઈ નથી, નાત નથી, વતન નથી, દેશ નથી, ભેદ નથી;—આમ બોલવાનો અર્થ જ્યાં સુધી આપણે વ્યવહારમાં છીએ ત્યાં સુધી તો એટલોજ છે કે આત્મભાવ સમજાય ને મનમાં કોઈથી ભેદ નથી, પછી વ્યવહારને લીધે શરીરથી ભેદ રાખવો પડે તે એક જુદી વાત છે. મનથી ભેદ નથી એમ કહેવાનો અર્થ પણ એજ કે આપણે પોતે જેવી રીતે સુખને ઇચ્છીએ છીએ, દુઃખને પરહરીએ છીએ, તેવી રીતે સર્વે ઇચ્છે છે, પરહરે છે; ને એટલા માટે જે સુખ, કે દુઃખથી છૂટાં રહેવાની શક્તિ, આપણને હોય તે બીજાને પણ ભોગવાવીએ. આમાં પણ વિવેક એટલોજ રાખવાનો છે કે સુખ શાને ગણવું? કેમકે નહિ તો કેવલ ક્ષણિક અને પરિણામે દુઃખરૂપ, એટલે જેમ તેમ કરી સુખરૂપે કલ્પેલા, એવા આવેશોથી અંધ થઇ આપણે આપણને અને બીજાને સારાને બદલે નઠારૂં કરી બેસીએ. જે નિત્ય ચાલે તેવું સુખ જેટલું આપણે ભોગવતાં હોઇએ, તેવું અને તેટલું બીજાને ભોગવાવવું એજ અભેદ, એજ આત્મભાવ, એનુંજ નામ પુણ્ય, વ્યવહારને પરમાર્થ, સર્વત્ર એવો નિયમ છે કે વસ્તુનું મૂલ્ય તેને માટે જે આપવું પડેલું હોય તે પ્રમાણે થાય છે. આપવું પડે તે પૈસાજ હોય એમ નહિ,

પણ પૈસા, શ્રમ, બાધા ( અડચણ ), ગમે તે હોય. જે કરવામાં આપણને કાંઇ ખમવું પડતું નથી તે પુણ્ય કહેવાય નહિ; એટલે સંસારમાં પડેલા લોક ઘર સાચવીને પરમાર્થ કરવાનું કહે છે તે કાંઇ ખરૂં પુણ્ય નથી. મારે રહેવાનું ઘર છે તેથી મને જે સુખ છે, તે સુખ જેને તેવું સુખ નથી તેને આપવું એમાં જેટલું પુણ્ય છે, એટલું મારૂં ઘર સાચવીને બીજાને ઘર કરી અપાતું હોય તો કરી આપવું, નહિતો નહિ, એમાં નથી. જો કે આ બીજા વિચારમાં પુણ્ય નથી એમ નથી, પણ તેજ ખરૂં પુણ્ય નથી. દયા પ્રેમ, ઇત્યાદિ જે જે વાત પુણ્યરૂપે બતાવવામાં આવે છે તેનો અર્થ એટલોજ છે કે સર્વવ્યાપી આત્મા સર્વત્ર એકજ છે એમ જાણવાથી જે કામ થઇ શકે, તે ન થવા દેનારૂં આપણા મનનું જે સાંકડાપણું તેને તોડી નાખવું. હું શું કરીશ? મારાં જે છે તે શું કરશે? આવા હું અને મારા વિષેના વિચારથી અભિમાન જન્મ પામે છે. તે અભિમાન એવો કે જે છે તે બધું મારૂંજ છે, એમાં કોઇનો ભાગ નથી, અને તે સર્વનું કર્ત્તા ભોક્તા પણ મારા વિના બીજું નથી. આવો અભિમાન થતાંજ મનમાં સાંકડાપણું પેદા થાય છે ને માણસ પોતાનાંને વળગી રહી બીજાંને તેને અડકવા પણ દેતાં નથી. જેનામાં દયા અથવા અભેદ કે પ્રેમ થયો હોય તે આ સાંકડાપણું ભૂલી જાય છે, ને સમજે છે કે સારૂં નરતું જે જે થાય છે, તે થવું કે તે ભોગવાવું એ મારા હાથમાં નથી, તો જેને જેને તે ભોગવવાનો પ્રસંગ આવે તેને તેને તે ભલે મળે. તેને, હું કરૂંછું, કે મારૂં છે, એવો અભિમાનજ હોતો નથી, એટલે તે પોતાની જાત પણ પારકીજ જાણે છે. આનુંજ નામ અભેદ કે આત્મભાવ, આનુંજ નામ પુણ્ય. એવાંને શત્રુ નથી, મિત્ર નથી, કેમકે બધાં પોતારૂપજ છે; તે પોતાનો દ્વેષ કરનારાંને પણ પોતા જેવાંજ જાણે છે. ક્ષમા એ પુણ્યનું ફલ છે, ને ક્ષમા આગળ કોઇનું ચાલતું નથી.

જેનામાં ક્ષમા નથી, તેજ અભિમાની હોય છે. જેનામાં અભિમાન છે તેનામાં પાપનો આરંભ થવા માંડયો છે. જેનું મન એવું સાંકડું છે કે હું અને મારૂં જોઇનેજ સંતોષ પામે છે; તેમાંથી બીજાંને માટે કશું પણ આપવું સહન કરી શકતું નથી, તેજ પાપને માર્ગે ચઢવાની તૈયારીમાં છે. જ્યારે અભિમાન બહુ બલથી વર્તવા માંડે ત્યારે પાપની સમીપ આવ્યાં જાણજો; જ્યારે તે પ્રબલ થઇ પારકાનાં દુઃખ ઉપર જોતાં તમારા હૃદયમાં એમ વિચાર પેદા કરે કે એને એવું દુઃખ છે તેવું મારે નથી એ બહુ સારૂં છે, ત્યારે પાપને પગથીએ તમે ચઢયાંછો એમ સમજજો; ને જ્યારે પારકાના કોઈ પણ

પ્રકારના દુઃખથી—મનના, તનના કે વાચાના—તમને લેશ પણ સુખ કે સગવડ મળે છે એમ જાણો ત્યારે પાપની નીસરણીની ટોચે જવાયું સમજજો. પોતાના જેવાંજ માણસો સાથે સરખાવટ કરી પાપી માણસ સંતોષ માનેછે કે ફલાણાના જેવું હું નથી; પણ જે નીસરણીએ સર્વે સાથે ચઢે છે તેમાં કોણ આગળ અને કોણ પાછળ તે ચઢનારને લાગવાનું નહિ. તે જો જોવું હોય તો ક્ષણવાર, એજ નીસરણી ઉપર થોભો, સ્થિર દૃષ્ટિથી, જે ચઢે છે તેમને, ચઢીને પડેછે તેમને, ને જે ચઢયા કે પડયા વિના પરમ સુખમાં છે તેમને જુઓ, તો તમને તમારી સ્થિતિનો અર્થ તુરત સમજાશે, ને તમે કીયે પગથીએ છો તે લાજભરેલી વાત સહજમાં છતી થશે.

વ્યવહાર દૃષ્ટિથી લાભ જોનારાં કહેશે કે 'ઘર બાળીને તીરથ કરવામાં' જો સાર હોય તો આ પ્રમાણે પુણ્ય કરવામાં હોય; પુણ્ય કરવામાં શો લાભ છે ? આપણે આપણું સાચવીને, કોઇને પીડા ન કરીએ એટલે થયું. આ સમજ પણ ખોટી છે. સર્વત્ર એકાત્મભાવ જાણ્યો છે તે એવું સહનજ કરી શકતાં નથી કે એકાકાર એક રૂપ આત્મામાં એક ઠામે સુખ ને એક ઠામે દુઃખ એમ સંભવે ? એવું સંભવેજ નહિ. દુઃખનું દર્શનજ આત્મભાવવાળાંને જોઇ લય પામે છે. અંધારી રાત્રીએ, વૃષ્ટિની ઝડીમાં, એકલી જતી બાલા કોઇનો શોકાર્ત સ્વર સાંભળતાં અટકે છે, ને એક ડોશી ધ્રૂજતી ધ્રૂજતી એની આગળ ઉભી રહે છે. પેલી બાલા તુરતજ પોતાની કામળી તેને ઓરાઢી, ચાલતી થાય છે. ડોશીનો આશિર્વાદ સાંભળવા પણ અટકતી નથી, ઘેર તેને કોઇ પૂછનાર નથી, તે કોઇને કહેતી પણ નથી. આ કામ કાંઇ એ બાલાએ પ્રથમજ કર્યું નથી, નિત્ય તેવાં અનેક યથાશક્તિ કરે છે, તેને શો લાભ છે ? વાહ વાહ કેહેનાર લોકદૃષ્ટિ છે નહિ ડોશી કાંઇ આપનારી નથી. એ કાર્ય એજ એ કાર્યનું ફલ છે, ને એ કાર્યનો લાભ છે. એ કરવું એથી બીજું ફલ તેમાં નથી; કેમકે ફલને માટે જે સાધન વપરાય તે ફલ મળ્યા પછી નકામાં થાય છે; તેમ આ કામથી એ કામ એજ ફલ છે, કેમકે એ કામ પોતે કદાપિ નકામું થતું નથી, કદાપિ અપ્રિય લાગતું નથી. લાભ વિના, કે લાભની આશા વિના જે આત્મભાવથી કરેલું કામ તે પુણ્ય. કામજ નહિ, પણ મન, કર્મ, વાણી જેથી જેટલું યથાશક્તિ થાય તે બધું પુણ્ય.

# નીતિ-વ્યવહાર.

૯.

જેનું પરિણામ સારૂ તે બધું સારૂંજ છે એમ ઘણાંક સ્ત્રી પુરૂષો પોતાનાં કાર્યોને ખરં ઠરાવવા માટે બોલતાં સંભળાય છે. આવો નીતિનો નિયમ લઇ તેના વડે વ્યવહારને, જે તે રીતે, શુદ્ધ કરી લેવા લોકો મથે છે. આપણને કે કવચિત્ સો પચાસ જનોને ઉપાધિ કરનાર એક માણસ હોય તેને મારી નાખવાથી પરિણામે લાભ છે, માટે શું તે કામ યોગ્ય છે? કાયદાથી શિક્ષા થવાનો પણ સંભવ નથી, ત્યારે શું તે કામ સારૂ નથી? આપણા ઓરડાના અંધારામાં ગમે તે કરીએ તેથી આપણને સંતોષ રૂપી લાભ છે, ને અંધારાના પડદાને પારકી આંખ ભેદી શકનારી નથી, ત્યારે શું તે કામ સારૂ નથી? આવા અનેક વિચારોથી સ્ત્રી પુરૂષો પોતાનાં ખોટાં અને ખરાં સર્વ કૃત્યોને જેમ તેમ સારા ઠરાવી નીભાવ કરે છે, ને કહેછે કે એતો સંસારની રીત છે. સંસાર શું? સારૂ શું? નઠારૂ શું? નીતિ શું? એવા પ્રશ્ન વિચાર કરનારને તુરત ઉઠેછે, ને અનેક વિતર્ક ઉભા કરેછે.

આ જગતની રચના છે તે કાંઇક હેતુવાળી છે; સૂર્ય ઉગે છે તે અમુક હેતુ માટે ઉગે છે; પવન આવે છે તેમાં પણ કાંઇક અર્થ છે. માણસો ખાઇ પીને રમતા ફરે તેમાં કાંઇ અર્થ હશે? મનુષ્યનું જીવવું ખાવા પીવા ને રમવા માટેજ છે? કે તેમાં કાંઇ વધારે અર્થ છે? માણસ માત્ર પોતાને અનુકૂલ હોય તે ઇચ્છે છે, પ્રતિકૂલ હોય તે પરિહરે છે; સુખ સંગ્રહે છે, દુઃખ દૂર કરે છે. સુખ તે શામાં છે? ખાવામાં, પીવામાં, રમવામાં, કોઇ ઇચ્છા પૂર્ણ કરવામાં? એ બધામાં સુખ છે તે માત્ર સુખના પડછાયા જેવું છે, કેમકે તે ક્ષણિક એટલે થોડી વાર ચાલનારૂં છે, ને તેમાં પણ તેને અંતે સુખજ આવશે એવો નિશ્ચય નથી. જે સુખ ખરૂં છે તે સર્વદા એટલે આજ, કાલ, વર્ષે, લાખ વર્ષે, પણ તેનું તેજ રહે છે, તેનું તેજ હતું, એને સીમા નથી. એ સુખ જે રીતે મળે તેવો પ્રયાસ કરવો જોઇએ, એ સુખ લેવા માટે દેશ વિદેશ શોધવા જવું પડતું નથી, ઘણા વિચારમાં ઉતરવું પડતું નથી, કે શ્રમ ઉઠાવવો પડતો નથી. એ સુખ સર્વત્ર છે, તેમ પોતપોતાનામાં પણ છે તેને ભોગવતાં આવડવું જોઇએ. એ સુખ આત્મભાવ એટલે સર્વત્ર જે ચેતન વ્યાપી રહેલું છે તેની એકતા સમજી અભેદ અનુભવવામાં રહેલું છે. એજ મોક્ષ. એ સુખ હોય તો તે ખરૂં સુખ કહેવાય, બાકી બીજું તો દુઃખજ છે. એ સુખ પામવું એજ માણસ માત્રના જીવિતનો હેતુ છે.

હજુ વધારે વિચાર કરીએ તો સુખ દુઃખ બધું કાંઇ નથી, માત્ર આપણા મનની કલ્પના છે. જો પદાર્થોમાં સુખ કે દુઃખનો ધર્મ હોત તો તે સર્વને એકજ રૂપે સમજાત. એવો નિયમજ છે કે જેનો જે સ્વાભાવિક ધર્મ એટલે ગુણ છે તે સર્વ ઠેકાણે ને સર્વ કાલે એકજ રૂપે સર્વને સમજાય છે. અગ્નિનો સ્વભાવ બાળવાનોજ છે, તો તે કોઇ ઠેકાણે તેથી વિરુદ્ધ રૂપે કોઇને પણ જણાતો નથી. પણ ધન કે અધિકાર સર્વ ઠેકાણે સર્વને સુખ રૂપે જણાતાં નથી. જેની પાસે તે હોય છે તેને આનંદ આપે છે, જે તેને ઇચ્છેછે છતાં પામતાં નથી, તેને દુઃખ આપે છે, ને જે તેની તૃષ્ણા નથીજ કરતાં તેમને કાંઇ નથી આપતાં ત્યારે જેવી જોનારની દૃષ્ટિ તેવો ધન અથવા અધિકારમાં અનુભવ થાય છે. પણ અગ્નિમાં એમ નથી. ત્યારે સુખ અથવા દુઃખ એ અગ્નિના બાળવાપણા જેવો સ્વાભાવિક ધર્મ નથી. એતો આપણા મનની કલ્પના છે, ને બરાબર જ્ઞાનથી સમજીએ તો મિથ્યા જણાય છે. આમ છે ત્યારે કલ્પિત સુખનાં ફાંફાંને સુખ માની, આપણે આચાર કરવો તે ખોટું છે. સ્વભાવસિદ્ધ ખરી વાત તો અભેદ જાણવો એજ છે, કેમકે એનાથી સુખ દુઃખ સર્વ ટળી જઇ કોઇક અનંત સુખનો ઉદય થાય છે. એ સુખ પામવું એજ આપણા જીવિતનો હેતુ છે.

ત્યારે હવે નીતિ અથવા વ્યવહારનો નિયમ હાથ આવી શકશે. સારૂં શું તે સમજાશે. જેનું પરિણામ સારૂં તે કામ એમ પણ હવે કહીએ તો બાધ નથી, કેમકે, પરિણામ એટલે ક્ષણિક સુખરૂપ પરિણામ નહિ, પણ જે પરમ સુખરૂપ મોક્ષનો પરિણામ છે તે એમ સમજતાં એ નિયમ પણ બંધ બેસશે. જે આચરણથી કે વ્યવહારથી મોક્ષનું જે અભેદ એવું સ્વરૂપ બાંધેલું છે તેને કોઇ રીતે પણ બાધ ન થતો હોય તે આચરણ ને તે વ્યવહાર નીતિવાળાં છે એમ સમજવું. એજ સત્યમાર્ગે ચાલનારાંનું કર્તવ્ય છે. જે ચેતન જીવરૂપે સર્વત્ર છે, તે પોતાનામાં પણ છે, તેનામાં કશું કપટ કે કાંઇ ક્લેષ સંભવતાંજ નથી, માટે કોઇ કર્તવ્ય તેને છેતરવા માટે કરવું એ મિથ્યા છે. એવાં મનુષ્ય આત્મદ્રોહી એટલે પોતાના આત્માનો ઘાત કરનારાં કહેવાય.

આપણાં શાસ્ત્રમાં જીવિતના હેતુ ચાર બતાવ્યા છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. મોક્ષનો અર્થ આગળ કહેવામાં આવ્યો છે. કામ એટલે સંસારમાં પરણી સૃષ્ટિ-પ્રજા ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ; તેમ અર્થ એટલે નિર્વાહ માટે ઉપાર્જન કરવાની પ્રવૃત્તિ; ને ધર્મ એટલે આચાર વિચારના નિયમો.

આ જે ચાર વાતો કહી તે ચારેને માટે મનુષ્યનું જીવિત પ્રવર્ત્તે છે, પણ તેમાં મોક્ષ એ સર્વમાં શ્રેષ્ઠ છે માટે ધર્મ, અર્થ, કામ એ ત્રણ વિષયોમાં એવી જે જે પ્રવૃત્તિ થાય, કે જેથી મોક્ષને કોઇ રીતે પણ હાનિ પહોચે, તે તે પ્રવૃત્તિ દુષ્ટ, અધાર્મિક, અને ન ઇચ્છવા યોગ્ય છે. કામ કરવું અને તેમ ધારવું એ બે જુદી વાત છે ખરી, પણ એક ધારણા માત્ર પણ મોક્ષના માર્ગની વિરુદ્ધ કરવી એ અનીતિ છે. આમ વિવેક કરી બતાવવાનો મુખ્ય હેતુ એ છે કે નીતિ, વ્યવહાર, ઇત્યાદિ પ્રસંગોના નિશ્ચય કરવામાં જે શંકા પડે છે તે ન પડે, અને સર્વદા સિદ્ધ રીતે કહી શકાય કે મોક્ષના સ્વરૂપથી કોઇ રીતે, ને કોઈ અંશે પણ, જે વિરૂદ્ધ જાય તે બધું અનીતિજ છે.

---

## શાન્તિ.

### ૧૦

જુઓ, તમારી ચારે પાસા નજર કરો. સૂર્ય ઉગે છે, આથમે છે; દિવસ આવે છે, રાત પડે છે; પવન વાય છે, શીતલતા વિસ્તારે છે. ઋતુઓ એક પછી એક આવે છે. ટાઢ, તાપ, વૃષ્ટિ, એમ આવી પૃથ્વિને પોષણ કરે છે. વૃક્ષો પોતાને કાલે ફલ આપે છે; ખેતરો સમયે સમયે અન્ન પૂરૂં પાડે છે. આમ આખી પૃથ્વી ઉપર વિશ્વની રચના ચાલ્યાં જાય છે. એક પૃથ્વીના ગોલને મૂકીને બીજી જે અનેક પૃથ્વીઓ તારા, નક્ષત્ર, ગ્રહ ઇત્યાદિ રૂપે નજરે પડે છે તેના ઉપર જુઓ, તો તે પણ એક એકના આશ્રયથી પોતપોતાના સ્થાનમાં રહી પોતપોતાનાં કામ કરતી જણાશે. બહારની સૃષ્ટિને મૂકી તમારા શરીરની અંદરની સૃષ્ટિને જુઓ. તેમાં એક પળવાર પણ અટક્યા વિના શ્વાસ ચાલ્યાં જાય છે, લોહી ફર્યા જાય છે, અન્ન પચ્યાં જાય છે, ને એ ત્રણ અન્યોન્યને મદદ કરે છે, અને એમ શરીરનાં તત્ત્વો બંધાતાં ચાલે છે. આ પ્રમાણે જે ઘટના બહાર અને અંદર સર્વત્ર વ્યાપી છે તે કેવી નિયમિત છે, કેવી એક એક જોડે સંબંધવાળી છે, છતાં કેવી શાન્તિથી અમુક રીતે ચાલ્યાંજ જાય છે. એ નિયમ અને એ સંબંધ તેમાં એક તલપૂર પણ અંતર થાય એમ ધારો. તો શું પરિણામ થાય? પવન વાતો બંધ થઇ જાય, કે શરીરમાં લોહી ફરતું બંધ થઇ જાય, તો જેમ એક પાસા આખા વિશ્વની રચના ભાગી પડે, તેમ બીજી પાસા એકે એક જીવ પણ મરી જાય. એનું સાધારણ ઉદાહરણ

જોઇએ તો એજ છે કે આપણને જે જે રોગ થાય છે, તે એ ચાલતા નિયમમાં આપણે કાંઇક અવ્યવસ્થા કરી હોય તેને સુધારી લેવા માટેજ થાય છે; બહારના વિશ્વમાં જે અનિયમિત બનાવો બને છે તે પણ તેવાજ હેતુવાળા છે; આપણાં દુઃખ પણ સુખ માટે છે.

આખા જગતની આવી રચના અનેક નિયમોથી યથાર્થ ચાલ્યાં જાય છે, તેનો ખડખડાટ કે ગડબડાટ કોઇ સાંભળતું નથી. પણ એ નિયમ આગળ માણસ પોતે કેવો તુચ્છ, કેવો હલકો, કેવો લાજભરેલો વ્યવહાર પાળે છે ! જગતના નિયમથી ઉલટું ચાલવા જાય છે ! એ માણસ ભેગાં થયાં કે તુરત કાંઇને કાંઇ વિરોધ ઉઠવાનો, કાંઇને કાંઇ કલહનું કારણ જડવાનું, ને એમાંથી એવો કોલાહલ થવાનો કે જે બધા ગામને જાણ થાય. માણસો જે જે દુઃખનાં ભોગ થઇ પડયાં છે, જે જે કષ્ટ વેઠે છે, તે બધાં પરસ્પર સંબંધ બગાવડામાંથી પેદા થયાં છે. આપણે હવણાંજ જોયું કે જે નિયમથી આખા વિશ્વની રચના શાન્તિએ ચાલે છે, તે શાન્તિમાં જરા પણ વિઘ્ન પડે તો આખું વિશ્વ ભાગી પડવા વેળા આવે છે; તો માણસો જ્યારે પરસ્પરમાં શાન્તિ સાચવે નહિ, પરસ્પર દ્વેષ અને કુસંપ તથા ઇર્ષ્યાથી શાન્તિનો ભંગ કરે, ત્યારે તેવાં માણસ જે ઘરમાં, જે કુટુંબમાં, જે ગામમાં, કે જે દેશમાં હોય, તે ઘર, તે કુટુંબ, તે ગામ, કે તે દેશ, વિનાશ પામે એમાં આશ્ચર્ય નથી. માણસનો સ્વભાવ એવો છે કે તે એકલું રહી શકતું નથી. તેને એકલાં ગમતું નથી એટલુંજ નહિ, પણ તેના શરીરનું અને મનનું બંધારણ એવું છે કે તેને જે જે અપેક્ષા થાય છે તે તે પોતે એકલુંજ પૂરી કરી શકતું નથી. પોતાને ખાવા, પીવા, ઓઢવા, પહેરવા, જે જે વસ્તુઓ જોઇએ, અને તે વસ્તુઓ મેળવવા માટેનાં જે જે જુદા જુદા પ્રકારનાં સાધન જોઇએ, તે બધું એકલું એકજ માણસ મેળવી શકતું નથી. પશુ પક્ષીને તો ઠીકજ છે, કે તેમના શરીરની સંભાળ ટાઢ તડકા વખતે કુદરત પોતેજ રાખે છે, તેમના પેટને માટે પણ ફલ ફુલ સર્વત્ર પેદા કરે છે; પણ માણસને એમ નથી, એને તો ટાઢમાં ઓઢવાનું જોઇએ છીએ, વરસાદમાં ઢાંકણુ જોઇએ છીએ, પેટને માટે અમુક પ્રકારનું ભોજન જોઇએ છીએ. આટલું તો તેને જેના વિના ચાલેજ નહિ તેવી આવશ્યક વાતોમાં છે, પણ જ્યારે તેને જે ઉપભોગ કે આરામની ઇચ્છાઓ થાય છે, ને જેને પૂરી કરવા માટે કરોડો માણસને કામે લગાડતાં પણ છેડો આવતો નથી, તે લક્ષમાં લેઇએ ત્યારે તો માણસ શું નથી માગતું, ને તેને શું નથી જોઇતું, એ કહી શકાતું નથી, પશુ પક્ષી એવા ઉપભોગ કે

આસમ કાંઇ જાણતાં નથી. આવો વિચાર કરતાં સમજાય છે કે માણસ પોતે એકલું આમાંનું કશું કરી શકે એમ નથી; પોતાને જેના વિના ચાલે નહિ તેવી વસ્તુઓ પણ પેદા કરી શકે તેમ નથી. પણ આવી કેવલ શરીરનીજ રચના કરતાં જ્યારે માણસના મનનું બંધારણ જોઇએ ત્યારે એમજ જણાય છે કે તેનાથી એકલાં રહી શકાતુંજ નથી. તેને સર્વદા પોતાની જાતના કોઇ પણ જીવની સોબતની અપેક્ષા રહે છે, ને ઘણું કરીને પોતાની પ્રતિજાતિનો સહવાસ તેને બહુ અનુકૂલ ને આનંદકારક લાગે છે. આમ સ્પષ્ટ જણાય છે કે માણસને પોતાના શરીરની તેમ મનની શાન્તિને માટે પોતાના કરતાં બીજાના ઉપર આધાર રાખવોજ પડે છે. જ્યારે આવું છે ત્યારે એ શાન્તિમાં જરા પણ વિક્ષેપ પડે તો એને અત્યંત દુઃખ પેદા થાય એ પણ સમજવું કઠિન નથી. પરસ્પર શાન્તિથીજ વર્તવામાં માણસને શરીર અને મનનું સુખ મળે છે; બહારથી સુખ મળે છે એટલુંજ નહિ, પણ પોતાના અંતઃકરણમાં પણ સર્વ પ્રકારનો સંતોષ પેદા થાય છે. માણસે જેમ અને તેમ શાન્તિ સાચવવી એ તેના શરીરનો, મનનો, સ્વભાવનો, નિયમ છે. શાન્તિ ન સાચવવાથી તેને શરીરમાં, મનમાં, સ્વભાવમાં, સર્વત્ર પીડા થાય છે; રોગ થાય છે, ક્લેષ થાય છે, અસંતોષ વધે છે, ને એ સર્વને લીધે એક પણ સંબંધ ગમતો નથી, કોઇ પણ તેની પાસે રહેતું નથી, એને કોઇ સહાય થતું નથી. એમ પોતાને તેમ જગતને હાનિ થાય છે.

## શાન્તિ–ભાગ ૨.

### ૧૧.

શાન્તિ સચવાય તેનો ઉત્તમ માર્ગ માત્ર એકજ છે; સર્વદા સદ્વૃત્તિથી વર્તવું. સદ્વૃત્તિનો આધાર રાખવાથી મનમાં અભિમાન પેદા થતું નથી, ને જેટલી આપણે આપણી પોતાની સંભાળ રાખીએ તેટલાજ બીજાંની પણ રાખવાનું થઇ આવે છે. એમ થવાથી ઇર્ષ્યા કે દ્વેષ, જે આ જગતની શાન્તિ ભંગ કરનારાં કારણો છે, તે પેદા થઇ શકતાં નથી. જે મનુષ્ય આ પ્રમાણે વર્તે છે તે સર્વદા શાન્તિમાંજ રહે છે. તેને નકામી નકામી આશાઓ અને ઇચ્છાઓ પેદા થતી નથી. પેદા થાય તો પણ અયોગ્ય માર્ગે તેમને પાર પાડવાનું તેને મન થતું નથી. અતિશય સંતોષ રાખી, સદ્વૃત્તિથી પોતાનું નિત્યકર્મ તે મનુષ્ય કર્યા જાય છે. એને સર્વની પ્રીતિ પ્રાપ્ત થાય છે; પોતાના અંતઃકરણથી પણ અતુલ આનંદ રહે છે; એવાં મનુષ્ય જ્યાં હોય

ત્યાં આનંદ પેદા કરે છે ને પૂજાય છે. પોતે સુખી થવું કે દુઃખી થવું, એ આ પ્રમાણે માણસના પોતાનાજ હાથમાં છે, કેમકે એક શાન્તિ સાચવવી એજ સર્વ સુખનો મહામંત્ર છે.

પણ આ તો શાન્તિનો એક લાભ થયો પણ તેના જે બીજા અગણિત લાભ છે તે પણ જાણવા જેવા છે. માણસને અનેક પ્રકારની અપેક્ષાઓ થાય છે, માટે તેને જેમ બને તેમ ઘણાં માણસનો આશ્રય જોઇએ. પરસ્પરને સહાય થવાના હેતુથીજ ઘર, કુટુંબ, ગામ, દેશ, એ બંધાયલાં છે જ્યારે શાન્તિ સચવાય છે, ત્યારે એ હેતુ સારામાં સારી રીતે પાર પડે છે, ને જે ઘર કે દેશ એવી શાન્તિવાળાં હોય તે સર્વ કરતાં ઉત્તમ પદવી ભોગવે છે. એક માણુસ જાતે કાંઇ કરી શકતું નથી, પણ શાન્તિરૂપી દોરડે બાંધેલાં ઘણાં માણુસ એવાં કાર્ય કરી શકે છે, કે જે આશ્ચર્યકારક ગણાય છે. ચીનની દીવાલ, કે મીસરના પીરેમીડથી માંડીને તે વીજળી કે વરાળયંત્રની શોધ પર્યંત જે જે વાતો મનુષ્યને આશ્ચર્ય પમાડે છે, તે શાન્તિથી પરસ્પરને સહાય થનાર મનુષ્યોનાં પ્રયત્નથી થએલી છે. જેમ જેમ માણસો પરસ્પર શાન્તિ રાખી સહાય થતાં જાય છે, તેમ તેમ જગતને સુખી કરવાનાં અનેક નવાં નવાં સાધન બહાર આવતાં જાય છે. તમે બધાંએ ડોસાની અને તેના દીકરાની વાત સાંભળી હશેજ. લાકડીઓની આખી ભારી કોઇથી ભાગી શકાઇ નહિ, પણ અકેકી તુરત ભાગી ગઇ, તેમ ઘણાં માણસનું બલ કે પ્રયત્ન ભેગું થાય તો તેને કોઇથી સહજમાં અટકાવી કે તોડી શકાતું નથી. પણ એકજ માણુસના બલ કે પ્રયત્નથી કશું નીપજતું નથી, તેને કોઈ પણ સહજમાં તોડી પાડે છે. મનુષ્યોએ પરસ્પર સહાય થવું એ તો એક પોતાના તેમ સર્વના સુખ માટે અવસ્ય કરવાનુંજ છે, પણ આખી મનુષ્યજાતિના કોઇ ઉત્તમ સુખનો હેતુ સર્વદા લક્ષમાં રાખી પ્રયત્ન કરવામાં શાન્તિથી મંડયા રહેવું એ જેટલું ઉત્તમ, માન આપનારૂં, અને પોતાને સંતોષ પેદા કરનારૂં છે, તેટલું બીજું કાંઇ નથી. જે જે મહાન્ વાતો સિદ્ધ થઈ છે, તે એવાં મનુષ્યથીજ થઇ છે. જેમ આખા મનુષ્યવર્ગનું છે, તેમ એક એક કુટુંબનું કે એક એક ઘરનું છે. પોતાના કરતાં આખા ઘરના કે કુટુંબના ઉત્તમ સુખને લક્ષમાં રાખી શાન્તિથી વર્તવામાંજ સર્વ સુખ સંભવે છે. જ્યારે કોઇ પણ કામમાં લાગેલાં ઘણાં માણસનું મન એકજ સરખી વાત ઉપર હોય ત્યારે તે કામ સારૂ થાય છે; તેમ કોઇ પણ ઘરનાં, કે કુટુંબનાં કે દેશનાં માણુસ જ્યાં સુધી પરસ્પર શાન્તિ રાખવામાં, સુખ પામવા માટે, એક મતનાં થતાં નથી, ત્યાં સુધી તે ઘર કે કુટુંબ કે દેશ,

સંસારમાં ઘર રૂપે, સગામાં કુટુંબ રૂપે, કે જગતમાં દેશ રૂપે, પ્રસિદ્ધિ પામતાં નથી, સુખી થતાં નથી, સંતોષ વાળતાં નથી.

## ક્ષમા.

### ૧૨.

માણુસની સદ્દવૃત્તિ જેમ જેમ કેળવાતી જાય છે, ને જેમ શાન્તિથી વર્તતાં તે સુખી થાય છે, તેમ તેમ તેને પોતાના સ્થિતિ વિષે અસંતોષ કરવાનું મન થતું નથી. તેમ પારકાની કોઇપણુ રીતભાતથી કે સ્થિતિથી ક્રોધ પેદા થતો નથી. ક્રોધ છે તે થોડીક ઘડીનું ગાંડાપણું છે. તેને વશ થઇ, માણુસ શું કરે છે તે કહી શકાતું નથી; તે ગમે તે કરે છે, પારકાનું કે પોતાનું ગળું સુધાંત કાપે છે. પણુ એ ગાંડાપણું શમી જતાની સાથેજ પશ્ચાત્તાપ પેદા થાય છે, ને પોતાના કામનો મનમાં નિત્ય ક્લેશ રહ્યાં કરે છે. કોઇએ આપણુને ગાળ દીધી હોય ને તે સાંભળીનેજ આપણે ચાલ્યાં આવ્યાં હોઇએ તેથી આપણુને આપણા મનમાં જેટલી શાન્તિ વળે છે, તેટલી શાન્તિ તે ગાળ દેનારને આપણે સામી ગાળ દેઇને આવ્યાં હોઇએ તેનાથી વળતી નથી. આ વાત અનુભવસિદ્ધ છે, ને જેણે એ ન અનુભવી હોય તેને કરી જોવા જેવી છે જગત્ પણુ કોને માન આપે છે? ગાળ સાંભળીને ચાલી જનારનેજ: સામી ગાળ દેનારને નહિ. કોઈ માણુસ આપણા ઉપર ગમે તે રીતે ક્રોધ જણુાવે તો આપણે પણુ તેને સામો ક્રોધજ જણાવવો એમાં સારા નઠારાનું માપ રહ્યું નહિ; પણુ જ્યારે નઠારો માણુસ નઠારાપણું બતાવે, ત્યારે સારાએ સારાપણું બતાવવું જોઇએ, ને ક્રોધની સામે ક્ષમાનુંજ શસ્ત્ર વાપરવું જોઇએ. એમ કરવાથી આપણા અંતઃકરણને ક્લેષ થતો નથી. એ લાભ ઘણો મ્હોટો છે. પ્રતિપક્ષીને દંડ પણુ એજ આચરણમાંથી થયા વિના રહેતો નથી.

ક્રોધ શાથી પેદા થાય છે? માણસો પોતાના અંતરાત્માને પ્રસન્ન રાખવાનું ભુલી જાઇ, પોતાના અંતઃકરણના જુદા જુદા વેગને સંતોષવા પ્રયત્ન કરે છે તેથી. બીજી રીતે કહીએ તો જે પોતાનું ખરૂં કામ છે, તે જેનાથી પોતાને નિત્ય સંતોષ થાય તેમ છે તેને મૂકી, જે પોતાનું કામ નથી, ને જેનાથી માત્ર ક્ષણિક હર્ષ પેદા થવા જેવું છે, તેની વાતો પાછળ માણુસ ફાંફાં મારે છે; આમ થવાથી તેના મનમાં ઘણીક ઇચ્છાઓ અને આશાઓ પેદા થાય છે; તે આશાઓ પૂર્ણ થતી નથી, ત્યારે પોતે જેની આશા રાખી હોય તેના

પદાર્થ બીજાંની પાસે જોઈ તેમના ઉપર ઇર્ષ્યા કરે છે, ઇર્ષ્યાથી ક્રોધ થાય છે. ક્રોધ કરીને માણસ પોતાનું ભાન ભુલી જાય છે. ને ભાન ભુલી જવામાંથી વિવેક એટલે સારા નઠારાનો વિચાર કરી શકતું નથી. વિવેક નાશ થતાંજ ગમે તેવે માર્ગે વળે છે, ને પોતાનો પણ નાશ કરે છે. માટે આશા અથવા ઇચ્છા એજ ક્રોધનું અને સર્વ પ્રકારનાં પાપ તથા દુઃખનું મૂલ છે. એવું નથી કે આપણે કશી ઇચ્છાજ ન કરવી, પણ એવું તો છેજ કે આપણે માત્ર પ્રયત્ન કરવું, તેનું ફલ ગમે તે થાય તે ઉપર ઇચ્છા રાખી રાગ દ્વેષમાં પડવું નહિ. કેમકે આપણાં પ્રયત્નમાંથી ફલ થવું એ આપણા હાથમાં નથી. મહાત્માઓ એવો રસ્તો બતાવે છે કે દુઃખ દેખી દયા પામવી, સુખ દેખી સ્નેહ ધરવો, સમૃદ્ધિ દેખી પ્રસન્ન થવું, અને એ બધાંથી વિપરીત એટલે ઇર્ષ્યા, ક્રોધ, દુર્વ્યસન, એ બધાંને દેખી તેમના વિષે વિચાર પણ ન કરવો, એટલે તેની કશી ગણનાજ ન કરવી. આમ કરવાથી ક્ષમાનો ગુણ પરિપૂર્ણ રીતે સચવાય છે.

એક સાપની એવી વાત કહેવાય છે કે તેણે કોઇને કરડવું નહિ એવું વ્રત લીધું, તેથી તેને બધા લોકોએ ચુંથવા અને પજવવા માંડયો. એ વાત કોઇ સંતને તેણે કહી તો તેણે ઉપદેશ કર્યો કે કરડવું નહિ, પણ ફુંફાડો તો રાખવો. આવો વ્યવહાર સંસારમાં બહુ આવશ્યક છે, કેમકે બધાં માણસ સરખી રીતે સીધાં થઇ કે રહી શકતાં નથી, એમ વ્યવહારમાં પ્રવીણ થયેલા લોક બતાવે છે. પણ સત્ય વાત તો એવી છે કે ઉચ્ચ સદ્વૃત્તિના પ્રેમ આગળ કોઇપણ પીગળ્યા વિના રહેતું નથી, એટલે અંતરમાં તેવી સદ્વૃત્તિ હોય તોજ બહુ છે. પણ યથાર્થ ક્રોધ પેદા થવાના પ્રસંગ પણ જગતમાં થોડા આવતા નથી. કોઇ નીચ કર્મ જોતાં કોઇ અન્યાયનો માર્ગ પ્રવર્તેલો જોતાં, કે કોઇ દુષ્ટ વૃત્તિનો આવિર્ભાવ જોતાં, સદ્વૃત્તિવાળાં મનુષ્યને સહજ ક્રોધ થઈ આવે છે. આવો જે ક્રોધ છે તે વાસ્તવિક રીતે ક્રોધ નથી, કેમકે તે ઇર્ષ્યાથી, કે કોઇ પ્રકારના પોતાના લાભની ઇચ્છાથી થયેલો નથી. એ ક્રોધ કેવો છે કે શાન્ત અને સરખી રીતે ભરેલા કોઇ સરોવરમાં એક પથરો નાખવાથી જે કુંડાળાં થાય છે તેના જેવો છે. સદ્વૃત્તિવાળું મનુષ્ય બધું જગત સદ્વૃત્તિથીજ ભરેલું દેખે છે, તેમાં જ્યારે દુષ્ટ વૃત્તિરૂપી પથરો પડે છે, ત્યારે તેના હૃદયમાં સ્વાભાવિક રીતેજ આઘાત થાય છે, ને તે એક પ્રકારના ક્રોધરૂપે પ્રત્યાઘાત પેદા કરે છે. પણ એ ક્રોધથી વિવેકનો નાશ થાય એવો મોહ પેદા થતો નથી; માત્ર એટલુંજ થાય છે કે જે દુષ્ટ વૃત્તિ કે દુષ્ટ આચાર પોતે દીઠાં છે તેને

ગમે તે પ્રકારે પણ સારૂ કરવા માટે પોતાની સદ્‌વૃત્તિ ઉછાટે છે. એ ઉછા-ટવાનો જે વેગ તે ક્રોધરૂપે વર્તાય છે, પણ તે ક્રોધ નથી. આવો ક્રોધ જેને નથી થતો, જેના હૃદયમાં દુષ્ટ વૃત્તિ કે દુષ્ટ આચાર દેખતાની કે સાંભળ-તાની સાથે આઘાત થઇ, સદ્‌વૃત્તિ ઉભરાઇ ઉઠતી નથી, તેવાં મનુષ્ય સદ્-વૃત્તિવાળાં, ન્યાયી, પ્રેમી કે સદ્‌ગુણી નથીજ. એવા ક્રોધથી ક્ષમારૂપી ગુણનો ભંગ ગણાતો નથી.

## ગુરુભક્તિ—ભાગ—૧.

### ૧૩.

ભક્તિ એટલે શું ? જેમ પરસ્પર સ્નેહ અને મમતા રાખવાં એ મૈત્રી અથવા પ્રીતિ કહેવાય છે, તેમ કોઇના ઉપર શ્રદ્ધા રાખવી તેને ભક્તિ કહે છે. શ્રદ્ધાનું મુખ્ય બીજ એ છે કે આપણને જેના ઉપર શ્રદ્ધા હોય તેને માટે પ્રીતિ અને માન એ હોવાં જોઇએ. મનમાં આવું હોય એટલેજ થયું એમ નહિ, પણ એવું જો મનમાં હોય તો વાણીમાં જણાવું જોઇએ, ને વાણીમાં હોય તો કામમાં કરી બતાવવું જોઇએ. માણસની સ્થિતિજ એવી છે કે તેનાથી કોઇ રીતે કેવલ સ્વતંત્ર થઇ શકાય એમ નથી. બાલક જ-ન્મે ત્યારે તે એટલું નિરાધાર હોય છે કે તેને મ્હોટું કરી હરતું ફરતું ને ખાતું પીતું કરવા લગીમાંજ તેનાં માબાપને બહુ શ્રમ અને વેદના વેઠવાં પડે છે. એમજ તે પાંચ વર્ષનું થાય ત્યાંથી તે જગત્‌માં પોતાની મેળે નિર્વાહ કરવાને માર્ગે લાગે ત્યાં સુધી પણ માબાપને થોડી ચિંતા પડતી નથી. એટલા સમય સુધી માણસ પોતાનાં માબાપ કે માબાપને ઠેકાણે જે હોય તેના ઉપર આધાર રાખે છે. તે પછી તેને આ જગત્ ઉપર આધાર રાખવો પડે છે, કેમકે પોતાને જે જે જોઇએ તે કાંઇ પોતે એકલાથીજ પેદા કરી શકાતું નથી. એ વાત ખરી છે કે પોતે જે લે છે, તેને માટે કોઇને કોઇ રીતનો બદલો આપીને તે લાવેલું હોય છે; તથાપિ એ સમ-જવા જેવું છે કે બીજાં સહાય ન હોય તો બદલો આપતાં પણ જે જોઇએ તે સાંપડે એવું હોવાનો સંભવ નથી. એટલુંજ નથી પણ દુઃખ, વિપત્તિ, કષ્ટ, મંદવાડ, એવા અનેક પ્રસંગ માણસને માથે આવી પડે છે, તે સમયે તેનો પૈસો તેને કામ આવતો નથી, તેનાં બીજાં સાધન તેને સહાય થતાં નથી, પણ મનુષ્યનો સહવાસ અને મનુષ્યની પ્રીતિપૂર્વક દેખરેખ, તેને પાર ઉતારી શકે છે. આવાં બધાં કારણોથી માણસ સદા એક રીતે પરાધીનજ

છે. એટલે તેનું કર્તવ્ય છે કે તેણે જેમ બને તેમ સર્વના ઉપર પ્રીતિભાવ રાખવો અને પોતાનાથી થવાય તેટલાં પારકાને ઉપયોગી થવું. આવો પ્રીતિભાવ સર્વત્ર રાખવો જોઇએ; પણ જ્યાં જ્યાં એ પ્રીતિના ભેગું કોઇ ઉત્તમ ગુણને લીધે, માન પણ રાખવું યોગ્ય હોય, ત્યાં ત્યાં શ્રદ્ધા રાખવાની અપેક્ષા છે, અને માન સહિત પ્રીતિ અથવા શ્રદ્ધા રાખવી યોગ્ય છે; માન સહિત પ્રીતિ અથવા શ્રદ્ધા તેનેજ ભક્તિ કહેવાય છે.

ભક્તિ કોને ઘટે છે? આપણને અને આખા જગતને ઘણામાં ઘણો લાભ કર્યો હોય, જેનાથી કોઇ મહા કામ સધાયું હોય, તેને સર્વથી પ્રથમ ભક્તિ ઘટે છે. તો એવો ઉત્તમોત્તમ તો એક પરમાત્માજ છે કે જેને લીધે આ જગત્ ઉભું છે, ને સુખી છે. આપણા હૃદયની, ઉત્તમમાં ઉત્તમ ભક્તિ તેના ઉપર ઠરવી જોઇએ. ઉત્તમ ભક્તિનો એજ મહિમા છે કે જેની ભક્તિ હોય તેની સાથે એકાકાર થઇ જવું જોઇએ, ને તેના જેવાંજ કામ પણ કરવાં જોઇએ. પરમાત્માની એવી ભક્તિ સર્વથી પ્રથમ કરવી; એક ક્ષણ પણ એવી ન જવી જોઇએ કે જે સમયે એ ભક્તિ આપણા અંતરમાંથી દૂર થઇ હોય. સંસાર પ્રતિ દૃષ્ટિ કરતાં પ્રથમ આપણી ભક્તિ આપણાં માબાપને ઘટે છે. આખા જગતની ભક્તિ જેમ પરમાત્માને ઘટે છે, તેમ સંસારમાં પરમાત્માને સ્થાને આપણે આપણાં માબાપ જાણવાનાં છે ને તેમને પરમાત્મા જેવીજ ભક્તિ ઘટે છે. ઘણાંક છોકરાં એવાં હોય છે કે માબાપનો ઉપકાર વિસરી જાય છે, પોતાને તેમના કરતાં વધારે ડાહ્યાં થયેલાં જાણી તેમની અવગણના કરે છે. પણ એમ કરવું એ મહા પાપ છે. જે માણસના હૃદયમાં ભક્તિનો ભાવ નથી, તે માણસ, સ્વચ્છંદી, કુમાર્ગી, અને પાપી થવાનો બહુ સંભવ છે. નાનાં બાલકોએ તો જેમ બને તેમ ભક્તિભાવની ટેવ વધારવી, કોઇ સમય પણ " અહો! એમાં શું!" એમ કશી ઉત્તમ વાતને તુચ્છકારવી નહિ. જેટલી જેટલી ઉત્તમ વાતો છે તે આપણને અગણિત ઉપદેશ આપવા સમર્થ થાય છે, એમના વિષે વિચાર કરવાથી આપણા મનમાં એમનામાં જે ઉત્તમ ગુણ હોય તેની છાયા પડે છે, ને એમ આપણે પણ ધીમે ધીમે તેમના જેવી ઉત્તમતાએ પહોચી શકીએ છીએ. જે માબાપે પોતાનાં સુખ વિસારે પાડી આપણે માટે કષ્ટ વેઠયું છે, તેમનામાં બીજા ગમે તેટલા દુર્ગુણ હોય એમ ધારીએ તો પણ, તેમણે જે પોતાને ભુલી પારકાનું ભલું કરવાનું મહાકર્મ કર્યું છે તેટલુંજ અનુકરણ કરવા યોગ્ય છે, ને તેથી તે ઉત્તમ પ્રકારની ભક્તિને પાત્ર છે.

## ગુરુભક્તિ–ભાગ–૨.

૧૪

માબાપને જે ભક્તિ ઘટે છે તેજ તેમના જેવાંજ સ્વાર્પણ કરનારાં મનુષ્યોને પણ ઘટે છે. મહાપંડિતો, કવિઓ, શોધકો, તત્ત્વજ્ઞાનીઓ, પરાક્રમી મનુષ્યો, ઉદાર દાનેશ્વરીઓ, એવાં અનેક પ્રકારનાં સ્ત્રી પુરુષ થઇ ગયેલાં છે; કોઇની વિખ્યાતી જુગેજુગ ચારે ખંડમાં ચાલે છે, કોઇની થોડો ઘણો કાલ એક દેશ કે ગામમાં પણ પ્રસરે છે. એવાં સ્ત્રી પુરુષની ભક્તિ સર્વદા રાખવી. એ ભક્તિ આપણે તે મનુષ્યનાં શરીરની કે તેમનાં હાડચર્મની કરતાં નથી. તેમનાં સ્થુલ શરીર ગમે તેવા કષ્ટમાં કે દોષમાં હોય તેનું આપણે કાંઈ કામ નથી, પણ તેમનાં નામ જે મહાગુણથી પ્રખ્યાત છે તે ગુણોની આપણે ભક્તિ કરીએ છીએ, અને એમ કરતાં તેવા ગુણની છાયા આપણામાં પાડી તેવાં ગુણવાળાં થવાને માર્ગે ચઢીએ છીએ. જે માણસ કાંઇ વખાણી શકતાં નથી, તેમણે પોતાનો સુધારો કરવાનું સારામાં સારૂ સાધન ખોયું છે એમ જાણવું. વસ્તુમાત્ર ગુણ અને દોષ ઉભયથી ભરેલી હોય છે; પણ દોષ ઉપર ડાહ્યાં માણસ નજર કરતાંજ નથી, ગુણમાત્રને જોઇ તેની ભક્તિ કરે છે. બીજાંને માન આપવામાં આપણે આપણને પોતાનેજ માન આપીએ છીએ, કેમકે તેમ કરવાથી તેનામાં જે ઉત્તમ ગુણો માન અથવા ભક્તિને પાત્ર છે તેને સમજવાની આપણામાં શક્તિ છે, ને તેથી આપણે તેવા ગુણવાળાં અથવા તેવા ગુણને માર્ગે ચઢેલાં, છીએ એમ સિદ્ધ થાય છે.

ભક્તિને જાતિ એટલે સ્ત્રી પુરુષ કે વય એટલે નાનું મ્હોટું તેની સાથે કાંઇ સંબંધ નથી. એમ છતાં ઘણી વાર વય પણ માનને પાત્ર છે. પણ તેનું કારણ એટલુંજ છે કે જેટલાં વર્ષ કોઇ માણસે ગાળ્યાં હોય તેટલાંમાં તેણે કોઇ ઉત્તમ ગુણ પ્રાપ્ત કર્યો હશે, કાંઇ નહિ તો અનુભવથી પણ ઘણી કુશલતા ને સુશીલતા મેળવ્યાં હશે, એટલે તેનું વય માનને પાત્ર છે એમ મનાય છે. જેમ વયને માન મળે છે તેમ સમૃદ્ધિ અથવા અધિકારને પણ મળતું દીઠામાં આવે છે; પણ તેમાંએ તાત્પર્ય એટલુંજ છે કે સમૃદ્ધિવાન્ માણસ પોતાની સમૃદ્ધિથી બીજાના કલ્યાણને સાધશે, અને અધિકારવાળો પોતાના અધિકારથી ન્યાયને વૃદ્ધિ પમાડશે, એટલે બન્નેમાં માન કોઇ ગુણનેજ મળે છે. છેવટ કુલીનતા પણ એક પ્રકારનું માન પામતી દેખાય છે; પણ તેમાંએ વાસ્તવિક રીતે માનમાત્ર ગુણનેજ છે, કેમકે

અમુક કુલમાં જન્મ્યાથીજ માન મળતું નથી, પણ તે કુલ જે ઉત્તમ ગુણોને લીધે ઉત્તમ કહેવાયું હોય છે, તે ગુણોનું દર્શન કરાવ્યાથી મળે છે. આમ માનના અનેક અનેક વિષય જગતમાં છે, પણ તેમાં સર્વત્ર માન જે મળે છે તે ગુણનેજ છે એમ નિશ્ચય છે. જ્યાં કોઈ ઉત્તમ ગુણ જોયો કે ત્યાં આપણી ભક્તિ પ્રેરવી જોઇએ. જે મનુષ્યોને તેમના ગુણને લીધે આપણી ભક્તિ યોગ્ય છે તે બધાં ગુરૂ કહેવાય છે, તેમાં પરમાત્મા સર્વથી મુખ્ય ગુરૂ છે, તેથી ઉતરતાં અનુક્રમે માબાપ, વિદ્યા આપનાર, જ્ઞાનદાતા અને પછી યથાયોગ્ય ગુણ પ્રમાણે બધું જગત. જેમ બધી વાતમાં વિવેક રાખવાની જરૂર છે તેમ ભક્તિમાં પણ છે. કાંઇક સ્વાર્થ સાધવાની ઇચ્છાથી, કે માત્ર સારાં કહેવરાવાની લાલચથી, જે ભક્તિનો ડોળ કરવામાં આવે છે, તે ખરી ભક્તિ નથી. અતિ નિર્મલ હૃદયથી, અને કાંઇ પણ સંકોચ વિના છૂટા મનથી જે ભક્તિ થાય તે ધારેલું ફલ મેળવવામાં નિષ્ફલ થતી નથી; પણ જો તે ભક્તિ કેવલ નિઃસ્વાર્થ હોય, માત્ર ગુણ ઉપરના પ્રેમથીજ થયેલી હોય, તો તેનું ફલ શું થાય તે વર્ણવી પણ શકાતું નથી. ઘણાંકને એવી ટેવ હોય છે કે જેની તેની જોડે બહુ નમ્રતાથી વર્તવું. જ્યાં ત્યાં હાથ જોડીને ઉભાં રહેવું, બહુ ગરીબ સ્વભાવ છે એવાં જણાવું, પણ લાગ પડે ત્યારે નઠારામાં નઠારો આચાર કરવા, ક્રૂરમાં ક્રૂર જણાવું. આવી બકવૃત્તિ તે ખરી ભક્તિ ગણાતી નથી. એતો મહા પાપ છે. તેમ કોઇની પાસેથી સ્વાર્થ કઢાવી લેવા માટે તેની સ્તુતિ કરવા રૂપી ભક્તિ કરવી એ પણ તેનુંજ રૂપાન્તર છે. ભક્તિ રાખવી એમ જે વારંવાર કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એવો નથી કે આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ, આંખો મીચીને બીજાં ને વશ થઇ જવું; કે આપણા મનમાં જે વાત નહોય તે પણ બીજાંને જણાવી છેતરવાં. જેમ એક પાસાથી આંધળી ભક્તિ કરી ગમે તે ખાડામાં ઉતરવું નહિ, તેમ બીજી પાસાથી આપણા મનમાં જે ભક્તિ હોય નહિ તેનો ઢોંગ પણ કદાપિ કરવો નહિ. ભક્તિ નિત્યે ગુણને માટેજ હોવી જોઇએ, ને જેને ગુણ માનતાં હોઇએ તે યથાર્થ ગુણજ છે એમ આપણને ખાતરી થવી જોઇએ. એટલે ગુણને જે માન ઘટે છે તે આપવા જતાં, બુદ્ધિને આંધળી કરી નાખવા રૂપ દુર્ગુણનો, કે અપ્રમાણિક થવા રૂપ જુઠનો, કદાપિ આદર કરવો નહિ.

---

# સ્રીત્વ—ભાગ ૧.

## ૧૫

સ્રીત્વ એટલે સ્રીપણું; સ્રીપણું શામાં છે? બીજી રીતે કહીએ તો સ્રીઓ કેવા રૂપે રહેવાથી ઉત્તમ સ્રીઓ કહેવાય? આ વાતનો વિચાર પ્રથમથી કરવાનો છે; કેમકે તમે કેવાં મહાકાર્ય માટે ઉત્પન્ન થયેલાં છો, તમારી આ જગત્‌માં શી આવશ્યકતા છે, અને તમારૂં શું કર્તવ્ય છે, એ તમે સમજો નહિ ત્યાં સુધી તમને તમારૂં જીવિત કશા ઉપયોગવાળું લાગશે નહિ, તમે તેનો બરાબર ઉપયોગ પણ કરી શકશો નહિ. એક પાસાથી કેટલાંક શાસ્રોમાં સ્રીઓને બહુ અધમ કહેવામાં આવી છે, તો બીજી પાસાથી આજના સમયમાં કેટલાક લોક તેમને પુરૂષના જેવાંજ કામ માટે સર્જાયલી ગણે છે. આ બે વાત ખરી નથી, તે આગળ કહીશું. આપણા શાસ્રમાં સ્રીઓને ઉત્તમમાં ઉત્તમ એટલે દેવતા જેવી કહી છે. ભગવાન્ મનુ લખે છે કે "ઘરની શોભા રૂપ, પૂજ્ય, પ્રજાર્થ સર્જાયલી, મહા ભાગ્ય વાળી, સ્રી અને લક્ષ્મીદેવતા તે બેમાં કશો ભેદ નથી" એટલે "જ્યાં નારીની પૂજા થાય છે ત્યાં દેવતા પણ વાસો વસે છે." આવું જે લખ્યું છે તેનો અર્થ એવો નથી કે તેમના પતિએ સ્રીઓની પૂજા કરવી, કેમકે એ વાકયો જોડેજ બીજું પણ વાક્ય છે કે "પતિ એજ સ્રીનો એકજ ગુરૂ છે." ત્યારે સ્રીઓના ખરા સ્વરૂપનો અર્થ એ બે વાતની વચમાંથીજ નીકળશે, કે એક પાસા સ્રીનો દેવ અથવા ગુરૂ તેનો પતિ છે, ને બીજી પાસા સ્રી પોતે દેવતારૂપ છે. એ અર્થ ચોખો કરવાથી તમે તમારૂં રૂપ સમજશો.

આ જગત્‌માં એવો નિયમ છે કે જેટલું જેટલું થાય છે, તેટલું તેટલું એમને એમ થતું નથી. એમાં કોઇ બે વસ્તુની અપેક્ષા રહે છે. એક તેને ઉત્પન્ન કરનાર, અને બીજી તેને પોષણ કરનાર. પશુ પક્ષી સર્વમાં આવો નિયમ છે એટલુંજ નહિ, પણ ઝાડ વનસ્પતિ ફલ ફુલ ઇત્યાદિમાં એનો એજ નિયમ છે. ત્યારે કુદરતથીજ આ જગત્‌નાં પદાર્થના બે વિભાગ પડેલા છે, ને તે બે એક એકને એવા ઉપયોગી છે કે તેમાંનો એક ન હોય તો બીજો પણ નકામો થઇ જાય. આવું છે માટે એ બે અન્યોન્યનું અર્ધાંગ એટલે અર્ધું અર્ધું અંગ કહેવાય, કેમકે બે મળીને એક આખું અંગ થાય. આ પ્રમાણે જે ઉત્પન્ન કરનારૂં અર્ધાંગ છે તેને પુરૂષ કહેવાય છે, જે રક્ષણ કરનારૂં અથવા પોષણ કરનારૂં અર્ધું અંગ છે, તેને સ્રી કહેવાય છે. એ બે પોતપોતાનાં કામ સારામાં સારી રીતે કરી શકે માટે તેમને પોત પોતા-

ના કેટલાક વિશેષ ગુણો પણ સ્વાભાવિક રીતે મળેલા છે. એકલી મનની સામગ્રી મળેલી છે એટલુંજ નથી, પણ શરીરના બંધારણમાં પણ સ્વભાવથીજ પોતપોતાનાં કામને અનુકૂલ ગોઠવણ થયેલી છે. આ પ્રમાણે જોઇએ તો ઉત્પન્ન કરનાર જે પુરૂષ તેને બલ, પરાક્રમ, શૂર, સાહસ ઇત્યાદિની ખરે ખરી જે અપેક્ષા છે, તે સ્વાભાવિક રીતે પૂરી પડેલી છે; અને પોષણ કરનાર જે સ્ત્રી તેને નરમાશ, પ્રેમ, ધૈર્ય, ઉત્સાહ, ઇત્યાદિની જે ખરી અપેક્ષા છે તે પણ સ્વાભાવિક રીતે પૂરી પડેલી છે. આટલુંજ નથી પણ પુરૂષ અને સ્ત્રીનાં શરીર પણ એવા વિશેષ ગુણોને અનુકૂલ ઘડાયલાં છે. આવી રીતે મન અને તનનો ભેદ કુદરતેજ ગોઠવ્યો છે, તે કદાપિ ટળે એવો નથી, એટલે જો કોઇ તેને ટાળવાનો પ્રયત્ન કરે તો દુઃખી થાય. પુરૂષ જો સ્ત્રીના ગુણ ધારણ કરવા બેસે, કે સ્ત્રી પુરૂષના ગુણ ગ્રહણ કરવા જાય, અને કામકાજ પણ પોતાને યોગ્ય હોય તે મૂકી પોતાથી સામેની જાતિનાં પકડવા માંડે, તો તેમ કરનાર પુરૂષને કે સ્ત્રીને કેવલ દુઃખ, પીડા, અને પરાજય વિના બીજું કાંઇ મળે નહિ. આથી ઉલટી રીતે જો પુરૂષ પોતાનાં બલ પરાક્રમ શૂર અને સાહસનેજ કેળવે; તેમ સ્ત્રી પણ પોતાનાં નરમાશ પ્રેમ ધૈર્ય અને ઉત્સાહ કેળવે; તો પ્રત્યેક પોતપોતાના વર્ગમાં એવાં ઉત્તમ નીવડે કે દેવતા સમાન પૂજાય, અને સર્વ સુખનો ઉપભોગ કરવાને શકિતમાન્ થાય. સંસારમાં જેટલા કંકાસ સ્ત્રી પુરૂષો વચ્ચે થાય છે તેનું મૂલ કારણ એજ હોય છે કે સ્ત્રીઓ પુરૂષના ગુણથી વર્તવા માંડતી હોય છે, કે પુરૂષો સ્ત્રીઓના ગુણથી વર્તતા હોય છે; બાકી જો સર્વે પોતપોતાના ગુણોને બરાબર ખીલવતાં હોય તો સ્ત્રી અને પુરૂષને જેવી મૈત્રી થાય, જેવો સ્નેહ થાય, તેવો બીજા કોઇને થઇ શકે નહિ.

પોતપોતાને યોગ્ય કામમાં સ્ત્રી તેમજ પુરૂષ ગુંથાવાં જોઇએ. પુરૂષોજ કાંઇ પણ પેદા કરવા માટે યોગ્ય છે. તેથી વેપાર રોજગાર, નોકરી, ચાકરી, કલાકૌશલ્ય, એવાં જે જે કામથી માણસ પોતાની આજીવિકા પેદા કરે છે; અથવા રાજ્યવ્યવહાર આદિથી દેશનું રક્ષણ સાધે છે; અથવા બોધ આદિથી દેશના લોકનાં મન સુધારે છે; તેવાં બધાં કામ પુરૂષોને મુખ્ય રીતે કરવાનાં છે. જે જે કામમાં કાંઇ ઉત્પન્ન કરવા જેવું છે, કાંઇ કરવું પડે તેવું છે, અથવા કશા પણ પ્રકારનું મુખીપણું રાખવાનું છે, તે બધાં પુરૂષના ગુણને યોગ્ય કામ છે. એથી ઉલટી રીતે વેપાર રોજગારથી આણેલાને સાચવી કેળવીને વાપરવાનાં જે જે કૃત્યથી મનુષ્યો સુખ ભોગવે છે; રાજ્યવ્યવહાર આદિથી સાધવાનાં કામમાં પ્રીતિથી પોતાનો

ભોગ આપે છે; અથવા ઉપદેશ આદિ કામમાં સામાને પીગળાવી નાંખે તેવો પ્રેમ વરસાવે છે; એ બધું સ્ત્રીઓથી થાય છે, તેમનાજ ખાસ ગુણો-થી સાધી શકાય તેવું તે કામ છે; ટુંકામાં કહીએ તો આ સંસારના હાથપગ પુરૂષો છે, સંસારનું હૃદય સ્ત્રીઓ છે. સ્ત્રીઓનાં કામ તેથીજ અંતરનાં છે, ગુપ્ત છે; પુરૂષનાં કામ બાહ્ય છે, પ્રસિદ્ધ છે. સ્ત્રીઓનું રાજ્ય ઘરમાં છે, પુરૂષોનું ઘર બહાર છે. સ્ત્રીઓ સાચવે છે, કેળવે છે, ભોગવે છે, ભોગવાવે છે, પ્રેરણા કરે છે, ઉત્સાહ વધારે છે; પુરુષો મેળવે છે, લાવે છે, અનુભવે છે, કરી બતાવે છે, સાહસથી બહાર પડે છે. પોત-પોતાના ગુણોને લીધે સ્ત્રીઓ અને પુરુષો આ પ્રમાણે કરી શકે છે. એટ-લુંજ નથી, પણ તેમનાં શરીર પણ તેજ ગુણોને લીધે જે કામ કર્યાં તેને માટેજ જોઇએ તેવાં ઘડાયલાં છે. આ પ્રમાણે ગુણથી, શરીરથી, કામથી, જે વિભાગ પડેલા છે, તેમાંજ રહીને જો સ્ત્રી પુરુષ પરસ્પર સંસાર વહે તો આ દુઃખી સંસાર બીજું સ્વર્ગ થઈ રહે, ને કંકાસનું મૂલ નીકળી જાય,

હવે તમે તમારૂં સ્વરૂપ સમજી શક્યાંજ હશો. સ્ત્રીઓને જે દેવતા રૂપી કહી તે ખરૂં છે કેમકે તેમના વિના સંસારમાં મીઠાશ આવત નહિ, તેમની સાચવણી વિના કશું પોષાત નહિ, તેમની પ્રેરણા વિના પુરુષો ઉભા થઇ દોડ ધામમાં પડત નહિ. પુરુષો તેમના ગુરુ છે એમ કહ્યું તે પણ યથાર્થ કહ્યું છે કેમકે સર્વત્ર મુખીપણું કરવાનું કામ તેમનું છે, પેદા કરવું, લાવી આપવું, કરી આપવું, એ બધું તેમને ભાગ આવેલું છે; સ્ત્રીઓથી તે થઇ શકે એવું નથી, માટે સ્ત્રીઓ સર્વદા એ વાતમાં તેમના મુખીપણા નીચે વર્તનારી છે. આમ પુરુષો સ્ત્રીઓના ગુરૂ છે, સ્ત્રીઓ તેમની દેવતા છે, આવો પરસ્પર સંબંધ સમજી, તમારે તમારા પોતાના જે ગુણ છે તેને કેળવવા માટે સર્વદા કાળજી રાખવી, કે મ્હોટપણે તમે ઉત્તમમાં ઉત્તમ સન્નારી થાઓ, ઉત્તમમાં ઉત્તમ ભગિની, ઉત્તમમાં ઉત્તમ પત્ની, ઉત્ત-મમાં ઉત્તમ માતા થાઓ.

## પત્ની ધર્મ—ભાગ ૧.

### ૧૬.

પત્ની ધર્મ એટલે પત્નીના ધર્મ, પત્ની એટલે અમુક પુરુષને પરણેલી સ્ત્રી; તેણે તેના પતિ સાથે કેવી રીતે વર્તવું એ વિષયના વિચારને પત્ની

ધર્મ કહેવાય. પણ એ સમજતા પૂર્વે પતિ અને પત્ની એ નામ પુરુષ અને સ્ત્રીને જે સંબંધથી પ્રાપ્ત થાય છે તે સંબંધ વિષે થોડુંક સમજવાની બહુ અપેક્ષા છે. સ્ત્રીત્વ વિષેના પાઠમાં એમ કહ્યું છે કે સ્ત્રીઓ એક પ્રકારના વિશેષ ગુણવાળી છે, ને પુરૂષ બીજા પ્રકારના વિશેષ ગુણવાળા છે, અને જ્યારે એ બેનો સંબંધ થાય ત્યારેજ એક આખું ઘર બંધાય છે. સ્ત્રીઓનામાં ચાર મુખ્ય ગુણો કહ્યા છે પણ તે બધાનું એક નામ આ પાઠમાં પ્રેમ એવુંજ રાખીએ, તો પુરુષના જે ચાર મુખ્ય ગુણ કહ્યા છે તેનું પણ સામટું નામ બલ એટલુંજ ઠરાવીએ. સ્ત્રી એટલે પ્રેમની મૂર્તિ તેના વિના પુરુષનું અંગ અધુરૂં રહે છે. માટે તે તેની અર્ધાંગના કહેવાય છે. તેમ પુરુષ વિના સ્ત્રી પોતાનું પોષણ આદિ પામી ન શકે માટે પુરુષ તેને પાલનાર એટલે પતિ કહેવાય છે. પતિના સંબંધમાં એકત્ર થઈ હોય તે તેની અર્ધાંગના તેમ પત્ની પણ કહેવાય. આમ અન્યોન્યનાં મન અને તનની સર્વ અપેક્ષાઓ પૂરી પાડવા માટે સ્ત્રી અને પુરુષને સંબંધ થાય છે, મૈત્રી થાય છે, વિવાહ થાય છે. સ્વભાવથીજ સ્ત્રી અને પુરુષને અન્યોન્યનો આશ્રય કર્યા વિના ચાલે એવું નથી. માણસનો સ્વભાવ એવો છે કે તે એકલું રહી શકતું નથી. પણ તેમાં એ પુરુષે પુરુષને કે સ્ત્રીએ સ્ત્રીને જેવી મૈત્રી થાય તે કરતાં સ્ત્રી પુરુષને વધારે રસમય, વધારે ઉંડી, વધારે ગાઢ અને વધારે ટકે તેવી મૈત્રી થાય છે. એનું મુખ્ય કારણ એજ છે કે સ્ત્રી પુરુષનાં કામ કરવાનાં સ્થાન જુદાં જુદાં છે, તેમ તેમને પોતપોતાની જે ઇચ્છાઓ તે પણ નિરાળી છે, એટલે તેમની વચમાં ઇર્ષ્યા કે દ્વેષ પેદા થવાનો સંભવ આવતો નથી; ને તેથીજ તેમની મૈત્રી બહુ ઉત્તમ નીવડે છે. આગળ સ્ત્રીત્વના પાઠમાં કહ્યું છે કે જ્યારે સ્ત્રી, પુરુષ થવા જાય છે કે પુરુષ, સ્ત્રી થવા જાય છે ત્યારેજ કલેષ પેદા થઇ સંસાર બગડે છે, તે વાત પણ આ વાત ઉપરથી વધારે ખરી છે, એમ લાગશે. ત્યારે જગતની રચનાથી તેમ અન્યોન્યના સ્વભાવથી સ્ત્રી અને પુરુષની મૈત્રી થવી આવશ્યક છે, થયા વિના રહેજ નહિ તેવી છે. મૈત્રી, પ્રીતિ, પ્રેમ, સંબંધ, તે જેમ એકનો એકજ જે થયો હોય તે લાંબામાં લાંબો સમય ટકે તેમ તેમાંથી બહુ બહુ વિનોદ, નાના પ્રકારના આનંદ, અને જાતજાતનાં સુખ, પેદા થાય છે. સ્થિરતા એ સંસારમાં સુખ પામવાનો મુખ્ય ઉપાય છે. જો માણસ સ્થિર ન હોય, એકથી બીજું, બીજાથી ત્રીજું, ત્રીજાથી ચોથું, એમ એક પછી એક ઠેકાણાં બદલી દોડાદોડ કર્યા કરે, ને ચલવિચલ વૃત્તિ

શકે તો તેને કશા પાકા સુખનો અનુભવ મળે નહિ, માટે સ્ત્રી પુરુષને જે મૈત્રી થાય તે પણ લાંબામાં લાંબી ટકે, બંનેના મરી જવા સુધી, કે મુવા પછી પણ, ચાલે, તો તેમાંથી ખરું સુખ સમજાય, અને અનુભવાય; તથા જે હેતુથી એ મૈત્રી કરવાની જગતરચના અને સ્વભાવ એથી માણસને આવશ્યકતા છે તે હેતુ પણ પૂરે પૂરો સચવાય. અન્યોન્યને સહાય થવું, તેમ અન્યોન્યને વિનોદ કરાવવો, એટલોજ એ મૈત્રીનો હેતુ હજુ સુધી તમારા સમજવામાં આવ્યો હશે; પણ એથી અતિ ઉત્તમોત્તમ બીજો હેતુ પણ છે. ધર્મ વિષેના પાઠમાં જેને આત્મભાવ કહ્યો છે એજ માણસના જીવ્યાનું ખરું સાર્થક છે એમ બતાવેલું છે, તો તે આત્મભાવનું મુખ્ય બંધારણ શું છે? એનો મૂલ આધાર પ્રેમ છે. પ્રેમ એટલે શું તે આગળ કહેવાશે, પણ ટુંકામાં પ્રેમ એટલે આપણે અને જે આપણું ઇષ્ટ હોય તે બે વચ્ચે કેવલ અભેદ એટલે એકપણું થાય, બે છતાં એક થવાય, એજ પ્રેમ એમ જાણવું. જ્યારે માણસ એક બીજા સાથે મૈત્રીથી જોડાય છે ત્યારે પ્રેમના મૂલાક્ષર ભણવાનો આરંભ કરે છે. પ્રેમથી ઉલટી વૃત્તિ સ્વાર્થની છે, ને માણસમાત્ર ઘણું કરીને પ્રથમ સ્વાર્થીજ હોય છે, પણ ધીમે ધીમે સંબંધોના બલે કરીને સ્વાર્થ તજી પ્રેમ શીખે છે. પ્રેમનો મુખ્ય દેવતા સંસારમાં તો સ્ત્રીજ છે, એટલે સ્ત્રી અને પુરુષની મૈત્રીનો મુખ્ય હેતુ એ ઠરે છે કે તેમાંથી ઉભયની સ્વાર્થવૃત્તિ ઘસાઈ જવા માંડે, અને પ્રેમવૃત્તિ દૃઢ થાય, ને એમ છેવટ ઉભયે આત્મભાવને પામે.

આ પ્રમાણે જેને સ્ત્રી અને પુરુષની મૈત્રી રૂપે આપણે વર્ણવીએ છીએ તેનેજ શાસ્ત્રમાં ને લોકમાં વિવાહ કહે છે; એને લગ્ન પણ કહે છે; એબધાં નામના અર્થ સંસ્કારના પાઠમાં સમજાવ્યા છે. પણ વિવાહ એ શું છે, તેનો શો અર્થ છે, ને તેનો હેતુ શો છે, એ બતાવવા માટે આટલો વિચાર કર્યો છે. સ્ત્રી પુરુષ પરણે છે તે શા માટે પરણે છે? એ પણ હવે ચોખ્ખી રીતે સમજાશે; અને સમજાયાથી પરણ્યા પછી તમારે કેવી રીતે તમારો ધર્મ સાચવવો તે પણ પરણવાનો હેતુ સમજ્યાં હશો, તો યથાર્થ સમજી શકશો. રઘુવંશમાં અજ રાજાએ પોતાની સ્ત્રીને ગૃહિણી, સચિવ, સખી, શિષ્ય એવાં વચનોથી વર્ણવી છે, તે પણ લગ્નનો જે હેતુ અહીં કહ્યો છે તે લક્ષમાં રાખીનેજ કહી છે; ને તમારે પણ તે બધાં વિશેષણ યથાર્થ પામવાને યોગ્ય થવું. એ પ્રત્યેકનો શો અર્થ છે તે આગળ પત્નીધર્મના પાઠોમાં કહેવાશે.

# પત્નીધર્મ-ભાગ ૨.

૧૭.

વિવાહ અથવા લગ્નનો હેતુ આગલા પાઠમાં કહ્યો તેવો છે તેથી તે સંબંધની ગાંઠ ઘણીજ પાકી ગણાય છે; તે એકવાર બંધાય તે ફરી છૂટી શકતી નથી. આપણા શાસ્ત્રમાં એવો નિયમ છે કે સ્ત્રી અને પુરૂષ બે ભેગાં હોય ત્યારેજ બધાં અગત્યનાં ધર્મકર્મ કરી શકાય છે. સ્ત્રીને એટલાજ માટે સહધર્મચારિણી અર્થાત્ સાથે રહી ધર્મ સંપાદન કરનારી કહે છે. સ્ત્રીપુરૂષ પરણે ત્યારથીજ પરસ્પરને કેવાં વચન આપી બંધાય છે તે આગળ વિવાહ સંસ્કારના પાઠમાં કહેવાશે, પણ તેની મતલબ એવી હોય છે કે આપણે નિરંતર ધર્મ આચરીશું ને પરસ્પર એકભાવથી રહીશું. આ પ્રતિજ્ઞા અગ્નિ આદિ દેવની સમક્ષ લેવાય છે. આવો વ્યવહાર હોવાથી, તથા આવો સંબંધ એકજ હોય તો તેથી કેવો લાભ છે એ આગળ બતાવ્યું છે તેમ હોવાથી, શાસ્ત્રમાં લગ્નની ગાંઠ બહુજ પવિત્ર અને કદી છૂટે નહિ તેવી માની છે. બીજા દેશ કે લોકમાં જેમ ઇચ્છામાં આવે તેમ લગ્નને બાંધી છોડી શકાય છે. તેમ અહીંઆં નથી, કેમકે લગ્ન એ આપણા દેશમાં માત્ર અન્યોન્યના સુખ માટેનો કરાર નથી, પણ અન્યોન્યના આત્માના કલ્યાણ માટે ન છૂટે તેવી ગાંઠ છે, ને ધર્મ પ્રાપ્ત કરવા માટે બંધાયલી છે.

લગ્નનો આ પ્રમાણે વિચાર કરવાથી સમજાય છે કે એ કામ કેટલા બધા વિચારનું કામ છે, ને એના ઉપર મનુષ્યના આખા જીવતરના સુખ દુઃખનો કેટલો બધો આધાર છે. આવું અગત્યનું કામ આપણે કાંઇ પણ સંભાળ વિનાજ કરી દઇએ છીએ, તેમ થતું જોઇએ નહિ. વર અને કન્યામાં પરસ્પર કેવા ગુણ જોઇએ તે સંસ્કારવિષેના પહેલા પાઠમાં કહેલું છે, પણ થનાર પતિ અને પત્ની વચ્ચે પ્રેમ શુદ્ધ અને ગાઢ હોવો જોઇએ એ તો બહુજ આવશ્યક છે. લગ્ન છે તે પ્રેમનુંજ કામ છે, ને જ્યારે વિવાહની ક્રિયા થાય છે ત્યારે પણ વરકન્યા પ્રતિજ્ઞાઓ લેતાં "આ પ્રેમનું કાર્ય છે, પ્રેમથી એ થયું છે, પ્રેમથીજ ટકે છે" એમ વચન બોલે છે. વરે કન્યા, અને કન્યાએ વર શી રીતે પ્રાપ્ત કરવાં તે વિષે દેશ દેશમાં જુદા જુદા વ્યવહાર છે, પણ આપણા દેશમાં જે છેક ઘોડીયામાંથી પરણાવવાની રીત કહીં કહીં જણાય છે તે તો બહુજ હાનિકર્તા છે. માબાપના અનુભવને ગણકાર્યા વિનાજ કન્યાએ વર જોઇ લેવો એ વાત સારી નથી. તેમ છેક માબાપે કન્યાની કે વરની જરા પણ સંમતિ ન લેવી એ વાત પણ સારી

નથી. ઉત્તમ માર્ગ એજ છે કે યોગ્ય વયગુણવાળાં બાલક બાલકીનો વિવાહ કરી રાખી પછી તેમને ભેગાં હરવા ફરવા દેવાં, અને જો તેમાંથી તે બેને ઉત્તમ પ્રેમ બંધાય, તથા તેમના ગુણ પરસ્પરને અનુકૂલ લાગે, તો પછી મ્હોટી વયે તેમને પરણાવવાં પરણવા યોગ્ય વયનો, તથા લગ્નના પ્રકારનો વિચાર સંસ્કારના પાઠમાં કરેલો છે, પણ અહીંઆં તો લગ્ન એટલે શું તેજ તમને સમજાવવાની આવશ્યકતા હતી, કે જેથી કરીને તમે પત્નીધર્મના હવે પછી આવશે તે પાઠ સારી રીતે સમજી શકો.

---

## વ્રત-ભાગ ૧.

### ૧૮.

નીતિ, પુણ્ય, પાપ, એ સર્વનો નિશ્ચય કર્યા છતાં તેમાં સ્નાન, જપ, તપ, ઇત્યાદિ તેમ બીજાં અનેક વ્રત વિષે કશું કહેવામાં આવ્યું નથી ને શાસ્ત્રમાં તો એવીજ વાતોને ધર્મ અથવા પુણ્યમાં ગણવામાં આવી છે, ત્યારે તેમનો સમાસ કયાં થાય ? આ વાત સમજતા પહેલાં એટલું જાણવું જોઇએ કે એ બધી વાતોનો હેતુ શો છે ? શાસ્ત્ર અમુક વાત કરવાની કે ન કરવાની આજ્ઞા શા માટે આપે છે ? આપણે જે નીતિનો માર્ગ કહ્યો, જે સુખ અથવા મોક્ષનું રૂપ કહ્યું, તથા પુણ્યનો જે નિયમ કહ્યો, તે બધાં આપણાથી બરોબર પાળી શકાય કે નહિ એ બહુ શંકા ભરેલું છે; કારણ કે એકાત્મભાવ એવો જે મોક્ષ કહ્યો તે, અને પરસ્પર વિરોધ વાળાં આ સંસારનાં કામ, એ બેનું સમાધાન થવું કઠિન છે; છતાં સમાધાન કર્યા વિના ચાલે એવું નથી, તે કરવામાં આપણી એકલાની બુદ્ધિજ નક્કી માર્ગ લેઇ લે એમ થવું અશક્ય છે. આટલા માટે શાસ્ત્રની આજ્ઞાઓ આપણને માર્ગ બતાવે છે, ને સંસારના વિકટ પ્રસંગોમાં કીયે માર્ગે જવું એ મોક્ષની દૃષ્ટિથી ખોટું નથી તે આપણને સમજાવે છે. બીજી રીતે કહીએ તો શાસ્ત્રમાં જે નિયમ કહ્યા છે તે જે રીતે એકાત્મભાવ અનુભવાય તે રીતિના સંબંધના નિયમ છે. ત્યારે એ વાત જાણવાની રહી કે શાસ્ત્ર એટલે શું ? શાસ્ત્રને નામે અનેક વાતો ચાલે છે, પણ તેમાંની કેટલીક કેવલ નિર્મૂલ હોય છે. શાસ્ત્ર એટલે પ્રથમ વેદ, તે પછી સ્મૃતિ, ને તે પછી પુરાણ તથા તંત્ર; એની આજ્ઞાઓ માનવી; એમાં પણ તંત્રથી માંડીને એક એક આગળ ચઢતાં જઇએ તેમ વધારે પ્રમાણ વાળું ગણાય, પણ સર્વને વેદના આધારની અપેક્ષા છે, વેદવાક્ય રાજાની આજ્ઞા જેવું છે, સ્મૃતિ-

વાક્ય ગુરુના બોધ જેવું છે, ને પુરાણ કે તંત્રનું વાક્ય મિત્રની શિક્ષા જેવું છે.

જે જે વ્રત આદિ પળાય છે તેનું મૂલ શાસ્ત્રમાં હોય છે, પણ તેનો હેતુ આપણને પરમ સુખે પોહોચાડવાનો હોય છે, એટલે ટુંકી નજરથી 'એ તો જૂના ગપાટા છે' કે 'વેહેમ છે' એમ કરી તેમનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. માણસો જે જે કરે તે કર્મ, અને અમુક સમય સુધી અમુક નિયમ રૂપે જે સ્વીકારીને કરે તે વ્રત, આવો કાંઇક ભેદ છે. નિત્ય, નૈમિત્તિક અને કામ્ય, એવા કર્મના ત્રણ ભેદ છે; તેમ વ્રતના પણ છે. કર્મમાં અને વ્રતમાં મહોટો અંતર એ છે કે, વેદ અને સ્મૃતિથી જે આજ્ઞાઓ થયેલી છે તે પ્રમાણે કરવાનાં તે કર્મ કહેવાય છે; અને સ્ત્રીઓને જુદું ધર્મ કૃત્ય નથી માટે તેમને પુરાણ પ્રમાણે કરવાનું તે વ્રત કહેવાય છે. સ્ત્રીઓને જુદું ધર્મ કૃત્ય નથી એનો અર્થ એવો નથી કે સ્ત્રીઓને કાંઇ કરવાનું નથી; સ્ત્રીઓને તો એક મહાકાર્ય કરવાનું છે, ને તે યથાર્થ રીતે થાય તે ઉપર આખા ઘરના અને આખા સંસારના સુખનો આધાર છે. શ્રી ભગવાન્ મનુએ કહ્યું છે કે "પોતાનું એટલે પતિનું અને તેના પિતૃનું સ્વર્ગે જવું તે પત્નીને આધીન છે," આમ કહેવાનો હેતુ એ છે કે પુરુષ જો સ્ત્રી પરણે તોજ ધર્મ કર્મ કરી શકે, ને તેમ કરે ત્યારેજ પોતાનો અને પિતૃનો મોક્ષ થાય. સ્ત્રીને જુદું ધર્મકૃત્ય નહિ એટલે એમ કે તેનાથી પતિનાથી જુદાં રહી કશું થાય નહિ. જેમ પતિથી તેના વિના થતું નથી; તેમ તેનો ધર્મ તેના પતિના ધર્મમાંથીજ સધાય છે. એ માટેજ પરણેલી સ્ત્રીને સહધર્મચારિણી કહે છે. સ્ત્રીનો સમગ્ર ધર્મ, તેનાં સર્વ વ્રત, તેનું પૂર્ણ કલ્યાણ, તેનો મોક્ષ, તેના પતિને સંતોષવામાં રહેલાં છે. તેથીજ તે પતિદેવતા—પતિને પોતાનો દેવ ગણનારી—કહેવાય છે; ને શ્રી ભગવાન્ મનુ પણ નિશ્ચયપૂર્વક કહે છે કે "પતિ એજ સ્ત્રીનો એકજ ગુરૂ છે;" ને ઉમેરે છે કે "તેની આજ્ઞા વિના વ્રતાદિક કરવાથી તેને દોષ છે." ધર્મકર્મથી અમુક પુણ્ય ઉદય થાય છે. પણ તે રીતે ઉપાર્જન કરવાનું કામ, જેમ ઉદરપોષણ ઉપાર્જન કરવાનું છે, તેમ પુરૂષનું છે.

પ્રાપ્ત કરેલાં દ્રવ્યને જેમ સ્ત્રી સારી રીતે અવેરી પતિને અત્યંત સંતોષ પમાડી, તેના પ્રાપ્ત કરેલામાંથી અર્ધ કે સર્વને ભોગવે છે, તેમ તેના પ્રાપ્ત કરેલા ધર્મમાંથી પણ પતિની પૂજા કરવાથી, તે અર્ધ કે સર્વ પામે છે. ત્યારે એજ કે સ્ત્રીને જુદું ધર્મકર્મ નથી, તેને ગુરૂ કરવાની, કે વ્રત કરવાની પણ અપેક્ષા નથી, પતિ એજ તેનો ગુરૂ, તેનો ધર્મ, તેનું સર્વસ્વ છે. વેદમાં કહેલાં કર્મ સ્ત્રીને ઘટતાં નથી; તેને કોઇ પુરાણોક્ત વ્રત

પણ પતિની આજ્ઞા વિના ઘટતાં નથી. પોતાની મેળે કરવાની તો તેને કેવલ પતિની આરાધનાજ છે, ને જે વ્રત એ આરાધનાને ઉપયોગનું હોય તે વ્રત, પતિની આજ્ઞાથી કરવું. જ્યાં સુધી કન્યા હોય ત્યાં સુધી પતિને બદલે માબાપની આજ્ઞાથી વર્તવું.

## વ્રત–ભાગ ૨.

### ૧૯.

કેટલાંક વ્રતનું વર્ણન કરીએ. નિત્ય એટલે જે કર્યા વિના ચાલેજ નહિ એવાં પ્રતિદિવસ કરવાનાં, નૈમિત્તિક એટલે કોઇ પ્રસંગને લેઇને કરવાનાં, અને કામ્ય એટલે કોઇ ઇચ્છાને લેઇને કરવાનાં, એમ ત્રણ પ્રકારનાં વ્રત છે. તેમાં જે નિત્યવ્રત છે તેનો હેતુ માત્ર શરીર અને મનની શુદ્ધિ કરવાનો છે, કે એમ થવાથી પોતાનાં જે મુખ્ય કામ છે તેમાં વધારે સારી પ્રવૃત્તિ થાય. શરીર રોગી હોય, કે મલિન હોય, તો મન પણ ભારે લાગે છે; ને મનમાં કાંઇ વિક્ષેપ કે ક્લેષ હોય તો શરીર પણ મંદ કે રોગી થઇ પડે છે. આમ છે એટલે મન અને શરીર બેની શુદ્ધતા રાખવાની અપેક્ષા છે. મન અને શરીરની શુદ્ધિ માટે સારા સંસર્ગની અપેક્ષા છે. જેવી સંગતિ જેવા આપણી પાસેના સંબંધ, તેવું શરીર થાય છે ને તેવા વિચાર પેદા થાય છે. શરીરને વિશેષ અસર આહાર વિહારથી થાય છે, મન ઉપર વિશેષ અસર વિચારથી થાય છે. આહાર, વિહાર, સંસર્ગ, વિચાર, એ ચાર વાત ઉપર ધ્યાન રાખવાથી શરીર અને મન શુદ્ધ થાય છે, ને તેમ થવાથી મનનું સાંકડાપણું અથવા તેમાંનો અભિમાન નાશ પામે છે, અભિમાન નાશ પામે ત્યારે પુણ્યની વૃત્તિ થાય છે, અથવા પ્રેમભાવ ઉદય પામે છે, ને તે પ્રેમભાવ સર્વત્ર એકાત્મભાવ રૂપે પરિપકવ થઇ, મોક્ષ આપે છે.

જે નિત્ય કરવાનાં વ્રત છે તેનું આવું સ્વરૂપ છે; તે કરવાનું કામ સ્ત્રીપુરૂષ સર્વને સરખુંજ આવશ્યક છે, પણ સ્ત્રીએ તેમાં પોતાના પતિની સાહાય્ય અને શિક્ષા લેવી લાભકારી છે, કેમકે તેજ તેનો ગુરૂ છે. આવાં નિત્યકર્મનો સમાસ યમ અને નિયમ એ યોગશાસ્ત્રમાં કહેલાં બે પ્રથમ અંગમાં થાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ યમ; શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન, એ નિયમ. કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી, એટલે કે મારવું નહિ એટલુંજ નહિ પણ વાણી-

થી પણ તેને દુભવવું નહિ તેવો દયાભાવ તે અહિંસા. જેવું હોય તેવું કહેવું તે સત્ય. પોતાનું ન હોય તે કદાપિ લેવું કે ઇચ્છવું નહિ તે અસ્તેય. નિયમ પ્રમાણે ભોગ કરવો અથવા નજ કરવો તે બ્રહ્મચર્ય. જોઇએ તેથી અધિક ન ઇચ્છવું કે ન લેવું, કે પારકાં પાસેથી કાંઇ ન લેવું, તે અપરિગ્રહ. શરીરને તેમ મનને બહારથી સ્નાનાદિકવડે, તેમ અંદરથી પણ જે યોગ્ય પ્રકાર જાણવામાં હોય તેનાથી, શુદ્ધ રાખવું તે શૌચ. આહાર સાત્વિક એટલે મનને આત્મભાવમાં વાળે તેવા પ્રકારનો સાદો અને મિતરીતિથી લેવો એ પણ શૌચમાંજ ગણી શકાય. મનને જે વખતે જે પ્રાપ્ત થાય તેથી પ્રસન્ન રાખવું એ સંતોષ. શરીરની કે મનની જે ઉન્મત્ત દશા હોય તેને નરમ પાડી, આત્મભાવમાં લક્ષ કરવા યોગ્ય થવા માટે, જે નિયમ કરવા તે તપ. એમાંજ ઉપવાસ, જાગરણ, કૃચ્છ્ર, ચાંદ્રાયણ, પ્રદોષ, અમુક શાકાદિનું વર્જન, એકભુક્ત, આદિ અનેક વ્રત સ્ત્રીઓ કરે છે તેનો સમાસ છે; એટલે જે હેતુ તપ કરવા માટે બતાવ્યો તે જો એવા વ્રતથી ન સચવાતો હોય તો તે વ્રત કરવાં નકામાં છે, એટલુંજ નહિ પણ તેમાં દોષ રહેલો છે. સ્વાધ્યાય એટલે સારી વૃત્તિ પેદા કરે એવાં શાસ્ત્રોનું મનન, અથવા કોઇ મંત્ર કે નામનો, તેના અર્થના ધ્યાનપૂર્વક, જપ; તેમ ઇશ્વરપ્રણિધાન એટલે ઇશ્વર અથવા જેને સર્વાધાર, સર્વરૂપ જાણતાં હોઇએ તે આત્મા, કે પોતાનો પૂજ્ય પતિ, તેનુંજ નિરંતર ધ્યાન, અને તે જે કરશે તેજ ખરૂ એમ તેના ઉપર દૃઢ વિશ્વાસ. આ બે અંગમાં, માલા, પૂજા, કથા, દેવદર્શન, આદિ જે જે સ્ત્રીઓ કરે છે તે સમાય છે. પણ તેમાં એ વિસરી જવું જોઇતું નથી કે પોતાનો ગુરૂ જે પોતાનો પતિ તેની આજ્ઞા વિના, અને તેણે બતાવ્યા કરતાં બીજું કાંઈ પણ કરવું ન જોઇએ. તે બધાં જે હેતુથી કરવાનાં છે તે હેતુ પણ પૂરો સચવાવો જોઇએ. આ દશ કે તેમાંનું એકાદ વ્રત જ્યારે એવા આગ્રહથી ગ્રહણ થાય કે સર્વદા સર્વ સ્થલે ને જીવતા સુધી એજ નિયમે વર્તીશ ત્યારે તે મહાવ્રત કહેવાય છે. આ વિના ગ્રહશાન્તિ કે એવાં જે કાર્ય વિવાહાદિ પ્રસંગે કરવાં પડે છે તે નૈમિત્તિક વ્રત છે; તેમ હરિદ્રાપૂજન, કોકિલાવ્રત, ગૌરીપૂજન, માઘસ્નાન, આદિ જે જે વ્રત કરાય છે તે ઘણું કરીને કામ્ય હોય છે, કેમકે તેનો હેતુ સૌભાગ્યનું રક્ષણ એટલે પતિઆરાધન, કે પુત્રાદિનું સંરક્ષણ એટલે પ્રજાની ઇચ્છા એજ હોય છે.

આપણા શાસ્ત્રમાં આવાં વ્રતાદિ કહ્યાં છે તેમ મુસલમાન, પારસી

ક્રીશ્ચીઅન, બૌદ્ધ, જૈન આદિ સર્વ ધર્મમાં કહેલાં છે-પણ સર્વત્ર તે બધાંનો હેતુ, અત્ર બતાવ્યો તેનોતેજ છે, એમ સમજવું.

## સંસ્કાર-ભાગ ૧.

૨૦.

વ્રત નિયમ આદિનો અર્થ જાણ્યા છતાં બીજી અનેક રીતભાતનાં કારણ જાણવાનાં બાકી છે; જેમ જેમ તેમને સમજતાં જવાશે તેમ તેમ જે શાસ્ત્રોએ તેમની આજ્ઞા કરી છે તે શાસ્ત્રોનો સારો હેતુ પણ સમજાશે. આપણા દેશમાં ચાર વર્ણ કહેવામાં આવે છે, એનું વર્ણન આગળ કરીશું, પણ એ વર્ણના લોકને અમુક કર્મ, શાસ્ત્ર પ્રમાણે કરવાં પડે છે. કેટલાંક કર્મ એવાં છે કે તે કર્યા વિના જે માણસ જે વર્ણમાં હોય તે વર્ણમાંનો છે એમ મનાતું નથી. એવાં કર્મને સંસ્કાર કહે છે. સંસ્કાર એટલે કોઇ વસ્તુમાં કાંઇક સુધારો કરી તેના રૂપમાં વધારો કરવો તે. માતાને પેટથી જન્મ થાય તે એક જન્મ, અને સંસ્કાર કરવાથી વધારે શુદ્ધતા પ્રાપ્ત થાય એ બીજો જન્મ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એ ત્રણને સંસ્કાર કરવામાં આવે છે, તેથી તે ત્રણે સંસ્કાર પામ્યા પછી, બેવાર જન્મેલાં, એટલે દ્વિજ કહેવાય છે. સર્વ ધર્મમાં કાંઈ ને કાંઇ સંસ્કાર કરવાનો હોય છે, તે વિના મનુષ્ય તે ધર્મમાં યથાર્થ પ્રવેશ પામ્યું મનાતુંજ નથી. બીજા ધર્મમાં સંસ્કારનાં રૂપ જુદાં જુદાં હોય છે, પણ હેતુ અત્રે કહીએ છીએ તેવોને તેવો હોય છે. આપણા સંસ્કાર સ્મૃતિ પ્રમાણે કરાય છે, ને તે સોળ છે, એમ કેટલાક માને છે, કેટલાક ચોવીશ કે પચીશ ગણે છે. સંસ્કારને આધારેજ આપણા સંસારમાં ઘણીક રીતભાતો ચાલુ થયેલી છે, તેથી તેમનું રૂપ સમજવા જેવું છે.

સંસ્કારના એકંદરે ત્રણ ભાગ કરી શકાય; ને જો સોળ લેઇએ તો બે ભાગ કરાય. જન્મ પામે ત્યાંથી તે પુરૂષ વિદ્યા ભણીને પરણે, અને સ્ત્રીઓ વિવાહિત થઈ લગ્ન કરે, ત્યાં સુધી એક ભાગ; અને પરણ્યા પછી પ્રજા ઉત્પન્ન કરે ત્યાં સુધી બીજો ભાગ; ને જો પચીશ સંસ્કાર ગણીએ તો નિત્યકર્મ તથા મરણ પછીનાં જે કર્મ તે ત્રીજો ભાગ. વાંચનારી બાલાઓ ! તમે તો હજી કન્યાજ છો, માટે પરણવા સંબંધના, તેમ પ્રજાને પરણાવતા પેહેલાં કરવાના સંસ્કાર તમને હવણાં કહીશું નહિ. તેમ નિત્યકર્મ સંબંધી કે મરણ પછીના પણ તમને હાલ સમજાવીશું નહિ. તમને

માત્ર છ સંસ્કાર સમજાવીશું, જે જાણવાની તમારે પ્રથમ અપેક્ષા છે. એ છ સંસ્કાર તે ઉપનયન, ચારવ્રત, ને સમાવર્તન. તોપણ સંસ્કારનો ક્રમ તમારે જાણવો આવશ્યક છે. ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, બલિ, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન્ન, ચૌલ, ઉપનયન, ચારવ્રત, સમાવર્તન, વિવાહ. જે લોકો સોળ સંસ્કાર કહે છે તે આટલા સોળ ગણે છે. ને જે પચીશ કહે છે તે બીજા નવ ઉમેરે છે; આગ્રયણ, અષ્ટકા, ઉત્સર્ગ, ઉપાકર્મ, પંચમહાયજ્ઞ. આપણે જે નિત્ય નૈમિત્તિક ને કામ્ય એવા કર્મ તથા વ્રતમાત્રના વિભાગ કર્યા છે, તે પ્રમાણે પંચયજ્ઞ તે નિત્ય, વિવાહ સુધીના સોળ નૈમિત્તિક, ને બીજા કામ્ય છે. એ સર્વેનો અર્થ આગળ સમજાશે.

ઉપનયન એટલે લેઇ જવું; ગુરૂની પાસે લેઇ જવું તે. એ સંસ્કાર બ્રાહ્મણને આઠમે વર્ષે, કે પાંચમે વર્ષે પણ કરાય છે; ને સોળ વર્ષ પેહેલાંજ કરવો જોઇએ. ક્ષત્રિયને અગિઆરમે વર્ષે, વૈશ્યને બારમે વર્ષે, તેમ તે બન્નેને વીશ અને ચોવીશ પેહેલાં, કરવો જોઇએ. પુરૂષને માટે આ નિયમ છે, પણ સ્ત્રીઓને તો ઉપનયનનો સંસ્કાર કરવાનો હોતો નથી, એટલે તેમને એ નિયમ લાગતો નથી. સ્ત્રીઓને એ નિયમ કેવી રીતે લાગુ કરાય છે, તે આ સંસ્કારનું ટુંક વર્ણન કરી રહ્યા પછી બતાવીશું. બાલકનો પ્રથમ ગુરૂ તેનો પિતા છે, તે પોતાના પુત્રને ગાયત્રીનો ઉપદેશ આપી, તેને ગુરૂને સોંપે છે. પિતા પાસેથી ઉપદેશ લેઇ, પોતાના વર્ણ પ્રમાણે સૂત્રનું, શણનું, કે મેષના ઉનનું, યજ્ઞોપવીત ( જનોઇ ) ધારણ કરી, પોતાના વર્ણ પ્રમાણે દંડ મેખલા ધારણ કરી, બાલક ગુરૂ પાસે આવે છે. ગુરૂ એને ચાર વ્રતનો ઉપદેશ, પોતાના મંત્ર સહિત કરે છે, ને પછી પોતાની સાથે, એ વ્રત પળાવવા માટે, શિષ્યને લેઇ જાય છે. તે ચાર વ્રત આ પ્રમાણેઃ—બ્રહ્મચારી રહેજે; સત્ય બોલજે; સંધ્યાવંદનાદિ ભિક્ષાસહિત કરજે; વિદ્યા—વેદ—ભણજે. આ ચારે વ્રત ઘણામાં ઘણું છત્રીશ ને થોડામાં થોડાં નવ વર્ષ સુધી પાળવાં પડે છે, ને તેટલો સમય ગુરૂ પાસે રહેવું પડે છે. જ્યારે અભ્યાસ થઇ રહે ત્યારે ગુરૂની આજ્ઞા લેઇ પુરૂષ ઘેર આવે છે, અને પરણવાનો વિચાર કરે છે. એ પાછા આવવાનું નામ સમાવર્તન સંસ્કાર. આવું આ છ સંસ્કારનું સૂક્ષ્મ સ્વરૂપ છે.

બહેનો ! તમે કોઇ ઠેકાણે જનોઇ દેવાતાં જોયું છે ! છોકરાને માથું મુંડી, દંડ, મુંજ, યજ્ઞોપવીત, અને ધોળાં વસ્ત્ર પહેરાવી બેસાર્યો હોય છે, તે ગુરૂને સોંપવા તત્પર કર્યો હોય છે; એનો પિતા તથા ગુરૂ ધંધોલીઆમાં પેશી- વાત કરે છે, તે એ છોકરાને ગાયત્રી, તથા ગુરૂને જે

આપવો હોય તે મંત્ર, અને કહ્યાં તે ચાર વ્રતની પ્રતિજ્ઞા એ આપે છે. પેલી પ્રતિજ્ઞાના ઉત્તરમાં છોકરો બાઢમ્ એટલે હા કહે છે, ને પોતાનું મન આપે છે. એ છોકરો એ સમયથી એના ગુરૂના હાથમાં જાય છે, ને બ્રહ્મચારી એટલે બ્રહ્મ એવું વેદવિદ્યાનું નામ છે તેને ભણનારો, ને ભિક્ષામાત્રથી નિર્વાહ કરનારો થાય છે એટલાજ માટે પ્રથમ પેહેલી ભિક્ષા એની માતુશ્રી કરાવે છે. પછી વરઘોડો કાઢે છે, ને પેલા છોકરાને દોરાડી પકડી લાવીને ઘોડે બેસારી ફેરવે છે. બ્રાહ્મણભોજન થાય છે. પકડી લાવવું, ચાંલ્લો કરવો અને બ્રાહ્મણભોજન કરાવવું, એ સમાવર્તન થયું; કેમકે ગુરૂને ઘેરથી વિદ્યામાં મગ્ન થયેલો શિષ્ય પાછો આવવા ના પાડે છે, ને પરણી ગૃહસ્થ થવા ઇચ્છતો નથી, તેને પકડી લાવીને ગૃહસ્થાશ્રમમાં નંખાય છે, એ આનંદનુંજ જમવાનું છે, ને ગૃહસ્થાશ્રમમાં ઉપયોગ માટે દાનરૂપ ચાંલ્લો છે.

## સંસ્કાર—ભાગ ૨.

### ૨૧

ઉપનયન અને સમાવર્તન વચ્ચે નવથી તે છત્રીશ વર્ષ સુધીનો સમય જવો જોઇએ. શાસ્ત્ર કહે છે કે જવો જોઇએ માટેજ નહિ, પણ તેમ ન થાય તો વિદ્યાભ્યાસ પૂરો થાયજ નહિ, માટે જવો જોઇએ. તે પણ માબાપનાં લાડ અને લાલનપાલનથી દૂરજ જવો જોઇએ, કે છોકરૂં પોતાના ઉપર આધાર રાખતાં શીખે: ને તેમ કરતાં પણ ગુરૂની દૃષ્ટિ તળે રહે એટલે શુભ ફલજ પામે. વળી એ વિદ્યાભ્યાસ ભેગું પિતાએ ઉપદેશ કર્યા પ્રમાણે તથા ગુરૂએ ઉપદેશ કર્યા પ્રમાણે ધર્માચરણ પણ રાખવુંજ પડે, એટલે જે જે દુષ્ટ આચાર વિચાર છે તેમાં એનું મન કદાપિ પડે નહિ. વળી બ્રહ્મચર્ય પાળવું પડે, એટલે કે પોતાના મનમાં કશો વિકાર પેદા થઇ નઠારૂં કામ કરવાની વિષયવાસનાજ પેદા ન થાય એમ વર્તવું પડે, તેથી એનું શરીર આરોગ્ય રહે, અને એના મનને ગમે તેવો નિશ્ચય પણ પૂર્ણ કરવાનું બલ આવે, અને એમ કરવાથી એને આત્માનો અનુભવ થાય, તથા વિદ્યા યથાર્થ ફલ આપે. શરીરમાં જેટલું જેટલું બલ છે, મનનો અને બુદ્ધિનો જેટલો જેટલો મહિમા છે, ને એ બે ઉપરાંત ધર્મ અને પુણ્ય ઉપર વૃત્તિ વળગવા રૂપ પ્રેમ અને શ્રદ્ધા તથા વેગ પેદા થાય છે, તે બધું શાથી થાય છે? એની એકજ વસ્તુ છે કે જો એ બધાંને

એક સમયે સામટી સાધી શકે છે, ને તે વસ્તુ બ્રહ્મચર્ય છે. એવો કોઇ સમય નથી, એવી કોઇ વય નથી, કે જ્યારે બ્રહ્મચર્ય ન પાળી શકાય; આખો જન્મારો પાળવું હોય તો પળાય, પણ સમાવર્તન થતા સુધી તો અવશ્ય તે પાળવુંજ જોઇએ. તમે જે જનોઈ જોયું છે ત્યાં આમાંની કશી વાત હતી ? નવ કે છત્રીશ વર્ષનો આખો વિધિ અર્ધા કલાકમાંજ પૂરો થતો જોઇ તમે તે દિવસે તો કશું નહિ વિચાર્યું હોય, પણ હવે તમને કેટલો ખેદ થશે ? તમને કોઇ કહેશે કે ભણવા માટે તો લોકો જાય છે, કોલેજોમાં રહે છે, તો તે વાત ખરી છે; પણ બ્રહ્મચર્ય અને ધર્માચાર કોણ પાળે છે ? કોઇ નહિ. ને ખરી આવશ્યક વાત તો એ બેજ છે. તેના વિના વિદ્યા સિદ્ધ થતી નથી, ખરૂં જ્ઞાન આવતું નથી, શરીર સારૂં રહેતું નથી, સંસાર પણ સુધરતો નથી.

તમે કહેશો કે આ તો પુરૂષો માટેની વાત થઇ પણ સ્ત્રીઓને એમ કરવાનું ક્યાં છે ? ઘણાક વિદ્વાનો આજ કાલ એમ ધારે છે કે સ્ત્રીઓએ પણ, જેવી રીતે આ સંસ્કાર પુરૂષો માટે ગુરૂ પાસે રહી પાળવાનો કહ્યો છે, તેમ પાળવો. પણ એટલું તો નક્કીજ છે કે શાસ્ત્રમાં એવો નિયમ છે જે પુરૂષોને જેમ ઉપનયન છે તેમ સ્ત્રીઓને વાગ્દાન છે, ને પુરૂષોને સમાવર્તન છે, તેમ સ્ત્રીઓને પણ વિવાહ એ એક રીતે સમાવર્તનજ છે. એટલે કે વચમાંનાં બ્રહ્મચર્યાદિ ચાર વ્રત કન્યાઓને પણ બહુ સારી રીતે પાળવાનાં છે, ને ધર્માચાર પૂર્વક વિદ્યાભ્યાસ કરવાનો છે. ભેદ માત્ર એટલોજ છે કે તેણે દંડયજ્ઞોપવીતાદિ ચિન્હ ધારણ કર્યા વિનાજ, બીજા ગુરૂને બદલે પતિને, કે પોતાનાં માતપિતાનેજ, ગુરૂ કરવાં. માતપિતા જેને સોંપે તે પણ ગુરૂ થાય.

કન્યા અને વરના વય પરત્વે શાસ્ત્રકારોનો એવો સર્વાનુમતે નિયમ જણાય છે કે, ત્રીશ વર્ષના પુરૂષે બાર વર્ષની કન્યાને પરણવું, ને ઉતાવળ હોય તો ચોવીશ વર્ષનાએ આઠ વર્ષની કન્યાને પરણવું, પણ આ પાછળનો નિયમ મુખ્ય નિયમ નથી, કેમકે એવી સીમા નિર્ધારણ કરેલી છે કે કન્યા પિતાને ઘેર રજોદર્શન પામે તો દોષ છે; તે પૂર્વે, એટલે, આપણો દેશ કાલ વિચારતાં અગીયાર ને બારની વચ્ચે લગ્ન થઈ શકે, પરણવાનું બાર વર્ષે થાય, પણ વાગ્દાન આઠ અથવા પાંચ વર્ષે કરી શકાય છે; ને તે વાગ્દાન પતિ નાસી જાય, મરી જાય, સંન્યાસી થાય, અશક્ત જણાય, પતિત થાય, તો બીજાને થઇ શકે છે. વયના નિયમ ભેગો ગુણનો પણ નિયમ શાસ્ત્રકારોએ કર્યો છે. કન્યા બ્રહ્મચર્ય પાળનારી, શરીર અને મનના

સારા ગુણવાળી, રમણીય, વરનાથી નાની, યુવતી, અને કુલ શીલવાળી, હોવી જોઇએ; વરમાં પણ કુલ, શીલ, વિદ્યા, વિત્ત, ને રૂપ એટલાં વાનાં હોવાં જોઇએ. એ ઉપરાંત વરકન્યા સપિંડ, એટલે એક પિંડથી ઉત્પન્ન થયેલાં, એટલે એક ગોત્રનાં ન હોવાં જોઇએ. જેના ઉપર મન અને ચક્ષુ ઠરે તેજ કલ્યાણ કરે એમ શાસ્ત્રવચન છે; તેનું તાત્પર્ય એ છે કે, કન્યા તેવા રૂપ ગુણવાળાં વરકન્યા ને પ્રેમ થાય તે પ્રમાણે લગ્ન કરાવવું. એ હેતુ પાર પાડવા માટે આઠ વર્ષથી વાગ્દાન કરવાનો સંપ્રદાય છે વાગ્દાનથી તે વિવાહ સુધીમાં કન્યાએ બ્રહ્મચર્યાદિ દૃઢ રીતે પાળી સારી રીતે વિદ્યાભ્યાસ કરવો. જે છ સંસ્કારનું વર્ણન કરવું હતું તેનો આ પ્રમાણે વિવેક છે; બાકીના આગળ કહેવાશે.

---

## સન્નારી સીતા–ભાગ ૧.

### ૨૨.

મિથિલાના રાજા જનકવિદેહીને ઘેર સાક્ષાત્ જગત્ જનની આદિશક્તિએજ અવતાર લીધો હતો. યજ્ઞભૂમિને ખેડતાં હલની કોશ સાથે ઉખડીને એક પેટી નીકળી તેમાંથી ઉત્પન્ન થઇ, માટે સીતા એવું હલની કોશનું નામ છે તેજ તેને આપ્યું. એ કન્યાના રૂપમાં કાંઇ મણા ન હતી. તેનાં માતપિતાએ પણ તેને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવવા અનેક અનેક યોજનાઓ કરી હતી; અને તેને વિનોદ કરાવવા માટે કેટલીએક તરૂણ સખીઓ પણ સોંપી હતી. એમ સીતા રૂપગુણથી દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે તેવામાં મહા પરાક્રમી પરશુરામ જનકને ઘેર અતિથિ થઇને એક દિવસ આવ્યા. જનકે તે બ્રાહ્મણનો યોગ્ય સત્કાર કર્યો, અને બન્ને જમવા ગયા. જમીને આવ્યા તો પરશુરામે દીઠું કે પોતાનાં ધનુષ્, પરશુ, આદિ આયુદ્ધ મુકેલાં હતાં, તે આમ તેમ વિખેરાઇ ગયેલાં છે, ને ધનુષ્‌ને તો ઘોડો કરીને સીતા ચારે પાસા પરસાળમાં રમાડે છે! છ સાત વર્ષની બાલિકાએ શ્રીશંકરભગવાનના પ્રસાદ રૂપ મહાધનુષ્, જેને પોતા વિના કોઇ ઉપાડી પણ શકતું નથી, તેને ઘોડો કરી રમાડવા માંડયું છે, એ આશ્ચર્ય જોઇ પરશુરામ ચકિત થઇ ગયા. તુરત જ તેમણે જનક પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે આ ધનુષ્ જે હું ત્યારે ઘેર મૂકી જાઉં છું, તેને જે ચઢાવે તેજ આ કન્યાનો વર થાય.

એવો નિશ્ચય કરો, કેમકે આ કન્યા કોઇ અદ્‌ભુત શક્તિ છે, એમ મારૂં મન કહે છે. આ વાત જનકે સ્વીકારી, અને પરશુરામ બદરિકાશ્રમ ભણી તપશ્ચર્યા માટે ગયા.

અયોધ્યામાં રાજા દશરથને કાંઇ સંતાન ન હતું; પણ યજ્ઞનારાયણને પ્રસન્ન કરવાથી તેને બહુ વૃદ્ધાવસ્થામાં ચાર પુત્ર થયા હતા, તેમાંના જ્યેષ્ઠનું નામ રામ અને બીજા ત્રણનાં નામ લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એવાં હતાં. ચાર પુત્રને રાજાને યોગ્ય હોય તેવી વિદ્યા શિક્ષામાં કુશલ કરવામાં આવ્યા હતા, ને એ ચારમાંના જ્યેષ્ઠ પુત્ર રામ ઉપર ત્રણે ભાઇનો બહુ ભક્તિભાવ હતો, તેમ પિતાને તો તે પ્રાણતુલ્યજ હતા. બારેક વર્ષનું વય રામનું થયું હતું તેવામાં વિશ્વામિત્ર ઋષિ દશરથ રાજા પાસે આવીને, સ્વાગત થયા પછી દક્ષિણામાં આ પ્રમાણે માગવા લાગ્યા. હે ગોબ્રાહ્મણ પ્રતિપાલ ક્ષત્રિયવર ! મેં યજ્ઞ આરંભ્યો છે, ને તેમાં ઋષિમુનીઓ ભેગા થયા છે; પણ રાવણાદિ રાક્ષસો યજ્ઞનું કાર્ય સંપૂર્ણ કરવા દેતા નથી, માટે તમારા પુત્ર રામ અને લક્ષ્મણને સાથે મોકલો કે તે રાક્ષસોને હણી અમારો યજ્ઞ પૂર્ણ કરાવે. દશ બાર વર્ષનાં કોમલ બાલક રાક્ષસોની સામાં કેમ લઢી શકે એ વિચારથી આશ્ચર્યમાં સ્તબ્ધ થઇ ગયેલા દશરથે કાંઇ ઉત્તર વાળી શકાયું નહિ; વળી પોતાના પ્રાણરૂપ રામનો વિયોગ પણ બહુ દુઃસહ લાગ્યો. પણ વસિષ્ઠ ગુરુએ આજ્ઞા કરી કે વિશ્વામિત્ર જેવા ઋષિ બહુ દીર્ઘદૃષ્ટિથીજ એવા બાલક પાસે વિકટ કાર્ય કરાવવાની ઇચ્છા રાખતા હશે, મહાત્માઓના પ્રસાદથી એક તૃણ પણ મેરુવત્ થઈ શકે છે, તો રામ લક્ષ્મણને સુખે જવા દો; એટલે દશરથે બન્ને કુમારને યોગ્ય આયુધ સજાવી, આશિર્વાદ આપી, ચુંબન કરીને વિશ્વામિત્ર સાથે વિદાય કર્યા. વિશ્વામિત્રે આ કુમારોને, કૃશાશ્વ ઋષિ પાસેથી માત્ર પોતાને એકલાનેજ મળેલાં, અને અતુલ વીર્ય તથા પરાક્રમવાળાં જૃમ્ભકાસ્રોનો ઉપદેશ કર્યો, અને પિશાચના યુથનો સંહાર તેમને હાથે કરાવ્યો. રાવણની ભગિની તાટકા પણ એ પરાજયનો ભોગ થઈ, ને તેથીજ બાલક રામ ઉપર વૈર ધારણ કરી રાવણને તેમની સામો ઉશ્કેરવા લંકા ગઇ.

જનકપુરમાં વૈદેહી અથવા સીતા લગ્નકાલને યોગ્ય થઈ છે, ને જનક મહારાજા અતિ શોકાતુર છે કે શંકરધનુષને નમાવે તેવો પતિ મારી પુત્રીને ક્યાંથી મળશે ? સીતાનો પણ એવો નિશ્ચય થઇ ગયો છે કે પરશુરામે કરાવેલું પણ પળાય તોજ પરણવું, નહિ તો કૌમાર અવસ્થામાં જીવિત ગાળવું. જનકે દેશદેશના રાજાને કંકોતરીઓ લખી છે, ઋષિમંડલને પણ

નોતર્યું છે, લંકાનો રાવણ પણ બાકી નથી. એક પાસા કન્યારત્નને વરવાના ઉત્સાહથી અનેક રાજાઓ બીરાજ્યાછે; એક પાસા તાટકાનો પ્રેરેલો રાવણ સ્રીની લાલસાથી તેમ રામ ત્યાં હોય તો તેનું માન ભંગ કરી વેર વાળવાની ઇચ્છાથી રાક્ષસગણ સમેત આવી બેઠો છે; એક પાસા ઋષિમંડલ સર્વના પ્રેક્ષક રૂપે વિજય પામનાર વરને આશિર્વાદ આપવા તત્પર થયું છે; ને એક પાસા કન્યાના પિતા હાથમાં જલ લઇ વરમાલ સહિત કન્યાને પાસે બેસારી સજ્જ થઇ રહ્યા છે. પણ સીતાની મુખમુદ્રા કાંઇ ચિંતાતુર છે, કાંઇક પ્રેમાવેશવાળી છે, કાંઈ લજ્જાયમાન છે. શા માટે ? વિશ્વામિત્ર ઋષિ રામલક્ષ્મણને લઇને અયોધ્યા જતાં મિથિલામાં આવ્યા હતા, ને સીતાએ અંબાનું પૂજન કરવા જતાં રામનું અલૌકિક દિવ્યરૂપ જોઇ તેનેજ મનથી પોતાનો સ્વામી કર્યો હતો. એ રામ અત્યારે સ્વયંવરમાં છે. પણ એ બાલક ધનુષ્ શી રીતે ચઢાવશે, એ વિચારથી એને ચિંતા થાય છે, વિશ્વામિત્ર જેવા મહાત્માનો હાથો છે તો બધું થશે એમ વિચારી પ્રેમનો આનંદ થાય છે, ને એ મારા સ્વામી થશેજ એમ ગણી એમના સામું જરાક જોઇને શરમાય છે. આવો સમારંભ થઇ રહ્યો છે ત્યાં જનક રાજાના ભાટે વચમાં આવી એક એક રાજાને બરદાવવા માંડયા, પણ કોઇ ધનુષ્ને હાથ અરાડવા ઉભું થયું નહિ. બહુ બરદાવતાં કેટલાક આવવા લાગ્યા પણ કોઇ ધનુષ્ને જોઇને, કોઇ તેને અડકીને, કોઇ તેને હલાવીને, ને કોઇ તેનાથી અંબળાઇ પડીને, એમ સર્વે ફીકે મુખે પાછા જવા લાગ્યા. અતિ ગર્વમાં ઉન્મત્ત થઇ ગયેલો રાવણ ઉભો થયો, અને તેણે શંકરના ધનુષ્ને ઉંચું કર્યું, કન્યાના મનમાં ત્રાસ, ને તેના પિતાના મનમાં પરિતાપ થઇ ગયો, પણ એજ સમયે ધનુષ્ નીચે પડયું ને રાવણ તેની તળે દબાયો, બધો મંડપ ખડખડાટ હસી પડયો. વિશ્વામિત્રે આજ્ઞા કરવાથી રામ આ પ્રસંગે તેમને નમસ્કાર કરી, પોતાના કુલગુરૂ વસિષ્ઠ જે ત્યાં આવ્યા હતા તેમને નમસ્કાર કરી ધનુષ્ની પાસે આવ્યા. ધનુષ્ને વંદન કરી તેમણે તે પોતાના હાથમાં લીધું, અને પણછ ખેંચી જેવું ચઢાવ્યું તેવાજ અનેક મેઘગર્જના જેવો ટંકારવ થઇ તેના કટકે કટકા થઇ ગયા. મંડપમાં વિજયના નાદ થઇ રહ્યા, કન્યાએ અતિ હર્ષથી વરમાલા આરોપી, અને દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી, જનકે દશરથ રાજાની જાન તેડાવી રામ અને સીતાનાં લગ્ન કર્યાં, અને બીજી અનેક પહેરામણી ભેગી, પોતાના ભાઇની બીજી કન્યાઓ પણ રામના બે ભાઇઓને પરણાવી.

હજુ હાથેથી કાંકણદોરા છૂટયા નથી, ને જાન અયોધ્યા માર્ગે

વળે છે, તેટલામાં પરશુરામ અતિ ક્રોધ પામતા આવી ચઢ્યા. શંકરધનુષ્ ભાગ્યાનો ટંકારવ તેમણે સાંભળ્યો, અને સાંભળતાંજ તેમને ક્રોધ આવ્યો કે મારા ગુરૂના ધનુષ્નું અપમાન કરનાર, મેં ખોદી ખોદીને જડમાંથી કાઢી નાંખેલા ક્ષત્રિય વંશનો ફણગો ક્યાંથી ફુટયો ! એમણે આવી રામની સાથે અતિભયાનક યુદ્ધ કર્યું, અને સીતાને પોતાના લગ્નનું આ મંગલાચરણ અતિ અશુભ અને ભયકારક લાગ્યું. છેવટ પરશુરામે રામને ઓળખ્યા. અને રામાવતાર થયો એમ જાણી રામને નમસ્કાર કરી, આયુધ તજી તપશ્ચર્યા માટે ચાલ્યા ગયા. રામ સીતાને અનેક આશ્વાસન આપતા વિનોદ કરાવતા, અયોધ્યા લાવ્યાં, અને સીતા પણ પોતાની સર્વ સાસુને, તથા સસરાને, પૂજ્યભાવથી વિનય વડે આનંદ આપવા લાગી.

આ આખા વૃત્તાંતમાંથી તમે શું સમજ્યાં ? એમાં ઘણી વાતો સમાયલી છે. પણ મુખ્ય વાત એ છે કે પોતાના ગુરૂ એટલે પોતાનાથી વધારે બુદ્ધિમાન્ તથા વયોવૃદ્ધ જે હોય, અને જેમને આપણા હિતવિના બીજો હેતુ હોવાનો સંભવ પણ ન હોય, તેવાંની આજ્ઞા નિરંતર માનવી. તેમની આજ્ઞા ન ગણકારતાં સ્વેચ્છાથી વર્તવું નહિ. પ્રથમ જુઓ તો જનકે પરશુરામની આજ્ઞા માની, તો મ્હોટો લાભ એ થયો કે જેવી રૂપ ગુણ અને પરાક્રમવાળી કન્યા હતી તેવો તેને રૂપ ગુણ પરાક્રમવાળો વર મળ્યો. દશરથે વિશ્વામિત્રની આજ્ઞા માની તો રામને અતિ ઉત્તમ કન્યારત્ન પ્રાપ્ત થયું, તેમ રાવણ જેવા દુષ્ટને સંહારવાના સાધનરૂપ જૃમ્ભકાસ્ત્રોનો ઉપદેશ થયો. છેવટ સીતાએ પોતે પોતાના પિતા તથા પરશુરામની આજ્ઞા માથે ચઢાવી, રામ ઉપર પોતાનો મનોભાવ ગયેલો છતાં કશો સ્વેચ્છાચાર કર્યો નહિ, તો તેને પણ તેનું અતિ ઉત્તમ ફલ પ્રાપ્ત થયું.

---

## સન્નારી દમયંતી-ભાગ ૧.

### ૨૩.

વિદર્ભ દેશના રાજાને કેટલાંક સંતાન સાથે દમયંતી નામે અતિ રૂપવતી એક પુત્રી હતી. જેવી રૂપવાળી હતી તેવાજ તેનામાં ઉત્તમ ગુણ પણ હતા, અને વિદ્યા તથા ઉત્તમ કુલની રીતભાતથી તે અધિક દીપી નીકળી હતી. નૈષધ દેશના રાજાને નલ એ નામનો અતિ રૂપવાન્ અને સકલગુણ સંપન્ન પુત્ર હતો. નલ રાજા કોઇને પરણતો નહિ, ને કોઇ કન્યા

તેને રૂપગુણવડે મનમાનતી લાગતી હતી નહિ. એવામાં નારદ મુનિએ નલ રાજાને ઘેર આવી દમયંતીનાં રૂપગુણનું બહુ વર્ણન કર્યું તેથી નલને તે કન્યા પરણવાની અભિલાષા થઇ. એ અભિલાષાની પીડામાં ફરતો ફરતો નલ એક સમયે વનમાં ગયો, ત્યાંથી તેણે એક દિવ્યહંસ પકડયો. એ હંસને ને નલને બહુ સ્નેહ થયો તે ઉપરથી તેણે નલની પીડા મટાડવા માટે દમયંતી પાસે દૂત થઇને જવાનું સ્વીકાર્યું. પણ દમયંતી યુવાવસ્થામાં આવેલી છે, ને તેની પાસે પણ નારદ મુનિએ નલનાં વખાણ કર્યાં છે તેથી તે તેના વિષે પ્રીતિવાળી થઈ છે. તેવામાં બાગની અંદર હંસ આવીને બેઠો, ને તેણે નલનાં બહુ બહુ વખાણ કરવા માંડયાં. દમયંતીએ તેને ઝાલ્યો અને તેનાથી પોતે જેને પોતાના પતિ રૂપે નિર્માણ કર્યો હતો તેનું વિશેષ વૃત્તાન્ત જાણી લીધું. પછી હંસ નલ રાજા પાસે ગયો, અને થોડા સમયમાં તમારા ઉપર કંકોતરી આવશે એમ કહી નલની આજ્ઞા લઇ પોતાને સ્થાને ગયો.

દમયંતીએ પોતાનાં માતા આગળ બધો વૃત્તાન્ત કહ્યો તે ઉપરથી તેમણે દમયંતીના પિતા પાસે સ્વયંવર રચાવ્યો. તેમાં દેશ દેશના રાજા આવ્યા, અને કંકોતરી પ્રમાણે નલ પણ આવ્યો. પણ દમયંતીનાં રૂપ ગુણની વાત નારદજીએ સ્વર્ગમાં પણ પહોચાડી હતી, એટલે ઇંદ્ર, વરૂણ, અગ્નિ, ધર્મ, એ ચાર દેવને પણ તે સ્વયંવરમાં જવાનું મન થયું. ત્યાં ગયા પછી નલનું રૂપ જોઇને તેમને પોતાનું કામ થવાની શંકા લાગી તેથી તેમણે ધર્માત્મા નલરાજા પાસે જઇને વચન લીધું કે તમે પોતે દમયંતી પાસે જઇ અમારા ચારમાંથી એકને દમયંતી પરણે એવી સમજણ કરાવો. નલરાજા વચન આપી, તે પ્રમાણે દમયંતી પાસે દેવના દૂત થઇને ગયા; પણ મનથીજ જેને પતિભાવે વરી ચુકી હતી એવી સતીએ નલરાજાને ઓળખી કહાડયા ને કહ્યું કે "હું તો એક નલનેજ વરી ચુકી છું, દેવમાત્રને નમસ્કાર કરી તેમની સમક્ષ હું તેમનેજ વરીશ." એ મારૂં સત્ય પણ છે, તે ફરનાર નથી, નલે કહ્યું કે એમ તો મારે બહુ સંકટ આવી પડે, કેમકે પરમાર્થ કરવા આવેલો હું સ્વાર્થ કેમ કરૂં ? ત્યારે દમયંતીએ કહ્યું કે એમ હોય તો તમે તેમ દેવતા સર્વે સ્વયંવરમાં આવજો ને ત્યાં હું મારા મન ગમતા વરને વરીશ એમાં કશો દોષ કોઇને લાગશે નહિ. નલરાજાએ આ વૃત્તાન્ત દેવતાઓને કહ્યો તે પ્રમાણે ચારે દેવ નલરાજાની સાથે સ્વયંવરમાં ગયા. દમયંતી આવીને નલને વરમાલા પહેરાવા જાય

છે, તો એકને બદલે પાંચ નલ દેખે છે, એમ દેવતાઓએ કરવા માંડયું. પણ દમયંતીએ, આંખો મિટ મારતી ન હતી તેથી, અને ભૂમિથી અધર રહેલા ચરણે ઉભા હતા તેથી દેવતાને ઓળખી કાઢી, નલને વરમાલ આરોપી; દેવતાઓએ પણ નલ અને દમયંતીને જુદાં જુદાં વરદાન આપ્યાં, નલ અને દમયંતીનો વિવાહ થયા પછી ઘણીક પહેરામણી સાથે વરકન્યાને વળાવી દીધાં. રસ્તામાં નલ રાજાને કલિ સામો મળ્યો. તે પણ દમયંતીના સ્વયંવરમાં જતો હતો, પણ તેણે નલ રાજાને સ્વયંવરમાંથી દમયંતીને લેઇને જતાં જોઇ મનમાં અતિ વેર ધારણ કર્યું. અને નલનો એક પિતરાઇ ભાઈ તેનાથી રીસાઇને જતો રહ્યો હતો તેને જઇ મળ્યો તથા તેને આડું અવળું સમજાવી નલરાજા સાથે વિરોધ કરવા તેડી લાવ્યો.

કલિની બુદ્ધિથી નલના પિતરાઇએ નલને એમ કહ્યું કે મારી સાથે તમે દ્યૂત રમો ને તેમાં તમારા રાજ્ય પાટની પણ હોડ કરો. નલ જેવા ધર્માત્માને પણ, કોઇ પ્રસંગે શરીરમાં પ્રવેશ કરી, કલિએ બુદ્ધિનો ભ્રંશ કરી નાખ્યો, તેથી તેણે દ્યૂત રમવું સ્વીકાર્યું. કલિની ચેષ્ટાથી નલ રાજાનો પિતરાઇ જીત્યો, અને નલને રાજ્યપાટ તજી વનવાસ કરવો પડ્યો. દમયંતી તથા પોતાનાં બે બાલકને નલ રાજાએ દમયંતીના પીઅરમાં મૂકવા માંડયાં પણ તે ત્યાં ગયાં નહિ, અને બાલકો એકલાંનેજ મોસાળ મોકલી દઇ દમયંતી નલ રાજાની સાથે, એક લુગડાભેર વનવાસ નીકળી.

હવે કલિએ નલ દમયંતીનો કેડો લીધો. વનમાં ભુખ તરશ લાગે, પણ અતિ ઉત્તમ ફલફલાદિનાં કારમાં વન દેખાડી તે લેવા જાય ત્યારે કાંઇ ન મળે, એવી માયા કલિ રચતો ચાલે. એક સમય કલિ બગલો થઇને બેઠો ને તેને પકડવા, નલે, દમયંતીને અવળી ઉભી રાખી પોતાનું એક વસ્ત્ર તેના ઉપર નાખ્યું, તે લઇને બગલો ઉડી ગયો. દમયંતીએ પોતાનું અર્ધ વસ્ત્ર ઉકલી આપ્યું તે નલે પહેર્યું. એમ સ્ત્રીપુરૂષ એક વસ્ત્રે ઢંકાઈ ચાલવા લાગ્યાં. જતાં એક સરોવરમાંથી નલે મત્સ્ય પકડી પકડી દમયંતીને આપવા માંડયાં. પણ દેવતાના વરદાનને લીધે દમયંતીના હાથમાંથી તે સજીવ થઇ જલમાં પાછાં પડી ગયાં. નલે કાંઇ ન દીઠું ને પૂછ્યું કે મત્સ્ય ક્યાં ગયાં? ત્યારે દમયંતીએ ખરી વાત કહી તે તેના લક્ષમાં કલિએ ઉતરવા દીધી નહિ. ક્રોધનો ભરાયો એમજ સમજ્યો કે એ મત્સ્ય એ સ્ત્રી ખાઇ ગઇ, તેથી રાત્રીએ દમયંતી થાક ને ભુખને મારે ઉંઘતી હતી ત્યારે "કેવી નીરાંતે પેટ ભરીને ઉંઘે છે" એમ આવેશ આણી વસ્ત્ર ફાડીને નાસી ગયો. ગયો; પણ પ્રેમ જવા દે કેમ? જાયછે, પાછો

આવેછે, દયા લાવેછે, વળી કલિ વ્યાપે છે, એમ છેવટ રડતો, શાપ દેતો લથડતો, પણ ગયોજ ! જતાં જતાં એક મહા દવ બળતો હતો તેમાં એક નાગ બળતો બુમો પાડતો હતો તેને કાઢવા લાગ્યો. કેમકે દેવતાના વરદાનથી એ અગ્નિમાં દાઝતો નહિ. નાગે દવમાંથી નીકળી એને એવો એક દંશ દીધો કે જેથી એનું રૂપ કેવલ કાળું, ઠીંગણું, ને ગંધાતુ થઈ ગયું. નલે નાગનો બહુ તિરસ્કાર કર્યો, ત્યારે તેણે કહ્યું કે તારે બહારવટે રહેવું છે તેમાં તને આવો વેષ કામ આવશે, માટે મેં આમ કર્યુંછે, અને હું તને આ વસ્ત્ર આપુંછું તે તું શરીરે પહેરશે ત્યારે જેવો હતો તેવો થઇ શકીશ. આ નાગનો અનુગ્રહ થયા પછી નલ રાજામાંથી કલિનું જોર કાંઇક ઓછું થયું. તેને દમયંતી ઉપરની પોતાની નિર્દયતા રડાવા લાગી, પણ હવે દમયંતી ક્યાં ? હજુ એને પરિપૂર્ણ નિશ્ચય થયો નહતો કે દમયંતીએ મત્સ્ય નથીજ ખાધાં, પણ એને કાંઇક લાગવા માંડયું ખરૂં. નાગે એને બતાવ્યું કે જ્યારે અયોધ્યાનો ઋતુપર્ણ રાજા તારી અશ્વવિદ્યા લઇ અક્ષવિદ્યા આપશે ત્યારે તને સ્ત્રી પુત્રાદિ પુનઃ પ્રાપ્ત થશે, માટે ત્યાં જા. તેથી અયોધ્યાના ઋતુપર્ણના દરબારમાં ગયો, પોતાને દેવતા પાસેથી અશ્વવિદ્યા વરદાનમાં મળી હતી એટલે ઋતુપર્ણને ત્યાં અશ્વપાલ થઇને રહ્યો. ત્યાં એના રૂપને અનુસરતું બાહુક એવું નામ એને મળ્યું. નિત્ય રાત્રીએ સૂતી વેળા તે એવો શ્લોક બોલી દમયંતીને સંભારી રડતો કે, "એ બિચારી ભુખી, તરશી, થાકેલી, ક્યાં પડી હશે ? અથવા એના દુર્ભાગીને સંભારતી હશે ? અથવા કેતણી હોઇ કેમ જીવતી હશે ?"

---

## સન્નારી દમયંતી—ભાગ ૨.

### ૨૪.

આણી પાસા દમયંતી નિદ્રાથી જાગી તો પતિને દીઠા નહિ ! રે નાથ ! આટલી આપત્તિમાં આવો વિનોદ કરવો ઘટતો નથી, હું દીનછું, દાસી છું, મારૂં હૃદય અનેક કુતર્ક કરે છે, આવો, એમ વિલાપ કરવા લાગી, રોવા લાગી, બધે શોધવા લાગી, પણ કોઇએ ઉત્તર આપ્યું નહિ. ગાંડા જેવી થઇ ગઇ, દોડવા લાગી, ભૂખ તરશ ભાન બધું ભુલી ગઇ. ઠોકરો વાગે, કાંટા વાગે, ઝરડાં ભરાય, પણ કશું ગણકારતી નથી, જાણતીજ નથી. નલ, નલ, એમ જપ જપ્યાંજ કરે છે, ચાલી જાય છે. વાઘ વરૂ સર્પને દેખતાં છતાં દેખતી નથી. ચાલતાં એક અજગરના મોઢામાં પગ પડયો તેણે તેને

ગળવા માંડી, પણ એક પારધીએ અજગરને મારી તેને ઉગારી. નીચ જાતિની નીચ બુદ્ધિજ થઇ; તેણે સતીને પરણવાનો આગ્રહ કરવા માંડયો. દમયંતીએ બહુ સમજાવ્યો પણ સમજ્યો નહિ, ને બલાત્કાર કરવા ગયો ત્યારે સતી પોતાના પતિવ્રતના રક્ષણ માટે શાપ બોલી ગઇ તેથી તે ભસ્મ થઇ ગયો. વળી ગાંડી જેવી દોડવા મંડી, એક બાગ અને તપસ્વી દીઠાં, પણ તેતો માત્ર કલિએ રચેલી માયા હતી. પેલા પારધીનો કોઇ પ્રકારે પણ ઘાત થયો તેથી, પતિના વિયોગે મૂલથી અતિપીડિત સતી જીવ તજવાના વિચારમાં હતી, તેવામાં પેલા તપસ્વીએ એને ધીરજ આપી સુવાડી. જાગીને જુવે છે તો વાડી કે તપસ્વી કાંઇ નથી, એક નદીને કીનારે પડી છે. ત્યાં વેપારીઓના સાર્થ ભેગી થઇ ગઇ, તેથી તેની સાથે ચાલવા લાગી, પણ જંગલી હાથીના ટોળાએ તે સાર્થ વણસાડી નાખ્યો, તેથી વેપારીઓએ પણ તેને કોઇ જક્ષણી જાણી હાકી કાઢી. જતાં જતાં એજ નદીએ પાણી ભરવા આવેલી દાસીઓ તેને તે ગામ જેનું નામ ચેદીપુર હતું તેના રાજવળામાં રાજમાતા પાસે લઇ ગઇ, ને દુઃખીઆરી જાણી તેમણે તેને દાસી કરીને કામ કરવા રખાવી.

દમયંતીના પિતાએ પોતાના જમાઇ અને પુત્રીનો વૃત્તાન્ત સાંભળી અતિ ખેદ કરવા માંડયો. અને ચારે દિશામાં બ્રાહ્મણોને શોધ કરવા મોકલ્યા. ફરતે ફરતે સુદેવ ચેદીપુરમાં આવ્યો, ને ત્યાં તેણે દમયંતીને કપાલ ઉપરનાં ચિન્હથી ઓળખી. પછી સુદેવ અને દમયંતી પરસ્પર રુદન કરતાં વાતો કરવા લાગ્યાં, અને રાજમાતા તથા રાજા પણ ત્યાં આવ્યાં. એ રાજમાતા દમયંતીની માશી થતી હતી, તે વાત હવે સુદેવે દમયંતીને ઓળખાવ્યાથી જાણવામાં આવી, અને દમયંતીને દાસીપણું કરાવ્યું તેથી તે બહુ ખેદ પામી. પછી સુદેવ અને દમયંતીની માશીની રજા લઇ વિદર્ભ ગયાં. ત્યાં ગયા પછી દમયંતીએ પાછા બ્રાહ્મણોને નલની શોધ માટે પોતાના પિતા પાસે મોકલાવ્યા. તેમને એણે એમ શીખવ્યું કે બધે આ પ્રમાણે ટેલ નાખવી "હે ધૂર્ત અરણ્યમાં ઉંઘી ગયેલી અનુરક્ત પ્રિયાને વસ્ત્રાર્ધ પડી મૂકી, ક્યાં જતા રહ્યા ? એનું એજ વસ્ત્રાર્ધ ધારણ કરી તે વાટ જુવે છે. એવી શોકમાં રુદન કરતીના ઉપર કૃપા કરો ! અથવા આનું ઉત્તર આપો." આવી ટેલ નાખતો એક બ્રાહ્મણ ઋતુપર્ણના દરબારમાં આવ્યો, ત્યાં કોઇએ ઉત્તર આપ્યું નહિ. પણ બાહુક હયશાલામાંથી બહાર આવી બોલ્યો "ગમે તેવી વિષમ દશામાં આવી પડે તો પણ કુલવતી સ્ત્રી પોતે

પોતાની માઝાથી રહે છે, ને એમ એવી સતીઓ અહીં સ્વર્ગને પામે છે. પતિએ તજાયલી છતાં કુલીન સ્ત્રીઓ પ્રાણ, ચારિત્ર, અને વચન ત્રણને સાચવે છે, ને કદાપિ ક્રોધ કરતી નથી; વિષમ સ્થિતિમાં પડેલા ભમી ગયેલા મૂઢે તેને તજી હશે તો તેની તેણે વિચારી ક્ષમા કરવી, અને જેવી તે બળતી હશે તેવો તે પણ બળતો હશે એમ જાણવું. સતીઓ સતીત્વથી ચલતીજ નથી.” બ્રાહ્મણે આ વાત દમયંતીને કહી, તે ઉપરથી એજ નલ છે એમ તેને નિશ્ચય થયો. પછી દમયંતીના પિતાએ એવી યુક્તિ કરી કે ઋતુપર્ણને એવી ખબર આપવી જે દમયંતીનો બીજો સ્વયંવર કરેછે. માટે પધારવું; પણ તે ખબર એવી રીતે પહોચાડવી કે સ્વયંવરને આગલે દિવસેજ પહોંચે. જો નલ ત્યાં હશે તો, તે અશ્વવિદ્યા જાણનારો છે, એટલે ઋતુપર્ણ અહીં આવી શકશે, નહિ તો આવનાર નથી. આ યુક્તિ વિજયવતી થઇ. ઋતુપર્ણને સ્વયંવરની કંકોતરી સ્વયંવરને પહેલે દિવસે પહોચી, તેથી તે બહુ આકુલ વ્યાકુલ થયો, પણ બાહુકની પ્રણિપત કરતાં તેણે તેને વેલા ઉપર લઇ જવાનું વચન આપ્યું. રાજાને રથમાં બેસાડી બાહૂકે અશ્વના કાન ફુંકયા કે આકાશ માર્ગે અશ્વ ઉડવા લાગ્યા. ઋતુપર્ણ ચકિત થઇ ગયો. રસ્તામાં એનો એક દુશાલો ગયો તે લેવા માટે એણે રથ ઉભો રખાવવા માંડયો પણ બાહુકે રાખ્યો નહિ. ત્યારે ઋતુપર્ણે કહ્યું કે ભાઇ તમે અશ્વવિદ્યા જાણોછો તેમ હું પણ અક્ષવિદ્યા એટલે ધૂતવિદ્યાનું રહસ્ય જાણું છું, ને ગણિતવિદ્યા પણ જાણું છું. આ બહેડાનું ઝાડ છે તેની આ ડાળી ઉપર અમુક પત્ર છે એમ ઋતુપર્ણે કહ્યું એટલે બાહુકે રથ ઉભો રાખ્યો, અને ડાળ કાપી પત્ર ગણી જોયા તો બરાબર નીકળ્યાં. બાહુકે એ ઋતુપર્ણ પાસે એ બે વિદ્યા માગી અને પોતાની અશ્વવિદ્યા આપવાનું કહ્યું. ઋતુપર્ણ પાસેથી અક્ષવિદ્યા પામતાંજ, નાગના કહ્યા પ્રમાણે, કલિ નલના શરીરમાંથી નીકળ્યો, તેને નલ મારતો હતો પણ બહુ પ્રણિપત કરવાથી જવા દીધો. એ બધું ઋતુપર્ણે દીઠું નહિ, પછી રથ વિદર્ભ નગરમાં પહોંચ્યો.

દમયંતી વાટ જોતી અગાશીમાં ચઢી હતી, તેને હૈયે ધીરજ આવી, પણ તેણે નલ દીઠો નહિ તેથી પાછી ચિંતામાં પડી. એને એમ લાગ્યું કે નલ વિના બીજાનું આ કામ નથી, એટલે જે કદ્રૂપો ઠીંગણો બાહુક છે તે કદાપિ કાંઇ રોગથી કે શાપથી એવા થઈ ગયેલા નલ રાજા પણ હોય તો મારા પતિ મને પ્રાપ્ત થાય. આ ઉપરથી તેણે દાસીને એની પરીક્ષા કરવા મોકલી. નલરાજા હાથે રસોઈ કરી જમતા, વિના દેવતાએ

લાકડાં સળગાવી શકતા, ખાલી ઘડાને જલથી ભરી શકતા, અગ્નિથી બળતા નહિ, ને રસોઇ બહુ સ્વાદિષ્ટ કરતા. એ બધાં દેવતાઓએ આપેલાં વરદાનમાંનાં વરદાન હતાં. તે પ્રમાણે બાહુકની ચેષ્ટા મળતી આવી. ત્યારે દમયંતીએ દાસીને પાછી મોકલી અયોધ્યામાં જે ટેલ નંખાવી હતી તે કહેવરાવી; તેનું બાહુકે જે ઉત્તર આપ્યું હતું તે વિષે પૂછાવ્યું. બાહુકે બહુ ગળગળા થઇ જઇ એનું એજ ઉત્તર ફરી આપ્યું. પાછી દમયંતીના કહેવાથી દાસી છોકરાંને તેડી ગઇ, તો તેમને જોઇને બાહુકથી રહેવાયું નહિ. આંખે આંસુ પડવા લાગ્યાં, ને બાહુકે બન્ને છોકરાંને ખોળામાં લીધાં; કહે કે મારે ઘેર આવાં બાલક છે તેથી મને આમને જોઇને વહાલ આવે છે. આવી રીતે બધું મળતું આવવાથી દમયંતી પોતાની માતાની આજ્ઞા લઇ જાતે બાહુકની પરીક્ષા લેવા ગઇ. ઘણાક ગૂઢ પ્રશ્નોત્તર થયા પછી દમયંતીને નિશ્ચય થયો કે આ નલ છે, ને બાહુકે પણ તે વાતની હા કહી ને કહ્યું કે તું પતિવ્રતા થઇ બીજો સ્વયંવર કરે છે એમ સાંભળ્યા પછી મારે શા માટે પ્રકટ થવું? તેથી તું તારે માર્ગે જા. દમયંતીએ સર્વે દેવતા સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, મેં મનથી પણ અન્યથા ચિંતન કર્યું હોય તો મને સૂર્યનારાયણ બાળી નાખજો. માત્ર તમને પામવાના ઉપાય માટેજ આ એક યુક્તિ રચી છે. એ ઉપરથી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી દમયંતીને સતીશિરોમણિ ઠરાવી, એટલે બાહુકે નાગનાં આપેલાં વસ્ત્ર ધારણ કર્યાં કે તુર્ત તેનું પૂર્વવત્ દિવ્ય નલરૂપ થઇ ગયું. નલદમયંતી મળ્યાના ઉત્સવમાં બધું નગર આનંદમય થઇ ગયું, પણ ઋતુપર્ણ જંખવાણો પડી ગયો. પરંતુ દમયંતીના પિતાએ તેને બહુ માનપૂર્વક એક પોતાનીજ કન્યા પરણાવી વિદાય કર્યો. નલ દમયંતી, તે પછી, નૈષધ દેશ ગયાં. ત્યાં પોતાના પિતરાઇને નલે કહ્યું કે હું દ્યૂતમાં હાર્યો હતો તે હવે બીજું દ્રવ્ય લેઇ આવ્યો છું માટે ફરી દ્યૂત રમ, નહિ તો યુદ્ધ આપ. ફરી દ્યૂતમાં પોતાનો પિતરાઇ હાર્યો, એટલે નલે તેને રાજ્યનો થોડોક ભાગ આપી, રાજ્ય પોતાને સ્વાધીન લઇ, પોતાની અપ્રતીમ સતી પત્ની સાથે બાલગોપાલસહિત આનંદમાં દિવસ ગાળ્યા,

આ વૃત્તાન્તમાંથી જે અનેક શીખામણો લેવાની છે, તેમાં મુખ્ય તો એ છે કે સતી સ્ત્રીનો ધર્મ કેવો હોય છે? જેને પતિ કહ્યો તેને દેવના કરતાં પણ અધિક માન્યો, વિપત્તિમાં તેણે તિરસ્કાર કર્યા છતાં પણ તેને ન વિસાર્યો, ને બાહુક જેવો થયા છતાં પણ તેનેજ ગ્રહણ કર્યો, એવી સતીના ચરિતમાંથી સર્વ સન્નારીને ઉત્તમ શિક્ષા લેવાની છે. નલ દમયંતીને

જે કલિને લીધે દુઃખ પડયું તે કલિ તે શું ? સ્વયંવરને લીધે પેદા થયેલી ઇર્ષ્યા ને તે ઉપરથી થયેલા કલેષનાં માઠાં પરિણામ. કંકાસમાત્ર ખોટો છે. તેનું ફલ એવુંજ નીવડે છે, આવા કલેષને લીધેજ સ્વયંવરની રીત સારી ગણાતી નથી.

## સમ્નારી–ભોગવતી.

### ૨૫.

પૂર્વ દેશમાં વિજય નામના રાજાને આઠ પુત્ર ને એક પુત્રી હતાં; પુત્રીનું નામ ભોગવતી પાડયું હતું. રૂપ ગુણ વડે તે કુમારિકા અતિ ઉત્તમ શોભા પામી હતી, ને તેના પિતાએ પણ તેને યોગ્ય વિદ્યા ભણાવવામાં ખામી રાખી ન હતી. એમ કેટલેક સમય જતાં એ બાલા કન્યાસમયને પામી. તેવામાં એક દિવસ વિજય રાજા સભા કરી બેઠો છે, ત્યાં પ્રતીહારે આવીને નમસ્કાર કરી વિનતિ કરી કે પ્રતિષ્ઠાન પુરથી દૂત આવ્યો છે. રાજાની આજ્ઞાથી દૂત અંદર આવ્યો. તેણે રાજાને નમન કરી વિજ્ઞાપના કરી કે પ્રતિષ્ઠાનના રાજાના પ્રધાન, આપના મિત્ર મહામતિ અત્રે આપનાં દર્શન માટે પધારે છે. રાજાએ મહામતિના સત્કાર માટે સર્વ પ્રકારની યોજના કરાવી પોતાના પ્રધાનને તેમને લેવા માટે સામા મોકલ્યા. મહામતિ આવ્યા પછી, સર્વ ઉપચાર સમેટી, એકાન્તમાં વાતચીત કરવા રાજા બેઠા. ત્યાં પરસ્પર વાર્તાના પ્રસંગમાં મહામતિએ કહ્યું કે "મારા રાજા શૂરસેનને નાગ એ નામનો અતિ કાન્તિમાન્ સકલગુણનિધાન પુત્ર છે. તેના ઉપર પોતાની અતિશય પ્રીતિ છતાં પણ, વિદ્યા વિના જીવિત વ્યર્થ છે એમ નિશ્ચય સમજનાર તેના પિતાએ તેને બાલ્યકાળથીજ એક એકાન્ત વિદ્યાલયમાં તેના ગુરૂઓ સાથે રાખેલો છે. એવો પ્રતિબંધ કર્યો છે કે વીશ વર્ષનું વય થતા સુધી તેણે સર્વ પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરવી, ને ત્યાં સુધી બહાર આવવું નહિ. તે બાલ પણ ગુરુનેજ પિતા જાણતો, ગુરુપત્નીનેજ માતા જાણતો, ગુરુપુત્રાદિનેજ સહોદર જાણતો, આનંદમાં વિચરે છે, ને સર્વવિદ્યાપારંગત થતો જાય છે. મહારાજ શૂરસેનની એમ વિનતિ છે કે આપને ઘેર એક કન્યારત્ન ભોગવતી નામે છે, ને તે પણ તેનાં રૂપ ગુણ વિદ્યાદિથી એ નાગરાજનેજ યોગ્ય છે, માટે તેનું માગું કરવાને મને મોકલ્યો છે. એમાં આપની

જે આજ્ઞા થાય તે ખરી." આ વાર્તાથી રાજા બહુ પ્રસન્ન થયો અને તેણે એ માગું સ્વીકાર્યું. પછી પ્રધાને કહ્યું કે મહારાજ ! એ પુત્ર તો અત્રે આવી શકે તેમ નથી કેમકે તેને વિદ્યાભ્યાસ પૂર્ણ થયાવિના બહાર જવાનું નથી, તેમ એના પિતાની એવી ઇચ્છા છે કે વિદ્યાભ્યાસ પરવારે તેજ સમયે એને કન્યા પરણાવવી, એટલે પુત્રના ખડ્ગ સાથે કન્યાનો વિવાહ કરી કન્યાને વળાવો તો સારૂ. આવો ઉત્તમ સંબંધ થવાનો પ્રસંગ જોઇ રાજાએ એ વાત પણ સ્વીકારી; અને ખાંડા સાથે કન્યાને પરણાવી બહુ બહુ પહેરામણી આપી વિદાય કરી. ભોગવતી સાસરે જઇ સાસુ સસરાને નમન કરી નિરંતર તેમની સેવામાં રહેવા લાગી, ને મનમાં દિવસ પણ ગણવા લાગી કે હવે મારા પતિને આવવાને આટલા દિવસ બાકી છે, આટલા બાકી છે, એમ કરતાં એક વર્ષ વીતી ગયું. એવામાં એક દિવસ ભોગવતી પોતાના આવાસમાં એકાન્તમાં બેઠી બેઠી પતિનું મનન કરે છે, ત્યાં ઘરની એક વૃદ્ધ દાસી આવી એની પાસે બેઠી. આડી અવળી અનેક વાતચીત કર્યા પછી, તેણે તેના પતિની વાત કાઢી, ને બહુ શોકાતુર વદને કહે કે બેટા ! તારા પતિનું તો શું કહું ? ભોગવતી બહુ વ્યાકુલ થઇ ગઇ અને કહે કે જે થયું છે તે હું સમજી, મારા ભાગ્યમાં એમજ હશે, એમ બોલી પોતાના પતિને કાંઇ અનિષ્ટ થયું એમ સમજી હા પ્રાણનાથ ! એટલા શબ્દ બોલી અચેત થઇને ઢળી પડી. પેલી દાસીની આશ્વાસનાથી જ્યારે એને ભાન આવ્યું ત્યારે દાસીએ કહ્યું બેટા ! તું જેમ સમજી છે તેમ કશું નથી, માત્ર એ વાત તું જાણશે ત્યારે બહુ ખેદ પામશે એમ જાણી તારાં સાસુ સસરાએ મને તારી પાસે મોકલી છે. ભોગવતીએ કહ્યું કે જે હોય તે કહો, મારા પતિ જો હશે, તો તે જેવા હશે તેવા પણ મારા સર્વથા પૂજ્યજ છે, હું તો તેમની થઇ ચુકી છું. આ ઉપરથી પેલી વૃદ્ધાએ કહ્યું કે તારા પતિ કોઇ મહા નાગ રૂપે છે ને કોણ જાણે કેવાએ યોગથી આ રાજાને ત્યાં અવતરેલા છે. પોતાના બીજા ભાઇને પરણેલા જોઇ તેણે પણ પિતાને કહ્યું કે માતાપિતાને તો સર્વે પુત્ર સમાન છે; માટે મને પણ પરણાવો. એટલે પિતાએ બહુ દયાથી ખડ્ગ વિવાહને મિષે એમનું તારી સાથે લગ્ન કર્યું. આ સાંભળી ભોગવતી જરા પણ ખેદ પામ્યા વિના પ્રસન્ન વદને પોતાના નાગપતિ પાસે ગઇ, અને શીતલ ઉપચારથી તથા દુગ્ધ-માલ્યાદિથી તેમની સેવા અનન્ય પ્રેમથી કરવા લાગી. ઘણેક દિવસે નાગને વાચા થઇ, ને તેણે પૂછ્યું કે હે સતિ ! મારા જેવા સર્પને તું આટલી ભક્તિથી શા માટે ભજે છે ? ત્યારે ભોગવતીએ કહ્યું કે આપ ગમે

તેવા હો તો પણ મારા પતિ છો, ને હું તમને પ્રસન્ન રાખવામાંજ મારૂં કલ્યાણ જાણું છું. નાગરાજે બહુ પ્રસન્ન થઇ કહ્યું રે સુભગે ! આવો ઉત્તમ ધર્મ તેં ક્યાંથી જાણ્યો ? આ ઉપરથી ભોગવતીએ નાગરાજને સતીધર્મ, શાસ્ત્ર પ્રમાણે કહી સંભળાવ્યા. તે સાંભળતાંજ નાગને પોતાની પૂર્વ જાતિનું સ્મરણ થયું અને બોલ્યો " રે સતી ! ધન્ય છે તારાં પુણ્યને ! હું પૂર્વે વાસુકિનો પુત્ર હતો. એક વખત સૌભરિ નામે તપસ્વીનો કાંઇક આચાર જોઇ તેમનો ઉપહાસ કર્યો, તેથી તેમણે શાપ દીધો કે તું નાગ થજે. મેં બહુ પશ્ચાત્તાપ કરી વિનતી કરી ત્યારે મહાત્માએ દયાભાવથી કહ્યું કે તું શૂરસેનનો પુત્ર થશે ને તારી પત્ની ભોગવતી થશે. જ્યારે તેને મોઢેથી તું સતીધર્મ સાંભળશે ત્યારે તને તારી જાતિનું સ્મરણ થશે, ને તું પૂર્વરૂપ શી રીતે પામે તે પણ તને સુજશે. પ્રિયે ! મને હવે તે સુજ્યું છે, તું મને ગોદાવરીના પવિત્ર જલમાં સ્નાન કરાવ, ને ત્યાં મારા નામથી શિવાલય રચાવ; એટલે તેનાં દર્શન કરી હું હતો તેવો દિવ્યરૂપ વાળો થઇશ." સાસુસસરાની આજ્ઞા લઇ ભોગવતીએ બધું યથાર્થ રીતે કર્યું, એટલે નાગપુત્ર અતિદિવ્યરૂપવાળો થઇ ગયો. પછી ભોગવતીના ભાગ્યનો પાર રહ્યો નહિ. નાગપુત્ર જ્યારે પોતાના રાજ્યમાં આવ્યો ત્યારે તેના ભાઇઓએ તેને દૂર રાખવા પ્રયત્ન કર્યો, પણ તેમનો પરાજય કરી, તેમને યથોચિત ક્ષમાપૂર્વક ગ્રાસાદિ નિયમ કરી આપી, ભોગવતી સાથે તેણે પરમ સુખ ભોગવ્યું.

આ વાર્તાનો સાર શો છે ? ભોગવતી જેવી સતીએ જે ધર્મ પાળ્યો છે તે સમજવા યોગ્ય છે. પોતાનાં માતપિતાએ જેની સાથે પોતાનું લગ્ન કર્યું તેજ પતિ છે એમ તેણે સર્વદા માન્યું છે, ને તેનીજ સેવા કર્યા કરી છે, સતીના પુણ્યથી શું નથી થતું ? સર્પ પણ દિવ્યરૂપવાળો થઇ ગયો ! ભોગવતીનો પતિ ખરેખરો સર્પજ હશે એમ નથી, પણ સર્પ જેવાં દુષ્ટ આચરણવાળો કોઇ પુરૂષ હશે. તે પણ સતીનો પ્રેમ અને સતીની ભક્તિ જોઈ પોતાની દુષ્ટ રીતભાતથી લજવાયો; તેના હૃદયમાં, સતી જે રીતે પોતાનું સુખ વિસરી પારકાનું એટલે પતિનું સુખ સાધતી હતી તે રીતની ઉત્તમ ધર્મબુદ્ધિએ અતિ ભારે આઘાત કર્યો ને તેથી તે સુધરી ઉત્તમ આચારવાળો થયો. સ્ત્રીનેજ આખું જગત્ આધીન છે, જેવી તેની વૃત્તિ હોય તેવી તેના પતિની થાય છે, સતીએ કદાપિ પોતાના સ્વરૂપને વિસરવું નહિ.

# સન્નારી-સુકન્યા.

## ૨૬.

શર્યાતિ રાજાને સુકન્યા નામે અતિ ગુણવાળી રૂપવતી કન્યા હતી. પ્રસંગે કરીને એક સમય વનમાં શર્યાતિ પોતાનાં માણસ અને પોતાની કન્યા સમેત પડગો હતો, તેવામાં સુકન્યા સખીઓ સાથે રમતી રમતી આ વાડેથી પેલી વાડે ને પેલીથી દૂરની વાડે એમ દૂર નીકળી ગઇ. ત્યાં તેણે એક રાફડો જોયો. મહોટો માટીનો ઢગલો થઇ ગયેલો હતો, ને તેના ઉપર વેલા વીટાઇ ગયા હતા, તથા જાળાં વળી ગયાં હતાં. પણ એક ઠેકાણે માત્ર બે કાણાં હતાં તેમાંથી કાંઇ ચકચકતું હતું. બાલકનું મન બહુ રમતીઆળ હોય છે, તે પ્રમાણે ચપલતા અને કૂતૂહલથી સુકન્યાએ આ શું હશે એમ જાણી પેલાં કાણાંમાં શુલ ખોશી. તેજ સમયે તેમાંથી લોહીની ધારા નીકળી તે જોઇને કન્યા ગભરાઇ, ને પોતાના પિતા પાસે જઈ બધી વાત નિવેદન કરવા લાગી. શર્યાતિએ તે સ્થાને આવી બધો રાફ઼ સંભાળથી ખોદી કઢાવ્યો, તો સમાધિમાં બેઠેલા કોઈ મહા તપસ્વીને જોયા; ને કન્યાની રમતથી તેનાં ચક્ષુ ફુટી ગયાં હતાં એમ તેને લાગ્યું. રાજા બહુ ખેદ પામ્યો, અને આ બ્રાહ્મણ શાપ દેશે તો મારૂં નસંતાન થઇ જશે એમ વિચારી કંપવા લાગ્યો. એવામાં ઋષિ સમાધિમાંથી જાગ્યા, એટલે તેમને શર્યાતિએ બહુ રીતે પ્રણિપત કરી શાન્ત કર્યા. એ ઋષિ-નું નામ ચ્યવન હતું. ચ્યવન ઋષિએ કહ્યું કે હે રાજા તું ધર્મિષ્ઠ છે એટલે હું તને કાંઈ શાપ દેતો નથી, પણ મારા અંધાપામાં મારી સેવા કોણ કરશે તેનો તું વિચાર કર. આ વાત ઉપરથી રાજા સમજી ગયો, અને પોતાની પુત્રી સુકન્યાને ચ્યવન ઋષિને પરણાવી. સુકન્યાએ પણ પિતાની આજ્ઞા માન્ય કરી, ને પોતાનાથી જેનું અનિષ્ટ થયું હતું તેને જેટલું સુખ અપાય તેટલું આપવાનો નિશ્ચય કરી ચ્યવનના આશ્રમમાંજ રાજસમૃદ્ધિનો ત્યાગ કરી તે રહી. પિતાએ એને સેવક ધન ઇત્યાદિ આ-પવા માંડયું પણ કાંઇ લીધું નહિ.

નિરંતર પ્રાતઃકાલે વહેલી ઉઠી સ્નાન કરી પતિને સ્નાન કરાવે, ને પુષ્પફલાદિ લાવી દેવાર્ચન માટે મૂકે, તથા પછી ભોજનની સામગ્રી કરી સ્વામીને જમાડે, અને તેમના શરીરની સેવા કરે. ચ્યવન ઋષિ પણ બહુ પ્રસન્ન થઇ, તેને શ્રમ કરવાની ના કહે પણ સાધ્વી સતી કદાપિ જંપે નહિ. એમ કરતાં ઘણાંક વર્ષ વીત્યાં; એવામાં સૂર્યના પુત્ર અશ્વિની કુમાર

જે દેવલોકના વૈદ્ય કહેવાય છે તેમને કાંઇ કારણથી યજ્ઞમાં ભાગ મળવો બંધ થયો હતો, તે ચ્યવન ઋષિ પાસે અને સુકન્યા સતી પાસે આવીને પ્રાર્થના કરવા લાગ્યા કે હે પવિત્ર દંપતી તમે અમને અમારો યજ્ઞભાગ પાછો અપાવો. પોતાના તપોબલથી ને સતીના પરાક્રમથી ચ્યવને તેમને યજ્ઞભાગ અપાવ્યો, ત્યારે તેમણે પણ પ્રસન્ન થઇ કોઇ દિવ્ય ઔષધિનો કુંડ ભરી તેમાં ચ્યવનને નહાવાનું કહ્યું. ચ્યવનઋષિ નાહીને બહાર નીકળ્યા તો પોતે અને બે અશ્વિનીકુમાર એ ત્રણમાંથી કોઇ ઓળખી શકાય નહિ. એવા દિવ્ય રૂપવાળા થઇ ગયા. સતી સુકન્યાએ પોતાના સ્વામીને તત્કાલ પરખી લીધા, અને અશ્વિનીકુમાર સતીને અનેક આશિર્વાદ આપી સ્વર્ગમાં ગયા. પછી એકવાર શર્યાતિ રાજા પુત્રીની ભાળ જોવા આવ્યો તો તેણે આશ્રમમાં અતિ દિવ્ય કાન્તિવાળો ને જુવાન પુરૂષ જોયો. એથી તેણે બહુ ક્રોધ કરી પોતાની પુત્રીને અતિ દુષ્ટા કહી શાપ દેવાનો વિચાર કર્યો ત્યારે પુત્રીએ એનો આશય મનમાં જાણી લઇ અશ્વિનીકુમારનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો, તથા સતીધર્મ સમજાવતાં કહ્યું કે મારે તો એજ મારા ઇશ્વર છે, પૂજ્ય છે, રક્ષક છે, સર્વસ્વ છે; પણ દૈવયોગે આવું સારૂં થયું એ તમારા આશિર્વાદનું ફલ છે. શર્યાતિએ કહ્યું કે બેટા! એ તારા સતીત્વનું પરાક્રમ છે, એના વડે તું ત્રિભુવનમાં પૂજ્ય થઇ છે. પછી શર્યાતિ પોતાને સ્થાને ગયો, અને ચ્યવન તથા સુકન્યાએ અતિ પ્રેમમાં સુખમય દિવસ ગાળ્યા. સતીનો મહિમા સર્વ સાધવાને સમર્થ છે.

## સન્નારી–શકુંતલા–ભાગ ૧.

### ૨૭.

ગૌતમી નદીના તટ ઉપર તપશ્ચર્યા કરતા કૌશિક ઋષિના તપમાં ભંગ પાડવા દેવતાઓએ મેનકા નામની અપ્સરા મોકલી હતી. તે અપ્સરાને શકુંતલા નામે પુત્રી થઇ, તેને છાંડી કૌશિક ઋષિ જતા રહ્યા. ત્યારથી તે, દયાલુ કાશ્યપ ઋષિના આશ્રમમાં ભરણ પોષણ પામી મ્હોટી થઇ. એક સમયે કાશ્યપ ઋષિ શકુંતલાનું કાંઇક ભાવિ અનિષ્ટ દૂર કરવાને તપ કરવા ગયા હતા તેવામાં મૃગયા રમતો રમતો દુષ્યન્ત રાજા, ઋષિના આશ્રમ પાસે આવી પ્હોચ્યો. આશ્રમને દેખી રાજાએ મૃગયા બંધ કરી; અને તપસ્વીને કાંઇ વિઘ્ન થયું તો નથી તે જોવા તથા ઋષિઓને અભિવંદન કરવા પોતે અંદર ગયો. ત્યાં તેણે શકુંતલાને તેની સખીઓ સાથે વૃક્ષને પાણી પાતી જોઇ, અને એ બાલાના રૂપથી આશ્ચર્ય લાગ્યું કે

આ તપોવનમાં આવી અનુપમ બાલા ક્યાંથી ? વળી પોતે ક્ષત્રીય છતાં પોતાને બ્રાહ્મણની કન્યા ઉપર બહુ પ્રીતિ થતી જોઇને પણ બહુ વિસ્મય લાગ્યો કે મારા જેવા અતિ ધર્મસ્થ અને નિયમવાળાને એવી વૃત્તિ થાયજ નહિ, માટે એ કન્યા કોની હશે ! આવા વિચાર કરતો રાજા વૃક્ષ પછવાડે ઉભો છે ને સખીઓની એક એક પ્રતિ ચાલતી ટોલબાજી સાંભળી શકુંતલાના ગુણ ઉપર વધારે વધારે લોભાતો જાય છે, એટલામાં શકુંતલાના મુખ ઉપર એક ભમરો ગણ ગણાટ કરવા લાગ્યો. શકુંતલા બહુ ગભરાઇ ગઇ, ને સખીઓને ધાઓ, ધાઓ, કરી બુમો પાડવા લાગી, પણ તેમણે એવો ઉપહાસ કર્યો કે મહારાજ દુષ્યન્તને વહારે બોલાવ, અમારાથીતો ભમરાને મારી કઢાનારો નથી. આ પ્રસંગ જોઇ દુષ્યન્ત રાજા પોતે છતા થયા, અને ત્રણે સખીઓ એ પ્રસંગથી બહુ આશ્ચર્ય પામી ગઇ, તોપણ રાજાની આગતા સ્વાગતા કરવા લાગી. એ પ્રસંગે પ્રથમજ દર્શનથી રાજા અને શકુન્તલાના મનમાં અન્યોન્યને પ્રેમ ઉત્પન્ન થયો; અને અનેક વચનચતુરાઇથી બહુ સમય વાતચીત કરી રાજા પોતાને સ્થાને ગયો. રાજાએ, શકુન્તલા અપ્સરાની કન્યા છે એ વાત પણ પૂછી લીધી હતી એટલે પોતાની ઇચ્છા સફલ થવામાં કાંઇ વિઘ્ન રહ્યું નહિ. એ પછી આશ્રમમાં પણ સમાચાર પ્રસર્યા કે દુષ્યન્ત રાજા સમીપમાં પધારેલા છે, અને યોગ પણ એવો હતો કે કાશ્યપ ઋષિ ઘેર નહતા તેવામાં રાક્ષસો મુનિઓના યજ્ઞમાં વિઘ્ન કરતા હતા. આ ઉપરથી શિષ્યોએ જઇ દુષ્યન્ત રાજાને આશિર્વાદ પૂર્વક વિનતિ કરી કે રાક્ષસો વિઘ્ન કરે છે માટે આપે બે દિવસ અત્રે રક્ષણ માટે સ્થિતિ કરવી. રાજાને તો ભાવતું હતું ને વૈદ્યે કર્યું, એટલે આશ્રમમાંથી તેણે રાક્ષસોને હાંકી કાઢી ઋષિઓનો યજ્ઞ નિર્વિઘ્ને ચાલતો કર્યો. શકુન્તલાના ઉપર પોતાને જે પ્રેમ થયો હતો તેની બહુ પીડા થવા લાગી, ને શકુન્તલાને પણ રાજા ઉપર જે પ્રીતિ થઇ હતી તેની પીડા ઓછી ન હતી. એક પ્રસંગે રાજા વૃક્ષલતાના ઝુંડમાં ફરતો ફરતો શકુન્તલાને તેની સખીઓ પ્રેમ પીડામાં વિનોદ કરાવતી હતી ત્યાં જઇ ચઢયો. ત્યાં એ બેના પરસ્પર પ્રેમની વાત સ્પષ્ટ રીતે વૃદ્ધિ પામી, અને સખીઓ કાંઇક મિષે ત્યાંથી દૂર થઇ ગઇ, એટલે પરસ્પરાનુરાગથી બન્ને ગાંધર્વવિવાહથી પરણ્યાં. પછી રાજા ત્યાંથી જવાને નીકળ્યો ત્યારે, તેણે શકુન્તલાને પોતાની એક વીંટી આપીને કહ્યું કે-આ વીંટી ઉપર જે નામાક્ષર છે તેને તું ગણજે; તેટલા દિવસ પહેલાં તને મારાં માણસ મારા અંતઃપુરમાં તેડી જવા આવશે.

આ પ્રમાણે રાજા તપોવનમાંથી ગયો. શકુન્તલાને તો વિરહનો સમય બહુ પીડાકારી લાગવા માંડયો; એ વેદનામાં તેને કશું ભાન પણ રહેવા લાગ્યું નહિ. એવામાં એક સમય દુર્વાસા ઋષિ આશ્રમ આગળ આવ્યા પણ તેમને શકુન્તલાએ દીઠા નહિ, તેથી સત્કાર આપી શકી નહિ. તે ઋષિ બહુ ક્રોધી હતા એટલે તેમણે શકુન્તલાને શાપ દીધો કે જેનું ચિંતવન કરતી તું છેક ભાન વિનાની થઇ ગઇ છે તેજ તારી સાથે પરણ્યાની વાત કેવલ વિસરી જશે, ને તને સ્વીકારશે નહિ: આમ કહીને પાછા ફર્યા. પણ શકુન્તલાની સખીઓએ આ શાપ સાંભળ્યો હતો તેથી તેમણે બહુ પ્રાર્થના કરી ત્યારે ઋષિએ એમ અનુગ્રહ કર્યો કે જ્યારે કાંઇ ઓળખવાનું ચિન્હ શકુન્તલા બતાવશે ત્યારે રાજાને સ્મરણ થશે. આ વાત થયા પછી કાસ્યપ આશ્રમમાં પાછા આવ્યા, તેમને શકુન્તલાના લગ્નની વાત કહી તો તે બહુ પ્રસન્ન થયા, કે યોગ્ય ગુણવાળા વરને યોગ્ય ગુણવાળી કન્યા વિધાતાએજ મેળવી દીધી એ બહુ સારૂં થયું. શકુન્તલા સગર્ભાહતી એટલે, તેને જો કે કોઇ અદ્યાપિ તેડવા આવ્યું નહતું તોપણ, કાસ્યપે પતિને ઘેર વિદાય કરવી એ યોગ્ય ધાર્યું, કેમકે હાથી દરબારે ને દીકરી સાસરે શોભે. બહુ શિખામણ આપી અનેક આશિર્વાદ આપી રાજાને પણ એના ઉપર પ્રીતિ રાખવાનો સંદેશો કહાવી, શકુન્તલાની સખીઓએ અને કાસ્યપે પણ ગદ્દ ગદ્દ કંઠે શકુન્તલાને બે શિષ્ય તથા માતા ગૌતમી સાથે વિદાય કરી. એ વેળાએ પેલી સખીઓએ શકુન્તલાને સારી પેઠે કહ્યું કે તારા પતિને વીંટી બતાવજે, એ બહુ ઉપયોગની છે, માટે સાચવજે.

## સન્નારી–શકુંતલા–ભાગ ૨.

### ૨૮.

ઋષિઓએ રાજાને દેવગૃહમાં આશિર્વાદ આપી કહ્યું કે આ કાસ્યપ ઋષિની પુત્રીને તમે પરણ્યાછો, ને એ સગર્ભા છે, તેથી એને ઋષિના આશિર્વાદ પૂર્વક આપને સોંપવા આવ્યા છીએ તે સ્વીકારો. રાજાને બહુ આશ્ચર્ય લાગ્યું કે આ ઋષિઓ આ શું બોલે છે. રાજા બોલ્યો કે હે ધાર્મિક મહાત્માઓ! આ શું પાપ મારી પાસે કરાવો છો ? આ સ્ત્રીને મેં જોઇ પણ નથી, તો તેને સ્પર્શ કરી હું પાપમાં કેમ પડું ? આ ઉપરથી ઋષિઓ બહુ

ક્રોપ પામ્યા, ને શકુંતલાને ઠપકો દેવા લાગ્યા કે તેં તારી મેળે એકલાં જે લગ્ન કર્યું તેનું આ ફળ ભોગવ. શકુન્તલા કહે કે હું નીશાની આપું. ત્યારે રાજા કહે કે સારી વાત છે. પણ શકુંતલા આંગળીએથી વીંટી લેવા ગઇ તો તે ત્યાં હતી નહિ, તે ઉપરથી એને સ્મરણ થયું કે માર્ગમાં શક્રાવતારતીર્થમાં સ્નાન કરતાં એ વીંટી નીકળી પડી હોવી જોઇએ. રાજા કહે કે એવાં સ્ત્રીચરિત્ર અહીં ચાલવાનાં નથી, માટે સમજીને તમે તમારે માર્ગે જાઓ. પેલા શિષ્યો કહે કે અમારે એમાં કાંઇ લેવા દેવા નથી, અમે તો ગુરુનો સંદેશો કહ્યો, અમે અમારે આ ચાલ્યા; અને શકુન્તલા ! તું અમારી સાથે આવીશ નહિ, કેમકે જો તું આ રાજા કહે છે તેવી પતિત હોઇશ તો તને ગુરુ સંઘરવાના નથી, ને જો તું એમજ જાણતી હોય કે તું યથાર્થ પવિત્ર છે તો તારે તારા આ પતિને ઘેર દાસી થઇને પણ રહેવું ઉચિત છે. આમ રકઝક ચાલે છે, શકુન્તલા પોશ પોશ આંસુએ રુવે છે, તેવામાં રાજાના પુરોહિતે કહ્યું કે મહારાજ ! આ સ્ત્રી ગર્ભિણી છે, જો એનો પુત્ર આપને જે ભવિષ્ય વાણી કહેવામાં આવી છે તે પ્રમાણે ચક્રવર્તિને યોગ્ય ચિન્હ વાળો થશે તો એ આપની પત્ની ખરી, નહિતો પછી યથારુચિ કરશે, માટે પ્રસવ થતા સુધી આજ્ઞા હોય તો મારે ઘેર રાખું. રાજાએ પોતાના ગુરુનું વચન સ્વીકાર્યું; ને ઋષિઓ પોતાને સ્થાને ગયા. પણ શકુન્તલાને લઇને પુરોહિત જતો હતો તેવામાં માર્ગમાંથીજ તેને કોઇ અપ્સરા હરણ કરી ગઇ, એ વાત રાજાએ જાણી ત્યારે ધર્મસંકટ ટળ્યું એમ જાણી વાત વિસારે પાડી.

પણ થોડાકજ દિવસમાં કેટલાક માછી એક વીંટી બજારમાં વેચતા હતા, તેમને રાજાનાં માણસોએ પેલી વીંટી રાજાના નામ વાળી જોઇ પકડ્યા, ને રાજાની પાસે આણ્યા. રાજાને વીંટી જોતાંજ, દુર્વાસાના શાપની અસર મટી જવાથી, શકુન્તલાનું બધું કહેવું ખરૂં લાગ્યું, ને બધી વાત સ્મરણમાં આવી, માછીએ શુક્રાવતારતીર્થમાંથી પકડેલા માછલાના પેટમાંથી વીંટી મળ્યાનું કહ્યું તે પણ બંધ બેસતું આવ્યું, ને માછીને છોડી મૂક્યા. પણ હવે રાજાની પીડામાં કાંઇ બાકી રહ્યું નહિ. રાજ્યકાર્ય તજી કેવલ શકુન્તલાનાજ સ્મરણમાં દિવસ ગાળવા લાગ્યો, અને પોતાની ભુલને માટે અતિશય પશ્ચાતાપ કરવા લાગ્યો. વળી પોતાને કાંઇ સંતાન ન હતું, એટલે શકુન્તલા જે સગર્ભા હતી તેનો પુત્ર પોતાની સંતતિ વિસ્તારત એ વિચારથી પણ રાજાનો શોક નિઃસીમ વધી ગયો. એમ અતિ દુઃખે દીન અને કૃશ થઈ જાય છે, તેવામાં ઇન્દ્ર રાજાએ, રાક્ષસોની સાથે યુદ્ધ કરવા માટે

દુષ્યન્ત રાજાને તેડાવ્યો. રાજા બહુ હર્ષથી, ને માનથી, ગયો. ત્યાંથી વિજય પામી પાછા ફરતાં વચમાં હેમકૂટ પર્વત ઉપર મારીચાશ્રમમાં પ્રજાપતિનાં દર્શન કરવા ગયો. આશ્રમની બહાર તેણે એક અતિ સુંદર બાલકને સિંહના બચ્ચા સાથે રમતો જોયો. જોતાંજ રાજાના મનમાં અનેક ભાવ પેદા થયા અને પેલા બાલક ઉપર બહુ પ્રેમ થઇ આવ્યો. બાલકને ખોળામાં લઇને રમાડવા માંડયો, તથા તેની સાથેની તાપસીઓને પૂછયું કે આ બાલક કોનો છે? તેમણે કહ્યું કે પુરુવંશનો કુમાર છે. એ સાંભળી રાજાને વિશેષ નિશ્ચય થવા લાગ્યો કે આ પુત્ર મારોજ છે. ત્યારે કહે કે એના પિતાનું નામ શું? પેલી તાપસીએ કહ્યું કે પતિવ્રતાનો અકારણ પરિત્યાગ કરનાર દુષ્ટનું કોણ સ્મરણ કરે? એ ઉપરથી પણ રાજાને નિશ્ચય થવા માંડયો. એવામાં પેલા સિંહને મૂકાવવા એક તાપસી શકુંત નામે પક્ષીનું રમકડું લાવી બાલકને કહે કે લે આ "શકુંત લાવી," એ સિંહને મૂકી દે. એટલે બાલક કહે કે શકુંતલા મારી માતા આવી? બાલકની માતાનું નામ શું એમ પૂછવું એ રાજાને અમર્યાદાવાળું લાગતું હતું, તેથી આ રીતે એ નામ જાણતાંજ રાજાને નિશ્ચય થયો કે આ મારોજ પુત્ર છે. એ પુત્રને હાથે એક રાખડી બાંધેલી હતી તે આ સમયે છૂટીને નીચે પડી ગઇ હતી, તે પેલી તાપસીએ દીઠી, તેણે પેલા બાલકને કહ્યું કે એ તું લઇ લે. પણ તે રાખડી રાજાએ લઇ લીધી, તે ઉપરથી તાપસીને બહુ આશ્ચર્ય લાગ્યું કેમકે એ મારીચઋષિની આપેલી હતી, ને એનો એવો સ્વભાવ હતો કે એ બાલક અથવા એનાં માબાપ વિના એને કોઇ લે તો તેને તે સર્પ થઇને કરડે. શકુન્તલા ઋષિના આશ્રમમાં સતીધર્મ પાળી તપશ્ચર્યામાંજ રહેતી, તેને તાપસીએ સમાચાર કહ્યા, એટલે તે તુરત તે ઠામે આવી. ત્યાં દુષ્યન્ત અને શકુન્તલા અન્યોન્યને ભેટી પડયાં, અને દુષ્યંત શકુન્તલાને પગે પડી ક્ષમા માગવા જતો હતો પણ શકુન્તલાએ તેમ કરતાં વાર્યો. પછી પિતામાતા આશ્રમમાં ગયાં; ત્યાં મારીચે આશિર્વાદ આપી દુર્વાસાના શાપનો વૃત્તાન્ત કહ્યો તેથી શકુન્તલાનું આશ્ચર્ય ભાગી ગયું, ને દુષ્યન્તને જે પાપનો ભય હતો તેનો યથાર્થ અર્થ સમજાયાથી શાન્તિ વળી. શકુન્તલાને તેની માતા મેનકાએ આ પ્રમાણે રાખી હતી તે ત્યાં આવી, અને ઇન્દ્રને તેમ કાશ્યપઋષિને પણ, આ વૃત્તાન્ત પ્રથમથીજ જણાવેલો હતો તેથી તે પણ ત્યાં આવ્યા. પછી દુષ્યન્ત શકુન્તલા અને પેલો પુત્ર ત્રણે પૃથ્વી ઉપર આવ્યાં. દુષ્યન્ત પછી એ પુત્ર ભરત એ નામથી ભરતખંડનો ચક્રવર્તી રાજા થયો.

આ વૃત્તાન્તમાંથી પતિભક્તિનું મહાન્ શિક્ષણ લેવા ઉપરાંત ખરા પ્રેમથીજ થયેલું લગ્ન કેવું ટકે છે ને સુખકારક નીવડે છે તે સમજવાનું છે. પણ તેમાં એક વાત જોવાની એ છે કે માતપિતા કે જે કોઇ ગુરૂજન હોય તેની સંમતિ વિના પોતાની મેળેજ કરેલા લગ્નમાંથી કેવાં માઠાં પરિણામ થાય છે; માટે પ્રેમયુક્ત છતાં ગુરૂની આજ્ઞા લઇ લગ્ન થાય તેજ ઉચિત જાણવું.

# બાલવિલાસ—વિભાગ—૨.

## સ્પર્ધા.

### ૧.

માણુસ પોતપોતાની સ્થિતિ હાથે લેઇ કરીને અવતરેલાં નથી એ વાત આપણે સારીપેઠે જાણીએ છીએ; તેમ એ પણ સારી પેઠે જાણીએ છીએ કે નિત્ય પ્રવૃત્તિમાં રહેવું એજ આપણા ભાગ્યમાં છે, તેના ફલ ઉપર આપણો અધિકાર નથી. આવું છે, એટલે એવી કેઇ વાત હોય કે જેને માટે આપણે બીજાની ઇર્ષ્યા કરવી ? અને એમ છતાં ઇર્ષ્યાથી જો કાંઇ લાભ થતો હોય તો જુદી વાત છે, પણ તે સર્વદા હાનિજ કરે છે. છતાં આટલો સાદો વિચાર ન કરતાં, કેટલાંક માણુસને ઇર્ષ્યા કર્યા વિના ચાલતુંજ નથી. તેમને પોતાની જે સ્થિતિ હોય તેનાથી અસંતોષ થયો હોય છે એટલે એક દુઃખ તો હોયજ છે; પણ તેમાં, બીજાની પોતાનાથી વધારે સારી સ્થિતિ જોઇને તે જે બળતરા કરે છે તે રૂપી દુઃખ પણ પોતે હાથે કરીને ઉમેરે છે. એમ ઇચ્છે છે કે મારે જેવું છે તેવું અથવા તેથી પણ ઓછું બીજાંને શી રીતે થાય, અમુક મ્હોટા જણાતાં માણુસ કેવી રીતે નીચાં પડે, પણ એમ નથી ઇચ્છતાં કે અમે પોતે એટલો ઉદ્યોગ કરીએ, કરતાં જે પ્રાપ્ત થાય તેથી સંતોષ રાખીએ, અને એમ જે મહોટાં જણાતાં હોય તેમને જઇ પહોંચીએ. જે શ્રમ પડે છે તે બન્ને માર્ગે એકનો એકજ છે, પણ બે માર્ગમાં કેટલો ભેદ છે ! એકમાં અતિ કલેષ અને નીચતા તથા પાપ છે; બીજામાં આનંદ, ઉત્તમતા, અને ધર્મ છે. એકનું નામ ઇર્ષ્યા, બીજાનું નામ સ્પર્ધા. ઇર્ષ્યા નઠારો દુર્ગુણ છે; સ્પર્ધા ઉત્તમ ગુણછે.

એકથી ચઢીયાતું હોય તેનો ઉપયોગ એટલોજ છે કે તેને જોઇને બીજાં પણ તેવાં થવાનું આરંભે; પણ તેનો ઉપયોગ એ નથી કે બીજાં તેમને જોઇને દુઃખી થાય, અને તેમને જે તે રીતે નીચાં પાડવાને મથવા મંડે, એકબીજાની સ્પર્ધા કરવાથી આ જગત્માં ઘણીક ઉત્તમ વસ્તુઓ પેદા થઇ છે, ને ઘણાંક મહાન્ મનુષ્ય થઇ ગયાં છે. જે પોતાનું કર્તવ્ય સમજે છે, અને જેને યથાર્થ સમજણ છે, તેવાં માણુસ જે ઉદ્યોગ કરે છે, અને જે પ્રવૃત્તિમાં રહી પોતાની જીંદગી સુધારવા મચે છે, તેને માટે

તેમને કોઇના ઉપદેશની કે દૃષ્ટાન્તની અપેક્ષા રહેતી નથી. તેમને પોતાનું કર્તવ્ય શું છે તે સારી પેઠે સમજાયલું હોય છે, ને તે ઉપર દૃષ્ટિ રાખીને તે નિરંતર ચાલ્યાં જાય છે. બીજાં ગમે તે કરતાં હો, તેની તેમને જરા પણ ચિંતા હોતી નથી. મનુષ્ય જેને કદાપિ પહોંચી ન શકે એવું અતિ ઉત્તમોત્તમ ધોરણ તેમના લક્ષમાં ઠસી ગયેલું હોયછે, એટલે તેવાં મનુષ્ય કોઇપણ મનુષ્યના દૃષ્ટાન્તથી ઉત્સાહ મેળવવાને બદલે, પેલા ઉત્તમ ધોરણને પહોચવામાજ બધો ઉત્સાહ રાખે છે, ને ઉત્તમોત્તમ જીવિત કાઢે છે. ઉતમ ધોરણ એટલે ધર્મ સંબંધીના પાઠમાં જેને આત્મભાવ કહ્યો છે તેવું; અને તેવા ધોરણ ઉપર નજર રાખી વર્તવું, એજ ઉત્તમમાં ઉત્તમ મનુષ્યનું કામ, એમ સમજવું. એવાંજ મનુષ્ય જગત્માં, લોકમાં, રહ્યા છતાં દેવ જેવાં છે, ને સર્વને દૃષ્ટાન્ત રૂપે થઇ શકે છે. એ મનુષ્યને પ્રથમ વર્ગમાં મૂકાય. બીજા વર્ગમાં એવાં મનુષ્ય આવે કે જેમને પ્રવૃત્તિ કરી ઉત્તમ માર્ગે ચઢવા માટે બીજાના દૃષ્ટાન્તની અપેક્ષા રહે છે. આવાં મનુષ્ય ઘણાં હોય છે, એમ પણ કહીએ તો ચાલે કે બધાં મનુષ્ય એવાંજ હોય છે. એટલે આ ઠેકાણેજ માણસોએ સંભાળવાનું છે. ફલાણું માણસ અમુક સ્થિતિમાં છે, તો મારે પણ તેવું થવું એ ઇચ્છા ઘણાંને થાય છે, પણ તે પાર પાડવાના એ જુદા જુદા માર્ગ માણસો શોધે છે. એક માર્ગ એ છે કે તેના જેવો શ્રમ કરી તેને જઇ મળવું; એનું નામ સ્પર્ધા. અને એ સ્પર્ધાથી, સામાના દૃષ્ટાંતને જોઇ, જે ઉદ્યોગ કરે તે બીજા વર્ગનાં મનુષ્ય કહેવાય. પણ સામાના સમાન થવાનો એક બીજો પણ માર્ગ છે, ને આ દુર્ભાગી જગત્માં તેજ માર્ગ ઘણાં સ્ત્રીપુરૂષો લે છે, અને પીડા પામે છે, તથા કરે છે. એ માર્ગ એવો છે કે આપણાથી જો સામાને જઇ મળાય નહિ તો જ્યાં આપણે હોઇએ ત્યાં સુધી, કે તેથી પણ નીચે, સામાને ઘસડી પાડવું. આનું નામ ઇર્ષ્યા કહેવાય છે, ને તે માર્ગે જનારાં માણસ અધમ એટલે નીચ વર્ગમાં ગણાય છે. ઇર્ષ્યાથી કરીને અનેક પાપકર્મ કરાયછે. જુઠું બોલી સારા માણસની ખોટી ખોટી વાતો કરવા રૂપી નિંદાથી પગરણ મંડાય છે, ને એ વાત છેવટ ક્યાં સુધી વધે છે તે કહેવું બહુ ભય ભરેલું છે. પણ એટલાં પાપ કર્યા છતાં લાભ એક તલપૂર પણ થતો નથી. જગત્માં આપણે એમજ જોઇએ છીએ કે જે માણસ પ્રમાણિકતાથી ઉન્નતિ પામતું ચાલે છે, તેને કરોડો માણસ ઇર્ષ્યાથી નીહાળે, અને નીચું પાડવા મથે, તોપણ તેને કાંઇ હાનિ થતી નથી. એટલુંજ નહિ, પણ ઉલટી તેની ઉન્નતિ વધતી જાય છે. ઇર્ષ્યા કરનારને તો પોતાની સ્થિતિની પીડા હોયજ

છે, ને તેમાં બીજાનો દ્વેષ કર્યાની પીડા વિનાકારણ વહોરી બમણું દુઃખી થવું પડે છે.

---

## સ્પર્ધા-ભા. ૨.

### ૨.

સ્પર્ધામાં ઇર્ષ્યા કરતાં જુદીજ રીત છે. સ્પર્ધામાં આપણે આપણાજ પ્રયત્નથી સામાની સમાન થવા મથીએ છીએ, અને સામાને આપણા પૂજ્ય જેવું કે મિત્ર જેવું ગણીએ છીએ. સ્પર્ધા એજ આ જગતના નિર્વાહનું મુખ્ય ધોરણ છે. વેપાર રોજગાર, સંસાર વ્યવહાર, વિદ્યાવિનોદ, કશું સ્પર્ધા વિના ઉત્તમ થતું નથી. જેવું એક હોય તેવાં બીજાંએ થવાને પ્રયત્ન કરવો એજ સ્પર્ધાનું રૂપ છે, ને તેનાથીજ નવીન નવીન શોધ થવાનું સંભવે છે, વેપારથી થોડી કીમતે સરસ વસ્તુઓ વેચાય છે, સંસારમાં ઉત્તમ ગુણોનો પ્રકાશ પડે છે, ને વિદ્યાકલાનાં નવાં સાધનો હાથ આવતાં જાય છે. પણ ઇર્ષ્યાથી એમાંનું કશું થતું નથી. તે પોતે બળી મરે છે, ને ભેગી સામાને પણ બાળી નાખવાનું કરે છે. સ્પર્ધા, કાંઇ ને કાંઇ પેદા કરે છે, ઇર્ષ્યા, હોય તેનો નાશ કરે છે. માટે ઇર્ષ્યા સમાન દુર્ગુણ કે પાપ બીજું કોઇ નથી. તેમ સ્પર્ધા સમાન સારૂં લાભકારી બીજું કાંઇ નથી.

જ્યાં સુધી કોઇને હાનિ કરવામાં આવે નહિ ત્યાંસુધી, કોઇના સુખથી આપણને જે અણગમો પેદા થાય તે હાનિકારક નથી, ને તે ઇર્ષ્યા કહેવાય નહિ એમ કોઈ કહે તો તે મ્હોટી ભુલ છે. કારણ કે એટલું સમજવાનું છે કે વિચારમાં અને આચારમાં આ ઠેકાણે ઝાઝો તફાવત રાખવાનું કારણ નથી. નઠારો વિચાર થવો એજ ઇર્ષ્યા છે, પછી તેનાથી તેવું કામ થાય કે નહિ એ જુદી વાત છે. એક વિચાર જો થયો તો તે કાલાંતરે પાકો થઇ કામ પણ કરાવનારોજ, માટે સર્વદા નઠારા વિચારથી તો બહુજ દૂર રહેવું. કાંઇ કરીએ ત્યારેજ ઇર્ષ્યા થઇ એમ સમજવું નહિ તેવો વિચાર રાખવો, તેવી વાણી ભાખવી, એજ ઇર્ષ્યા છે. પારકાના દુઃખથી આપણને સારૂ લાગે એ મહા પાપ છે, તેમ પારકાના સુખથી આપણને ક્લેશ થાય એ તેટલુંજ મહાપાપ છે. સુખ દેખીને પ્રસન્ન થવું, અને મરજી હોય તો તેવાં થવા પ્રયત્ન કરવું, એજ ધાર્મિષ્ટ અને સારાં મનુષ્યનું કામ છે. કેટલાંક એવાં નીચ હોય છે કે કોઇના શુભ સમાચાર સાંભળતાંજ તેમનું મોં કરમાય છે, કોઇને

સુખી દેખતાંજ આંખો મીચે છે, પણ તે સમજતાં નથી કે એમ કરવાથી સામાની ઉન્નતિ ઓછી થનારી નથી; માત્ર તેમની પોતાની નીચતાજ પ્રસિદ્ધ થવાની છે. સંસારમાં સુખ એ અતિ દુર્લભ વસ્તુ છે; તમને મળે તો તમે ભોગવો, બીજાને ભોગવાવો; તમને ન મળે તો જેને મળી હોય તેને જોઇને પ્રસન્ન રહો. એમ પ્રસન્ન રહેશો તો પણ તમે જાતે જાણે સુખી હો એટલો સંતોષ થશે; ઇર્ષા કરશો તો અનંત દુઃખ ભોગવશો.

ઘણાંકને એવી ટેવ હોય છે કે બીજાનો વાદ કરવો; પણ એ પણ ઇર્ષાના જેવુંજ કે તેથી વધારે હાનિકારક કામ છે. આપણે જેવાં હોઇએ તે કરતાં વધારે જણાવવામાં આપણને બહુ વિઘ્ન નડે છે, ને પરિણામે દુઃખ થાય છે, એમ કહેલું છે. સારાં માણસ તો પોતાને યોગ્ય ન હોય તેવું માન કોઈ સહજ રીતે આપે તો તે પણ સ્વીકારતાં નથી, તો પોતે જેવાં ન હોય તેવાં જણાવા રૂપી ઢોંગ તો કરેજ કેમ? વાદ છે તે આપણે હોઇએ તે કરતાં વધારે જણાવાનો ઢોંગ છે, એ ખરી સ્પર્ધા નથી. પારકી હવેલી દેખીને આપણી ઝુંપડી તોડી પાડીએ તો ઘર વિના રખડી મરવાનોજ સમય આવે; પણ હવેલી દીઠા પછી તેવી મેળવવાનું મન હોય તો ધીમે ધીમે શાન્તિથી ઉદ્યોગ કરીએ તો કોઇ દિવસ ફલ મળવાનો સંભવ આવે જેટલું જેટલું સારૂં દેખીએ તેટલાથી આપણને એટલી ઇચ્છા થવી જોઇએ કે આપણે પણ એવાં થવા માટે પ્રામાણિકબુદ્ધિથી પ્રયત્ન કરીએ, એવી ઇચ્છા ન થવી જોઇએ કે અરે! એનું સુખ કેમ કરીને વણસાડું, કે મારામાં શક્તિ ન છતાં પણ એના જેવું જણાવાનો ડોળ કરૂં.

---

## પ્રસન્નતા.

### ૩.

આપણા જીવિતને સુખવાળું કરવું કે દુઃખવાળું એ જેટલું આપણા પોતાના ઉપર આધાર રાખે છે એટલું બીજાંના ઉપર નથી રાખતું. ઘણાંક માણસનો સ્વભાવજ એવો હોય છે કે તે કોઇપણ મંડલીમાં આવી મળે કે તે મંડલીને આનંદમય કરી નાખે. તે ત્યાં ન હોય ત્યારે તેમની ખોટ સર્વને લાગે. એથી ઉલટી રીતે કેટલાંક માણસ એવાંજ હોય છે કે જ્યાં જાય ત્યાં કાંઇને કાંઇ ક્લેશ ઉપજાવ્યા વિના રહે નહિ, ને તેમના જવાથી સર્વને સંતોષ થાય. આવું થવાનું કારણ માત્ર એટલુંજ છે કે જે માણસો

પોતે જેવા સ્વભાવનાં હોય તેવુંજ તેમને બધું મળી આવે છે; એટલે કે તે પોતે પોતાને જોઇએ તેવું બનાવી લે છે.

પ્રસન્નતા એ મ્હોટો ગુણ છે, પણ તે કોઇ એકાદ મૂલગુણ નથી. ઘણાંક કારણો કે ઘણાક ગુણ ભેગા થવાથી જે પરિણામ આવે છે તેને પ્રસન્નતા કહે છે. પ્રસન્નતા એટલે આપણી જે સ્થિતિ હોય તેનાથી સંતોષ પામી સુખી થવાની વૃત્તિ આવું જે થવું તે સંતોષ, ધૈર્ય, શાન્તિ આદિ અનેક શુભ ગુણોના બલથીજ થાય છે; એની મેળે થઇ શકતું નથી. જે સર્વ સ્થલે અને સર્વ સમયે સંતોષથીજ રહે છે તે નિત્ય પ્રસન્ન રહે છે. એટલી વાત આપણે કદાપિ વિસરી જવી ન જોઇએ કે આ જગતમાં આપણને જે પ્રાપ્ત થાય છે તે આપણી ઇચ્છા પ્રમાણે થતું નથી, એટલે શ્રમ કર્યા જવો પણ જે ફલ થાય તેથી નિરંતર સંતોષ રાખી પ્રસન્ન રહેવું. આ વાત નઠારી છે, ફલાણું હલકું છે, અમુક મને ગમતું નથી, એમ આપણે આપણી પોતાની સ્થિતિ વિષેજ જ્યારે બડબડાટ કર્યા કરીએ છીએ, ત્યારે આપણને કદી પણ નીરાંત વળતી નથી, ને સુખે રોટલો આપણાથી ખવાતો નથી. જેટલું ને જેવું જોઇએ તેવું જગતમાં મ્હોટા રાજાને પણ મળેલું નથી કે મળતું નથી, તો આપણે એવી વિના કારણ પીડા શા માટે વહોરવી?

દુઃખને સમયે હરબડી જતા પહેલાં વધારે દુઃખી લોકે જે ધીરજ રાખી હોય તે સંભારવી, અને સુખની વખતે ફુલાઇ જતા પહેલાં સુખી છતાં દુઃખી થયેલાં ને સ્મરણમાં લાવવાં. એમ સંતોષ ઉપર મનને ચોટાડવું. એમ થવાથી અંતઃકરણ સર્વદા પ્રસન્ન રહેશે, સર્વત્ર પ્રસન્નતાજ દેખાશે, અને બધે પ્રસન્નતા પેદા કરવાનું કારણ થઇ શકાશે.

જેનામાં પ્રસન્નતા નથી તેજ માણસ દુઃખી છે. પ્રસન્નતાનો એટલો બધો ચમત્કાર છે કે તેનાથી ઘણાક રોગ થતા અટકે છે, કે થયા હોય તો ઓછા થાય છે. એટલે અપ્રસન્ન માણસ મનમાંજ દુઃખી રહે છે કે ક્લેશ પામે છે એટલુંજ નહિ, પણ તેનું શરીર પણ નઠારૂં થઇ જાય છે. વળી અપ્રસન્નતા અનેક દુર્ગુણનાં પણ બીજ રોપે છે. જે માણસ બહુ અસંતોષી અને અપ્રસન્ન છે તેનામાં ઇર્ષ્યા અને લોભ એ બે મહા દુર્ગુણો પ્રવેશ કરે છે. જે લોક પોતાના કરતાં પ્રસન્ન અને સુખી હશે, તેની તેમને ઇર્ષ્યા થશે; અને ગમે તે રીતે પણ પ્રાપ્તિ કરવાની ઇચ્છા થવા રૂપી તેમને લોભ પેદા થશે. ઇર્ષ્યા અને લોભથી માણસો જે કુકર્મ કરે છે, ને જે દુઃખ જાતે વેઠે છે, તથા સર્વદા પીડાય છે, તેનાં દૃષ્ટાન્ત આપણે નિત્ય

દેખીએ છીએ. એક કુકર્મ બીજાં દશ કરાવે છે, કેમકે તે વિના પ્રથમનું કુકર્મ ઢંકાતું નથી, પણ પરિણામે બધાં એ છતાં થાય છે, ને અનંત પીડા પેદા કરે છે. અપ્રસન્નતાની ટેવમાંથી અનેક અનર્થ ઉપજે છે, માટે સર્વદા પ્રસન્ન રહેવાનોજ પ્રયત્ન કરવો.

કોઇ માણસોની પ્રકૃતિજ એવી હોય છે કે તે બોલતાં પણ વઢી પડેછે, સહજમાં માઠું લગાડી બેસે છે, ને એમ કોઇ રીતે નીરાંત વાળી બેસતાં નથી. સ્પષ્ટ રીતે આપણા ઉપર આવે તેવાં જે વચન ન હોય તે વિના શક ભરેલા વ્યંગ્ય આપણે માથે ખેંચી લઇ અપ્રસન્નતા વધારવાની કશી અપેક્ષા નથી. એનાથી આપણને કે કોઇને કશો લાભ નથી. આપણે આપણી જાતથી જો પ્રસન્ન હોઇએ તો બીજાને કાંઇ કહેવાનો સમયજ આવે નહિ; અને એવો આપણને નિશ્ચય હોય તો બીજાની સાથે શંકા ઉપરથી વિરોધ કરીને અપ્રસન્નતાનો ક્લેષ વહોરવો નહિ. આમ કરવાની ટેવ હોય એ ખોટી છતાં પણ કાંઇક કારણવાળી ગણાય; પરંતુ કેટલાંકને તો એવી નઠારી ટેવ હોય છે કે તે એક સામાન્ય વિનતિ કે ઉપકાર પણ પ્રસન્નતાથી કરી શકતાં નથી. આજ્ઞા કરવાનેજ જાણે તે અવતર્યા હોય, સામા માણસનાં મન દુભવવાનોજ તેમનો ધંધો હોય, બીજાંની દરકાર ન કરવી એજ તેમનો હક હોય, તેમ તેવાં માણસ નિરંતર વર્તે છે. જેને મીજાજ કહેવાય છે તેવા મીજાજવાળાં માણસ ઘણું કરીને આવાંજ હોય છે, તેમને પોતાની જાતનો એટલો મહોટો વિચાર હોય છે કે તેમના મનમાં બીજાને માટેના વિચારને એક તલપૂર પણ સ્થાન મળી શકતું નથી. તેમને બધી વાત નાની નાની લાગે છે, તેમને જે માન મળે તે પણ પોતાને યોગ્ય હતું તે કરતાં ઓછું છે એમ લાગે છે. આવું થવાથી તેવાં માણસ નિરંતર અપ્રસન્ન રહે છે, તેમને કશું ગમતું નથી. તેમને બધી વાતોમાં કાંઇને કાંઇ ખામી જણાય છે, ને એમ તે જ્યાં જાય ત્યાં ક્લેષ પેદા કરવાનું કારણ થઇ પડે છે. ઘરમાં સ્ત્રી પુરુષ છોકરાં છૈયાં જાણે કોઈ વાઘ આગળ ઉભાં હોય તેમ તેના આગળ ફરે છે; બહાર લોકમાત્ર તેનાથી દૂર રહી ચાલ્યા જાય છે. એટલું છતાં પણ તેને કોઇ ઠેકાણે પ્રસન્ન થવા જેવું જણાતું નથી. આવાં માણસને સર્વે ધિક્કારે છે, તેમનું એક પણ કામ સારૂં થતું નથી, અને તેમને પોતાને પણ અત્યંત ક્લેષ થાય છે. એ બધાનું કારણ શું? માત્ર અપ્રસન્નતા. ઘણાંક એમ જાણે છે કે એવો મીજાજ રાખવો એ ઉચ્ચ કુલની નીશાની છે, અધિકારની નીશાની છે, કે કોઇ ઉત્તમ યોગ્યતાનું ચિ-

ન્હ છે. પણ ખરી વાત તો એવી છે કે જે કુલવાન્ છે, જે ખરાં અધિકાર યોગ્ય છે, કે જેનામાં કોઇ ઉત્તમ ગુણ છે, તે તો બાળ જેવાં નમ્ર હોયછે, સર્વત્ર પ્રસન્ન હોય છે, અને કોઇને ક્લેષ કરાવવામાં કે દુભવવામાં પોતાની નીચતા સમજે છે.

---

## પ્રસન્નતા—ભાગ—૨.

### ૪.

પણ જાતે પ્રસન્ન રહી બીજાને પ્રસન્ન રાખવામાં અતિશય નમ્રતા ધારણ કરવી એ ઠગાઈ ગણાય છે. માણસને નિરંતર જેવું પોતે હોય તેવું જ જણાવાને પ્રયત્ન કરવો. ધને, વિદ્યાએ, અધિકારે, કે કોઇ રીતે પોતાનામાં જે ન હોય તેનું ડોળ કરવું નહિ. એમ કરવાથી અનેક વિટંબનામાં પડાય છે. પ્રસન્ન રહી બીજાંને પ્રસન્ન રાખવાં એમાં પણ આપણે જાતે પ્રસન્ન રહેવાનોજ પ્રયત્ન કરવો, અને તે પ્રસન્નતા બીજાને પણ બતાવવી એટલોજ હેતુ છે; હા, કોઇ વાર આપણી અપ્રસન્નતાનાં કારણ ઘણાં ગુહ્ય હોય છે, ને તે બીજા આગળ જણાવાતાં નથી, તો તે ન જણાવવાં, પણ તેટલા માટે આપણી અપ્રસન્નતા બીજા ઉપર નાખવાની કશી જરૂર નથી. સામાને પ્રસન્ન રાખવા માટે તેના દોષ તેને ન જણાવવા, અથવા તેની ખોટી પ્રશંસા કરવી, કે આપણે જેવી વૃત્તિ તેના પ્રતિ ધરાવતાં હોઇએ તે કરતાં જુદી સમજાવવી, એ બધાનું નામ ખુશામદ કહેવાય છે, ને તે બહુ હલકા માણસનું કામ છે. ખુશામદ છે તે જે ઇચ્છાથી કરવામાં આવે છે તે ઇચ્છાને તે કોઇવાર પણ પાર પાડી શકતી નથી. કેમકે જેની ખુશામદ કરવામાં આવે છે તે માણસ પોતાની કીમત જાણતોજ હોય છે એટલે ખોટી ખુશામદથી કવચિતજ રાજી થાય છે; ને જે ખરા સારા માણસ છે તે ખુશામદને બહુજ ધિક્કારે છે. કોઇને એ રીતે પ્રસન્ન કરવા જવું નહિ; એમાં તે માણસ પ્રસન્ન થતું નથી, ને આપણે જુઠું બોલવાનું પાપ કરીએ છીએ. જેને જેવું હોય તેવું કહેવું; ને આપણે જેવાં હોઇએ તેવાં જણાવું, એજ ખરા સત્યનો નિયમ છે; પણ તેમાં એ આપણે ધારીએ તેટલી નરમાશ વાપરી શકીએ. બોલવા બોલવામાં પણ ફેર છે, એકની એક વાત અનેક રીતે કહેવાય છે. તો જેમ બને તેમ સામા માણસને માઠું ન લાગે તેવી નરમાશથી વ્યવહાર રાખવામાં આપણી તેમ તેની બન્નેની પ્રસન્નતા સારી રીતે સચવાય છે; અને એવી નરમાશથી કહેલું તુરત અસર કરી શકે છે.

કેટલાંક માણસ પોતે પ્રસન્ન રહેવાને અને બીજાને રાખવાને અનેક પ્રકારની ગંમત અને મોજમઝા શોધે છે. મોજમઝા અથવા ટોળ ટપ્પા અને રમત ગંમત એ બધું માણસને ઘડીવાર ખુશી રહેવાનું સાધન છે ખરૂ, પણ એમાં એક પાસા જેમ કેફી ચીજોના ઉપયોગથી કે હાનિકારક ભોજનથી, કે હાથ પગ ભાગે તેવી ઉપાધિથી, શરીરને હાનિ કરે તેવી મઝાથી દૂર રહેવાનું આવશ્યક છે, તેમ બીજી પાસા જે ગંમતથી કે ટોળ ટપ્પાથી કોઇના મનને લેશ પણ કલેષ થાય તેથી પણ બહુ સાચવીને દૂર રહેવાની આવશ્યકતા છે; યોગ્ય અને માફક આવે તેવા વ્યાયામની જેમ શરીરને કસવા માટે અપેક્ષા છે; તેમ મનને પણ છે; પણ જેમ શરીર બધો સમય ઉપયોગી શ્રમ કરી શકતું નથી, તેમ મન પણ કરી શકતું નથી, એટલે મન તન બેને વિશ્રાન્તિની આવશ્યકતા છે. તે વિશ્રામનો સમય કોઇ આનંદકારક મોજ મઝામાં, કે તેવીજ રમત ગમતમાં કાઢવાથી વિશ્રામ સારી રીતે ભોગવાઇ પ્રસન્નતા વધે છે, એટલુંજ નહિ પણ બે જણ ભેગાં મળવાથી સારા વિચારનો અદલો બદલો થઇ અનેક લાભ પેદા થાય છે. પણ તે બધામાં જેમ બને તેમ કોઇની પ્રસન્નતામાં વિક્ષેપ ન થાય તેમ વર્તવામાં બહુ યોગ્યતા છે. જે ઉદ્યોગી અને સુનીતિવાળાં માણસ છે તે પોતાની રમત ગંમતોમાંથી પણ કાંઇ ઉપયોગી સાર સિદ્ધ કરે છે, પોતે પ્રસન્ન રહી સર્વને પ્રસન્ન કરે છે. ખરી પ્રસન્નતા અંતર્માંથીજ થાય છે, ગમે તેવી ગંમતથી, ગમે તેવી રમતથી, ગમે તેવી મોજમઝાથી તે પેદા કરી શકાતી નથી. માટે સર્વદા પોતાના મનથીજ પ્રસન્ન રહેવાનું સાધન ખોળવું.

અનેક વિદ્યા ભણવી, અનેક અધિકાર પ્રાપ્ત કરવા, એ બધાનું ફલ માત્ર એટલુંજ છે કે ચારે પાસા સમાધાની રહે. ઘરમાં સર્વને આપણાથી શાતા વળે; કોઇ આપણી અમર્યાદ કરે નહિ, પણ કોઇ આપણાથી વિના કારણ બીહે પણ નહિ. બહાર પણ સર્વે આપણને ચહાય. એનુંજ નામ પ્રસન્નતા; અને પ્રસન્નતા વાળું માણસ, બીજાં આપણને ચહાય, અથવા ઘરનાં આપણા ઉપર પ્રસન્ન રહે, માટે તેમના દોષ ઉપર આંખ આડા કરવા, અથવા તેમને અઘટિત હોય એવી વર્તણુંક પણ કરવા દેવી, એટલે કે જેને લાડ અથવા નરમાશ કહેવાય છે, તે રીતિ કેવલ તજવા યોગ્ય છે. સર્વે આપણને ચહાય એમ કરવું, પણ સર્વને એવો નિશ્ચય રહે એમ પણ કરવું કે કાંઇ પણ અયોગ્ય વાત એ ઠપકો દીધા વિના જવા દેશે નહિ, તો થવા તો દેજ કયાંથી? બાલકો રમે ભમે કે કૂદે

નાચે તેમાં તેમની માતા કે તેમનો પિતા તેમને મારનાર નથી એમ તેમને લાગવું જોઇએ, પણ તે એકલાં હોય ત્યારે પણ તેમને એમ રહેવું જોઇએ કે અમુક વાત મારાં મા અથવા મારા પિતા સારી ગણુશે નહિ, અને તે હું કરીશ તો મને તે પોતાનું પ્રિય ગણુશે નહિ. એમ સર્વત્ર. આમ એક પાસા ખુશામદ કે ખોટાં લાડમાં ન પડી જતાં, તેમ બીજી પાસા અતિશય કઠિન કે કરડાં ન થતાં, યોગ્ય નરમાશથી સર્વ પ્રસન્ન રહે તેમ વર્તવું; અને તેવા વર્તનમાં પણ મુખ્ય કારણ એજ જાણવું કે આપણા પોતાના અંતઃકરણમાં પ્રસન્નતા સંઘરવી.

---

## સ્વાશ્રય.

### ૫.

તમે લાવરી અને તેનાં બચ્ચાંની વાત તો જાણતાંજ હશો. એક ખેતરમાં લાવરીએ માળો કરી પોતાનાં બચ્ચાં ઉછેર્યાં હતાં. તે ખેતર કાપવાનો સમય થયો ત્યારે ખેડુતે વિચાર કર્યો કે આપણા ભાઇબંધ સ્નેહીને બોલાવી કાલે કાપણી કરીશું. આવું સાંભળ્યું તો પણ લાવરી બચ્ચાંને લેઇ ઉડી ગઇ નહિ. બીજે દિવસે ખેડુતને સહાય થવા કોઇ આવ્યું નહિ, ત્યારે તેણે વિચાર કર્યો કે કાલે તો અવશ્ય કાપણી કરવી, ને તે માટે ફલાણા કાકા, ફલાણાભાઇ, આદિ ને બોલાવી લાવવા. આ સાંભળીને પણ લાવરી ખશી નહિ. બીજીવાર પણ ખેડુત નિરાશ થયો. છેવટ તેણે પોતાના છોકરાને કહ્યું કે હવે તો કાલે વહેલા ઉઠીને આપણે બે જણુજ મંડીશું કે બેએક દિવસમાં પાર આવે. આવું સાંભળતાંજ લાવરી બચ્ચાંને લેઇને નાશી ગઇ કેમકે તેને નિશ્ચય થયો કે ખેડુતે પોતેજ પોતાનું કરવું ધાર્યું છે તો તે થશે. આ વાતનો સાર એટલોજ છે કે પોતા વિના બીજાની આશા રાખી કોઇ પણ કામ પાર પાડવાનું ધારવું એ કેવલ નિરાશ થવાની વાત છે. એજ અર્થથી કહેવામાં આવ્યું છે કે "પારકી આશ, સદા નિરાશ;" "આપ સમાન બલ નહિ, મેઘ સમાન જલ નહિ." આપણે જે કામ સાધવું હોય તેનું યોગ્ય જ્ઞાન અને તે પ્રમાણે કરવાની ચીવટ જેવી આપણને પોતાને હોય તેવી બીજા કોઇને હોઇ શકે નહિ; ને એટલા માટે તે કામ આપણાથી જેવું થાય તેવું બીજાથી થઇ શકે નહિ. કોઇ પણ કામ કરવામાં તે કામના રૂપનું અને તે કરવાનાં સાધનનું યોગ્ય જ્ઞાન હોવું જોઇએ એ પહેલી વાત છે. બીજી વાત એ છે કે તે જ્ઞાન પ્રમાણે પાર ઉતારવા જેટલો આગ્રહ અને ઉદ્યોગ પણ જોઇએ. જેનું જે કામ હોય તેને તે કામનું પૂરેપૂરૂં જ્ઞાન હોય છે, ને જેને તે કામનું ફલ

પામવાનું છે તેને તે ક્રમમાં મંડવાનો આગ્રહ અને ઉદ્યોગ હોય છે. એટલે કદાપિ બીજા પાસે કામ કરાવવું પડે તોપણ તેમાં આપણે પોતે ભાગ લઇએ તેના જેવું સારૂ તે કદાપિ થાય નહિ. બધું પોતાને હાથેજ કરવું એમ આ લખવાનું તાત્પર્ય નથી, પણ આપણે જે કરવું હોય, જે જોયતું હોય, તે બધા માટે પારકાનાજ ઉપર આધાર ન રહેવો જોઇએ, એટલું આ પ્રમાણે લખવાનું તાત્પર્ય છે.

પ્રવૃત્તિ વિષેના પાઠમાં કહ્યું છે તેમ પ્રવૃત્તિ ન હોય તો માણસનું જીવિત વિષમ થાય છે, તેનાં શરીર અને મન એ બગડે છે, ને નવરાં બેઠાં નખોદ વાળવાનું સુઝે છે. પણ એ વિના બીજું ન્યાયનું પણ કારણ છે, જે વિચારી આપણે સર્વદા પ્રવૃત્તિમાં રહેવું આવશ્યક છે. આપણે જેટલું ખાઇએ છીએ, ભોગવીએ છીએ, વાપરીએ છીએ, તેટલું કોઇ પણ પ્રકારના શ્રમ વિના પેદા થયું નથી, એ તો નિશ્ચય છે. તો એ શ્રમમાં આપણે કેટલો ભાગ લીધો છે? બીજી રીતે કહીએ તો આપણે આપણા ભોગવવામાં આવતી વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે કેટલું મૂલ્ય આપ્યું છે? બાપદાદા પાસેથી પ્રાપ્ત થયું હોય તેનેજ ભોગવ્યાં કરવામાં પણ આપણે અન્યાય કરીએ છીએ, કેમકે તેમને પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરતાં શ્રમ તો પડયોજ હશે. તો તેમાં આપણે કેટલો ભાગ આપીએ છીએ? આપણને જે પ્રકારનો ઉદ્યોગ કરતાં આવડતો હોય તે પ્રકારનો શ્રમ કરી આપણે આપણા ઉપભોગની વસ્તુઓનું મૂલ્ય વાળી આપવું જોઇએ. પારકા ઉદ્યોગની ફલ ભોગવવાની આશાથી તો પોતાને હાનિ થાય છે, એટલુંજ નહિ પણ પરિણામે આખા દેશને હાનિ થાય છે; કેમકે જે વસ્તુનો આપણે ભોગવીને નાશ કરીએ છીએ તેને સ્થાને બીજું કશું નવું પેદા કરતાં નથી. જો પ્રત્યેક મનુષ્ય પારકાનું પેદા કરેલું ભોગવવાનો નિશ્ચય કરીને બેસે તો આખા દેશમાં ખાવાનું કે પીવાનું કાંઇ રહે નહિ, પેદા થાય નહિ, ને સર્વે મરી જાય. આવું છે એટલે જે માણસ, કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કે શ્રમ કરી, પોતે જે ભોગવે છે તેનો બદલો પોતાનાં જાતિભાઇને આપતું નથી, તે આખા દેશને હાનિ કરે છે. પોતાની જાતને તેના આળસથી હાનિ છે એટલે તે આત્મદ્રોહી તો છેજ, પણ વળી તે દેશદ્રોહી પણ હવણાં બતાવ્યું તે રીતે થાય છે. આમ માણસોએ કોઇ દિવસ પરોપજીવી, એટલે પારકાને આધારે જીવનારાં થવું નહિ, કોઇ પણ પ્રકારનો ઉપયોગી શ્રમ કરવાનો સર્વદા પ્રયત્ન કરવો, અને તે શ્રમથી જે

ભોગવાય તેમાંજ સંતોષ અને સુખ માનવાં. વંશપરંપરાની આવેલી સમૃદ્ધિ ભોગવતાં પણ, તેનું મૂલ્ય, કોઇપણ પ્રકારનો ઉપયોગી શ્રમ કરીને વાળી આપવું. આવું છે માટેજ સર્વદા ભીખને નિંદી છે; તેનાથી પોતાને તેમ આખા દેશને હાનિ છે; જેટલાં ભીખારી વધે તેટલુંજ આખા દેશને દુઃખ છે. એથી આગળ વિચારીએ તો માણસોને ખરીદ કરી ગુલામગીરીમાં રાખવાનો જે ચાલ કેટલાક દેશોમાં હતો તેમાં જે અગણિત હાનિઓ સમાયલી છે તેમાંની મુખ્ય એ હતી કે તેવા ગુલામોને લીધે તેટલા શેઠ નવરા બેસી રહેતા ને દેશને હાનિ કરતાઃ અને ગુલામો પાસે પોતાનાં કામ કરાવતા, તે પોતે કરે તેવાં, કે ગુલામો પોતે સ્વતંત્ર હોય ને કરે તેમ ન થવાથી તેમાં પણ દેશને હાનિ થતી. પોતે પોતાને માટે કોઈ પણ પ્રકારનો શ્રમ કરવો, ને પારકા ઉપર આધાર ન રાખવો, એનું નામ સ્વાશ્રય. જે ખરાં સ્વાશ્રયી મનુષ્ય છે તે તો પોતાને યોગ્ય ન હોય, એટલે પોતે જેનો બદલો કોઇપણ પ્રકારના ઉપયોગી શ્રમથી વાળ્યો ન હોય, તેવાં ફલને કદાપિ સ્વીકારતાં નથી. તેમને પોતાનાં બલ અને પરાક્રમ ઉપરજ વિશ્વાસ હોય છે, ને તેનાથી જે પ્રાપ્ત થાય તેને મ્હોટી સમૃદ્ધિ માને છે. તેમને ધનવાન્ થવાની, અધિકાર ભોગવવાની, કીર્તિ મેળવવાની, ઇચ્છા નથી હોતી એમ નથી, પણ તે બધું પોતાના બાહુબલથીજ મળે તો ભોગવે છે, નહિ તો પારકી ખુશામદથી તે લેવાને કદી ઇચ્છતાં નથી, ને ન મળે તેથી શોક પામતાં નથી.

## સ્વાશ્રય-ભાગ ૨.

૬.

જગન્નાથ પંડિતને પોતાના પરાક્રમનું એવું અભિમાન હતું કે તેણે પોતાના પ્રસિદ્ધ રસગંગાધર નામના ગ્રંથમાં દૃષ્ટાન્તો આપવા માટે પણ પારકાં કાવ્ય લેવાં ઠીક ધાર્યાં નથી, ને તેણે લખ્યું છે કે "કસ્તૂરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ શું પુષ્પના ગંધને સેવશે ?" પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરુષાર્થ સમજી, રાજમુકુટ તજી ખાખમાં રમતા શ્રી ભર્તૃહરિએ કહ્યું છે કે "ગંગાના તરંગની ઝીણથી શીતલ થયેલાં, અને વિદ્યાધરાદિ દેવથી રમણીય થયેલાં, એવાં હિમાલયનાં સ્થાન શું લય પામી ગયાં છે ! કે મનુષ્યો અપમાનયુક્ત પરપિંડ ઉપર આસક્તિ ધરી રહ્યાં છે!" સંસારમાં વસવું તો પોતાનાજ બાહુબલે પ્રાપ્ત કરેલા ઉપર સંતોષ રાખવો, ને તેમ ન થઇ શકે તો પારકાના ઉપર આશા રાખી પડ્યાં

રહેવા કરતાં સંસારમાંથી જતા રહેવું, ને ફલ ફુલ ઉપર નિર્વાહ કરવો તે સારો, એમ એ કવિના લખવાનો હેતુ છે. આવી વૃત્તિનાં માણસોએજ જગત્ને ઘણુંમાં ઘણો ઉપકાર કર્યો છે, તેમ પોતાનાં નામ અમર કર્યાં છે. નાનપણમાંથીજ છોકરાંની ટોળીમાં રમવાના સમયથી પણ પોતે બધાંનાં નાયક થવાની ઇચ્છા રાખનારાં, કે નીશાળમાંના પાઠ કરવામાં "પરીક્ષામાં કોઇનામાંથી જોઇ લેવાશે" એવી આશા રાખવામાંજ પાપ ગણનારાં મહોટપણે અતિ પરાક્રમી અને ઉપયોગી થઇ પડયાં છે. કોણ એ માને કે પહાડ પર્વતની બખોલોમાં ઉછરેલો એક હવાલદારનો છોકરો ચક્રવર્તી રાજા થશે? પણ તેજ શિવાજી. કોણ એમ ધારે કે તુલોનના એક ખારવાનો ગરીબ છોકરો આખા યુરોપને ધ્રુજાવશે? પણ તેજ નેપોલીઅન. એક સુતારનો છોકરો એક દિવસ કોઇ ન્યાયસભામાં એક સિંહાસનને રંદો મારતો હતો, ત્યારે તેની કોઇએ મસ્કરી કરી કે એને આટલું ઘસી ઘસીને કેમ સાફ કરે છે? પેલે છોકરે કહ્યું કે "એક દિવસ મારે એના ઉપર બેસવાની ઇચ્છા છે," તો તે સાંભળીને સર્વને હસવું આવ્યું, પણ ખરેખર તે છોકરો છેવટ તે સિંહાસન ઉપર બેઠો, ને કોર્ટનો જડજ થયો! જેણે વરાળ યંત્રનો ઉપયોગ બનાવ્યો છે તે કોણ હતો? ઇંજનમાં વરાળને જવા આવવાના માર્ગમાં હાલ જે કળ રખાય છે, તે ઠેકાણે એક ઢાંકણું રખાતું તેને ઉઘાડ અટકાવ કરનાર મજુર હતો! પણ તેણેજ હાલની જે કળ તે ઠેકાણે મૂકાય છે તે શોધી કહાડી છે! વિદ્વાનો પંડિતો, આચાર્યો એજ પ્રમાણે ઘણા અપ્રસિદ્ધ સ્થાનથી અકાલે પણ સૂર્યના જેવા પ્રકાશી નીકળ્યા છે. પણ તે સર્વેના પરાક્રમની કૂચી માત્ર એકજ હતી, સ્વાશ્રય. નાનામાં નાની વાતથી તે મહોટામાં મહોટી સુધીનાં તે બધા લોક સ્વાશ્રય વિના બીજાનો આધારજ રાખતા નહિ.

સ્વાશ્રયમાંજ ઘણાક ઉત્તમ ગુણો ખીલી નીકળે છે; ને તે ગુણોથીજ માણસ સુખી થાય છે, અને પૂજ્ય ગણાય છે. જે મહાન્ ગુણ સ્વાશ્રયથી ઉત્પન્ન થાય છે તે સંતોષ છે, અને તેનીજ જોડે ધૈર્ય પણ ચાલ્યું આવે છે. સંતોષી અને ધૈર્યવાન્ સ્વાશ્રયી મનુષ્ય પ્રામાણિક અને ન્યયી થાય છે. સ્વાશ્રય, સંતોષ, ધૈર્ય, અને ન્યાય, તથા પ્રામાણિકતા, એટલા ગુણોનું નામજ સ્વતંત્રતા કહેવાય છે. જેની તેની વાતની નાજ પાડયાં કરવી, કે જેમાં તેમાં દોષ કાઢવા, કે સર્વનું અપમાન થાય તેવી ઉદ્ધતાઇ રાખવી, એનું નામ સ્વતંત્રતા નથી. સ્વતંત્રતા છે તે અટલ સ્વાશ્રયી છે. તે ઉદ્યોગી હોય, દયાલુ

અને શુદ્ધ હોય, એમાં તો કહેવુંજ શું ? ટુંકામાં સ્વાશ્રયથી સદ્વૃત્તિનો ખરો ઉદય થાય છે, ને સર્વદા કલ્યાણ પેદા થાય છે. સ્વાશ્રય વિના કોઇ સુખી કે મ્હોટું થઇ શકયું નથી. વગવશીલાથી કે ખુશામદ ગુલામગીરીથી કદાપિ કોઇને અધિકાર કે દ્રવ્ય પ્રાપ્ત થાય, પણ તે યોગ્ય રીતે દીપે કે ભોગવાય તે માટે તો સ્વાશ્રયનીજ અપેક્ષા છે, એટલે જો સ્વાશ્રય ન હોય તો તેવું જે મળ્યું હોય તે પણ લાંબુ ટકતું નથી માટે સર્વત્ર સ્વાશ્રયજ વિજયી છે, સ્વાશ્રયજ પૂજ્ય છે, એમ યથાર્થ સમજી નિરંતર આપણા પોતાના ઉપર આધાર રાખવો. જે આપણાથી થઇ શકે તેની પારકા ઉપર આશા ન રાખવી, જે આજ થાય તેને કાલ ઉપર ન રાખવું, જે સવારે થાય તેને સાંજ ઉપર ન ધકેલવું, ને ક્ષણ પણ ઉદ્યોગથી વિરામ ન પામવો. ભણવામાં, રમવામાં, ખાવામાં, વ્યવહારમાં, ધર્મમાં, સર્વત્ર સ્વાશ્રયનોજ વિજય છે, માટે તેવી ટેવ બાલકપણાથીજ પાડવી.

## સંસ્કાર—ભા.—૩.

### ૭.

તન મન અને આત્માને ઉન્નતિએ પહોચાડવાના છ.સંસ્કારનું વર્ણન સંસ્કાર વિષેના પહેલા પાઠમાં કર્યું છે. જ્યારે મનુષ્ય શરીરને દૃઢ કરી, મનને ઉત્તમ વિદ્યાથી શુદ્ધ કરી, અને આત્માને ધર્મના અભ્યાસથી ઓળખી, સર્વ પ્રકારે યોગ્ય થાય છે, ત્યારે તેને આ સંસારનાં કર્મમાં પ્રવેશ કરવા માટે વિવાહ કરવાનો આવે છે. પુરુષોનો ધર્મ ઉત્પન્ન કરવાનો છે, સ્ત્રીઓનો પોષણ કરવાનો છે; પુરુષ જે ઉપાર્જન કરી લાવે તેને સારી રીતે ફેળવી સાચવીને ઉત્તમ રીતે ભોગવવું ભોગવાવવું એ સ્ત્રીનું કામ છે. પુરુષો બલ પરાક્રમ ઇત્યાદિ ઉગ્રભાવની પ્રધાનતાવાળા છે, સ્ત્રીઓ કોમલતા, પ્રેમ, ઇત્યાદિ મૃદુભાવની પ્રધાનતાવાળી છે. સર્વ રીતે જોતાં સ્ત્રી વિના પુરુષનું જીવત અપૂર્ણ છે, પુરુષ વિના સ્ત્રીનું અપૂર્ણ છે. પુરુષ જ્યારે સ્ત્રીયુક્ત થાય ત્યારેજ તે સંપૂર્ણ થાય છે, તે માટેજ સ્ત્રીને તેની અર્ધાંગના કહે છે. સ્ત્રી તેના ઘરનો સાર છે, માટેજ તેનેજ ગૃહિણી કહે છે. સ્ત્રીએ પતિને દેવતા માનવો એમ છે ખરૂં, પણ તેથી પતિની તે ગુલામ છે એમ અર્થ નથી, પણ નિરંતર તેના મિત્ર જેવી છે, અને તેની અનુકૂલતા પ્રમાણે વર્તનારી છે. જે ધર્મકૃત્ય કરવાનાં છે તે પુરુષ કરે છે, ને તેમાંથી સ્ત્રીને પણ ફલ મળે છે, પણ પુરુષ પોતે સ્ત્રી વિના ધર્મકૃત્ય કરી શકતો નથી. આટલા માટે સ્ત્રી

પુરૂષ ઉભયને વિવાહની જરૂર છે. અન્યોન્યના પ્રેમથી કરીને, માણસનો, પોતાના એકલા ઉપરજ વળગી રહેવાનો સ્વાર્થવાળો સ્વભાવ ઘસાઇ જવા મંડે છે, ને એમ છેવટ જે સર્વત્ર એકસરખો પ્રેમભાવ થવાનો હેતુ છે, તેનો માર્ગ રચાય છે. અહીંથીજ ગૃહસ્થાશ્રમનો આરંભ થાય છે. વાગ્દાનથી પરણવા નક્કી કરેલી કન્યા, સમાવર્તન કરીને આવેલા, જેને સ્નાતક પણ કહે છે, તેવા વરને આપવામાં આવે છે. વિવાહનો વિધિ અને અર્થ સમજાવતા પહેલાં વિવાહ કેટલા પ્રકારના છે તે જાણવા જેવું છે. વિવાહ આઠ પ્રકારના છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાન્ધર્વ, રાક્ષસ, પૈશાચ; વિદ્યાશીલ સંપન્ન સ્નાતકને બોલાવી યથાશક્તિ અલંકાર ઇત્યાદિના દાન સહિત કન્યાદાન કરવું તે બ્રાહ્મવિવાહ. યજ્ઞ કર્મમાં જે ઋત્વિજ હોય તેને યથાશક્તિ દક્ષિણા પૂર્વક કન્યાદાન તે દૈવવિવાહ. કન્યાને પાછી આપવા સારૂ, અને યજ્ઞ કર્મમાં વાપરવા માટે, એકાદ બે ગાયો લઇને કન્યાદાન કરવું તે આર્ષ એટલે ઋષિઓનો વિવાહ. સાથે રહી ધર્માચરણ કરો એવા વચનપૂર્વક યથાશક્તિ વસ્ત્રાલંકાર સહિત કન્યાદાન તે પ્રાજાપત્ય વિવાહ. ધન લઇને કન્યા આપવી તે આસુર વિવાહ. પરસ્પર પ્રેમ થવાથી સ્ત્રી પુરૂષ પોતાની મેળેજ પરણે તે ગાન્ધર્વ વિવાહ. મારામારી કરી હરણ કરે તે રાક્ષસ વિવાહ. કેફી પદાર્થ આદિથી કે ઊંઘથી ભાન રહિત થયેલી કન્યાને ઉપાડી જવી તે પૈશાચ વિવાહ. આ બધામાંથી જુદા જુદા વર્ણ પ્રમાણે જુદા જુદા પ્રકારના વિવાહ છે. પણ આસુર અને પૈશાચ તો બહુજ કનિષ્ઠ છે, ને શાસ્ત્રે પણ ધિક્કારેલા છે. કન્યા આપવી એ એક દાન છે, એમાં બીજો કશો વિચાર કરવાનો નથી, કાંઇ લેવાનું નથી, માત્ર દાન લેનારની યોગ્યતા જોવાની છે. વિદ્યાસંપન્ન, સ્નાતક, તથા કુલશીલ વાળો, આરોગ્ય અને નિર્વાહયોગ્ય, અને એકજ ગોત્ર કે કુલનો ન હોય, તેવા સમૃદ્ધિવાળાને કન્યાનું દાન કરવું. વિવાહમાં સંકલ્પજ એ પ્રમાણે થાય છે, તો હજુ નીશાળે ભણતા અયોગ્ય વયના બાલકને તેવીજ કન્યા વળગાડવી એ ખોટું છે.

હવે કન્યાદાનના વિધિનો થોડોક વિચાર કરીએ. વિવાહ વિધિના ઘણું કરીને ૭ મુખ્ય ભાગ થાય છે. મધુપર્ક, કન્યાદાન, કાતુકાચાર, હોમ, અશ્મારોહણ, સપ્તપદી. કન્યાનું દાન આપવા બોલાવેલા વરને કન્યાનો પિતા મધ દહીં અને ઘીનો મધુપર્ક આપી પૂજા કરે છે, એ તેનો અતિથિ રૂપે આદર કર્યાનું લક્ષણ છે, પછી કન્યાના પિતાએ વર અને કન્યાની પુજા કરી, તેમને આશિર્વાદ આપી, સંકલ્પ કરવો, અને કન્યાનો હાથ વરના હાથમાં આપી કહેવું કે "પ્રજાપત્યાદિ દેવ પ્રસન્ન થાઓ. સર્વ દેવમય આ પુરૂષને હું મારી

કન્યાનું દાન ધર્માચરણ માટે કરૂં છું. હવેથી એ કન્યા મારી નથી," આનું નામ કન્યાદાન. કન્યાની માતા પણ તેજ પ્રમાણે એ દાનનું અનુમોદન કરે છે. પછી જે વિધિ થાય છે તે વરકન્યા જાતેજ કરે છે, ને મંત્ર આદિ બોલવાના હોય તે સ્નાતક વર પોતેજ બોલે છે. આ વાત પણ જણાવે છે કે લગ્ન કેટલી વિદ્યા ભણ્યા પછી, ને કેટલી મ્હોટી વયે થતાં હશે. પાણિગ્રહણ થયા પછી વર પૂછે છે " કન્યા કોણ આપે છે ? કોને આપે છે?" ને ઉત્તર કહે છે કે " કામ આપે છે, કામને આપે છે." એમ ઉભયે તે સંબંધને કેવલ પ્રેમરૂપી કામથી થયેલો અને પરસ્પરને અતિશય આનંદ કરવા વાળો સમજી સ્વીકારે છે. પછી કન્યાનો પિતા વરને દાન દક્ષિણાદિ આપે છે, તેમ બ્રાહ્મણોને પણ સંતોષે છે. એ પછી વરકન્યા માહરામાં બેસે છે, ને ત્યાં નાતનાતના રીવાજ પ્રમાણે ગમે તેવી નિર્દોષ પણ પ્રેમોદ્દીપક રમતો થાય છે: તથા મદનફલ ( મીંઢળ ) નું બંધન થાય છે; અને એમ વરકન્યા એક એકને નિરંતરને માટે પ્રેમથી બંધાયાનું ચિન્હ કરી બતાવે છે. એ કૌતુકાચાર. પછી વરકન્યા અગ્નિને સાક્ષી રાખી, તેમાં હોમ કરે છે, અને અન્યોન્ય પ્રતિજ્ઞાઓ કરી બંધાય છે. વર કહે છે કે હું તને સૌભાગ્ય માટે ગૃહરક્ષા માટે, પ્રજા માટે, ધર્માચાર માટે, નિત્ય સંબંધથી ગ્રહણ કરૂં છું. કન્યા તે વાત સ્વીકારે છે, ને બ્રાહ્મણો તે જોડાને આશિર્વાદ આપે છે. એ હોમ કર્મ થયા પછી પથ્થર ઉપર કન્યાનો પગ વર મૂકાવે છે અને કહેછે કે આ પથ્થર જેવી પતિવ્રતમાં દૃઢ થજે, અને અસદાચરણને પથ્થરની પેઠે સામી થઇ દૂર રાખજે. એમ કહ્યા પછી કન્યા લાજાહોમ કરે છે, ને તેનો હેતુ તેનો વર જણાવે છે કે " આ સ્ત્રી લાજાહોમ કરે છે. ને મારો વર ઘણું જીવો, તથા તેનાં અને મારાં સંબધી મારા વડે સુખી થાઓ એમ ઇચ્છે છે." એ પ્રમાણે હોમ કરે છે ને મંગલ ફેરા ફરે છે. પછી સપ્તપદીની છેવટ ક્રિયા થાય છે ને લગ્નની પવિત્ર ગાંઠ દૃઢ બંધાય છે. "સત્પુરૂષો સાતડગલાં સાથે ચાલે કે મિત્ર થાય છે," તેમ વરકન્યા સાત પગલાં સાથે ચાલે છે, ને પગલે પગલે વર, કન્યાને, એક એક અધિકાર આપતો ચાલેછે પોતાનાં પાન, અન્ન, ધન, આરોગ્ય, સર્વમાં તેને સરખો ભાગ લેનારી ઠરાવી, તેને છેવટ પોતાની ઇષ્ટમિત્ર કહી પ્રતિજ્ઞા પૂરી કરે છે. વરકન્યા એક એકને ચરૂભક્ષણ કરાવી પ્રેમમહિમાએ પ્રેરેલા સંબંધની પ્રત્યક્ષપ્રતીતિ કરાવે છે તેમને ધ્રુવાદિ દર્શન કરાવવામાં આવે છે, તેમાં પણ અશ્મારોહણ જેવોજ હેતુ છે. કે ધ્રુવ જેમ નિશ્ચલછે તેમ પરસ્પરના પ્રેમમાં નિશ્ચલ રહેજો. આ વિવાહવિધિનું રૂપ છે, ને તે કર્મ કોઇ શુભ દિવસે શુભ યોગ હોય

ત્યારે થાય છે; એવા પ્રસંગને જ્યોતિષમાં લગ્ન કહે છે, માટે આખા વિધિને પણ લગ્ન કહેવામાં આવે છે; તથા "સમે વરતે" માટે હસ્ત મેળવવા "સાવધાન" રહો એમ કહેવાનો હેતુપણ તેજ છે. આ પ્રમાણે જે સંબંધથી સ્ત્રી પુરૂષ બંધાય છે તે ઘણો પવિત્ર છે, અને કોઇ દિવસ પણ છૂટી શકતો નથી. દેવ બ્રાહ્મણાદિના સમક્ષ વર અને કન્યા જે જે પ્રતિજ્ઞાઓ કરે છે તે તેમનાથી કદાપિ છૂટાતી નથી માટેજ લગ્નનું કામ પુરી સમજ વિના કરવાનું નથી, અને હાલના સમયમાં જે રીતિ ચાલે છે તે યોગ્ય નથી. બીજા દેશમાં લગ્ન જેમ એક સાધારણ કરાર છે, ને વરકન્યાની ઇચ્છા થાય ત્યારે તૂટી શકે છે, તેમ આપણા દેશમાં નથી. આટલી બધી શ્રદ્ધાથી અને દેવાદિની સાક્ષીથી કરેલો સંબંધ એટલો પવિત્ર ગણાય છે કે તે તૂટી શકતો નથી, ને તૂટી શકે તો પાપ પેદા કરે છે.

---

## સંસ્કાર-ભાગ-૪.

### ૮.

લગ્ન થયા પછી સ્ત્રીપુરૂષ ગૃહસ્થાશ્રમમાં સાથે રહે છે. સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થાય તે પછી તેના પતિનો સંબંધ થઇ શકે. તેમાં પણ શાસ્ત્રે અમુક દિવસો નિષિદ્ધ ગણ્યા છે તે વિના શુભ દિવસે જે યોગ થાય તેમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે, ને બે જણાંના પ્રેમ જેમાં ભેગા થઇ એકત્ર થયો હોય એવું મનુષ્ય ઉભયને આનંદ આપે છે. આ સંસ્કારને ગર્ભાધાન કહે છે. એના ઉપર આપણા લોક સંપૂર્ણ લક્ષ આપતા નથી. તેથી અયોગ્ય ભોગમાં પડી શરીર અને મન વણસાડે છે એટલુંજ નહિ, પણ નિર્બલ અને નિસ્તેજ, તથા અલ્પ આયુષવાળી પ્રજા પેદા કરે છે. એ પછી પુંસવન સંસ્કાર કરાય છે, એટલે કે જે ગર્ભ રહેલો છે, તેનું રક્ષણ થાય તથા તેમાં વીર્ય પરાક્રમ ઇત્યાદિ આવે એવો સંસ્કાર કરવામાં આવે છે; આ સંસ્કાર પણ હાલમાં યથાર્થ થતો નથી, માત્ર એને બદલે કાંઇ પણ સમજ્યા વિના રાખડી બાંધવાનો રીવાજ ચાલે છે. તે પછી ચોથે, છઠ્ઠે કે આઠમે મહીને ગર્ભિણીને સીમન્તોન્નયનનો સંસ્કાર કરાય છે. સીમંત એટલે ચોટલાનો સેંથો, તેને તેનો પતિ અમુક પ્રકારે હોળે છે, ને બ્રાહ્મણો સીમંતિનીના તથા તેના ગર્ભના રક્ષણ માટે સ્તુતિ કરે છે, તથા આશિર્વાદ આપે છે. પછી જેનાં બાલક જીવતાં હોય એવી સૌભાગ્યવતી સ્ત્રીઓ ગર્ભિણીને મંગલાચાર, આશિર્વાદ, ઇત્યાદિ કરે છે. એમાંથીજ રીસાઇ જવાનો, મા·

મેશનો, ઇત્યાદિ ચાલ ઉભા થયા છે. શાસ્ત્રમાં જે હોય છે તે ઉપરાંત લોકાચારથી ઘણીક વાતો સંસ્કારોમાં ભળી જાય છે, પણ બધા ચાલનું મૂલ સંસ્કારમાંથી મળી શકે છે. કેટલેક ઠેકાણે આ સંસ્કારની જોડે બલિ એટલે એક હોમ પણ કરવાનો શાસ્ત્રસંપ્રદાય છે; એનેજ આધારે લોકો નારાયણબલિ આદિ કરે છે, પણ તે વાસ્તવિક રીતે સીમન્તની સાથે કરવાની આજ્ઞા છે. સંસ્કાર માત્ર સાથે બ્રાહ્મણ ભોજન તો હોયજ છે.

ગર્ભિણીને પ્રસવ થાય તે પછી પાછા ચાર સંસ્કાર, પેદા થયેલા બાલકને કરવાના છે. જન્મતાની સાથે, બાલકનો પિતા, નાળ વધેરતા પૂર્વેજ સુવર્ણની સળીથી પથ્થર ઉપર ઘી તથા મધ ઘશી, તેજ સળીથી બાલકના મોંમાં જરાક મૂકે છે એનું નામ જાતકર્મ, જે આજે પણ ગળથૂથી રૂપે ચાલે છે. જન્મ્યાને તેમ મુવાને લીધે અશૌચ એટલે તન અને મનનું મલિનપણું પેદા થાય છે, જેના અનેક અનેક વિચાર શાસ્ત્રોમાં છે; પણ સૂતક એવું જે નામ છે તે તો ખરી રીતે જોતાં જન્મ્યાથી થતા અશૌચનુંજ નામ છે, ને મુવાથી થતા અશૌચને તો શાવાશૌચ કહે છે. પછી બાલકનું નામ પાડવાનો પ્રસંગ આવે છે અગીઆરમે બારમે, કે તે પહેલાં સારે દિવસે નામ પાડવું. તેમાં પણ કેઇ વર્ણનું કેવું પાડવું, ને સ્ત્રી પુરૂષનું કેવું પાડવું, એનો બહુ વિવેક છે. આનું નામ નામકરણસંસ્કાર, જે આજે પણ છઠ્ઠીને નામે ચાલે છે, ચોથે મહીને બાલકને ઘર બહાર ફરવા કાઢવાનો સંસ્કાર થાય છે, તેને નિષ્ક્રમણ કહે છે: ને છઠ્ઠે મહીને અન્ન ખવરાવવા માંડવાનો અન્નપ્રાશન સંસ્કાર જેને બોટણ કહે છે તે કરાય છે. પછી બીજે ત્રીજે કે પાંચમે વર્ષે ચૌલસંસ્કાર થાય છે. પણ તે પુત્ર હોય તો તેનેજ થાય. ચૂડા એવું શિખાનું નામ છે, તે ઉપરથી માથું મુંડાવાનો જે રીવાજ આજે પણ કોઇ તીર્થમાં જઇ બાધાને નામે લોક કરે છે, તેને ચૌલ કહેછે. એના પછી ઉપનયન આવે છે આપણે પહેલા ભાગમાં કહી ગયા છીએ. કેટલાક લોક ઉપનયનની સાથેજ ચૌલ કરાવે છે. આ પ્રમાણે જુદા જુદા સંસ્કારનું રૂપ છે, ને એમાંથી આપણાં રીત રીવાજ સમજવાં સહેલાં પડે તેમ છે. દેશ કાલને અનુસરતાં જે જે વાત યોગ્ય અને સારી લાગે તે કરવી એમાં લાભ છે.

---

## સ્ત્રીત્વ. ભા.-૨.

### ૯.

જગતમાં જેટલા પ્રકારની કોમલતા, જેટલા જેટલા પ્રકારની દયા, અને

જેટલા જેટલા પ્રકારની પ્રીતિ થઇ શકે છે, તે બધાનો સાર કાઢીને સ્ત્રીનું નિર્માણ કરેલું છે. તેનું શરીર ગમે તેવું હોય પણ તેનાં મન અને હૃદય અત્યંત કોમલ અને તેથી સર્વને પલાળવાને સમર્થ કરેલાં છે. આપણે જ્યાં જોઇશું ત્યાં સ્ત્રીઓની આવી શક્તિનાં આપણને પ્રમાણ મળશે. જો કે સ્ત્રીઓને નામે કીર્તિસ્તંભ રચાયા નથી, કે તેમનાં નામ જગતમાં બહુ પ્રસિદ્ધિ પામ્યાં નથી, તો પણ જેટલાં પ્રસિદ્ધ નામ છે, જેને જેને માટે કીર્તિસ્તંભ ઉભા થયેલા છે, તે બધા પુરુષોનું પરાક્રમ, પોતાનાં બલ, અને બુદ્ધિ કરતાં પોતાને રક્ષણ કરનાર કોઇક સ્ત્રીના પ્રેમમાંથીજ ઉત્પન્ન થયેલાં છે, એમ તેમનો ઇતિહાસ જોતાં સિદ્ધ થાય છે. કોઇ અતિ પ્રેમાલ માતાના પ્રેમથી, તો કોઇ અતિ રસમય પત્નીના યોગથી, એમ કોઇને કોઇ પ્રકારે સ્ત્રીથીજ સર્વે વીર્યવાન્ નીવડયા છે. સ્ત્રીઓ આ જગતની પ્રવૃત્તિનું અતિ ગૂઢ તેમ અતિ અગત્યનું કારણ છે. આવી જે મહાશક્તિ સ્ત્રીઓમાં છે તેનું ખરૂં કારણ તેમના પ્રેમબલ વિના બીજું કાંઈ નથી. પ્રેમ અને તેને અંગે જે કોમલતાની અપેક્ષા છે તેજ સ્ત્રીઓના બલનું બંધારણ છે. સર્વે પ્રકારની ઝીણી એટલે મર્મને લાગે તેવી લાગણીઓ, વૃત્તિઓ, એ સર્વે, સ્ત્રીઓનામાંજ હોય છે, ને તે પણ તેમના અતિ પ્રેમયુક્ત સ્વભાવનુંજ પરિણામ છે. એથીજ કરીને સ્ત્રીઓ ગમે તેવી અભણ હોય તોપણ, કોઈ વાતનો મર્મ જલદીથી પકડી લે છે; તો જે ભણીગણીને વિવેકી થઇ હોય તેની મર્મ સમજવાની શક્તિ અને પ્રેમ પ્રસારવાની સ્વાભાવિક વૃત્તિમાં કહેવુંજ શું ?

ઘરમાંજ સ્ત્રીઓનું રાજ્ય છે, માટેજ તેમને ગૃહિણી એટલે કોઇપણ ઘર બંધાયું તેની મુખ્ય સાચવનારી કહી છે. સ્ત્રીપુરુષના યોગથી જે ઘર બંધાય છે તેનું રક્ષણ કરવાનું કામ સ્ત્રીનુંજ છે. પુરુષ જે જે પેદા કરી લાવે તેને યથાર્થ રીતે કેળવવું, તે યથાર્થ રીતે સર્વને ભોગવાવવું, અને પુરૂષને સંસારનાં વિકટ ત્રાસવાળાં કર્મોથી નીરાંતે વિસામો લેવાનું અતિ આનંદમય સ્થાન પોતાના ઘરને બનાવવું, એ સ્ત્રીનું કામ છે. એ કામ અતિ વિશાલ અને ગાઢ પ્રેમવૃત્તિ વિના કદી થઇ શકતું નથી. સર્વને સુખી કરવા માટેજ જેનું જીવન છે, જેની પાસેથીજ સર્વે પ્રેમરૂપ દેવી અમૃતની આશા રાખે છે, તેને કેટલી સહનશક્તિ, ને કેટલી ઉદારતા રાખવાની અપેક્ષા છે ! નકામાં નકામાં કજીયા કંકાસનાં કારણ તેના લક્ષમાં પણ આવતાં નથી, ને કોઇની ભુલ હોય તો તે પણ તુરત તે દરગુજર કરે છે.

પ્રેમનું એજ લક્ષણ છે કે એ રીતે સર્વને પોતાના હૃદયમાં રહેલા પ્રેમનું સુખ અનુભવાવવું. જે ઉત્તમ સ્ત્રીઓ ઉત્તમપણાના નમુના હોઇ સંસારમાં અનુકરણ કરવા યોગ્ય થઇ ગઇ છે, તે આવા પ્રેમવાળી હોવાથીજ થઇ ગઇ છે. એથી ઉલટું જે સ્ત્રી પોતાના ઘરની કશી વ્યવસ્થા રાખતી નથી, સહજ સહજમાં છોકરાંથી કંટાળે છે, પોતાનાં મ્હોટેરાંની વાત સહન કરી શકતી નથી, ને પતિ બળ્યો ઝળ્યો ઘરમાં આવે કે તેના આગળ રોતીને કકળતી એ બધી કથા કરવા તૈયારજ હોય છે, તે આ સંસારમાં જન્મ્યા છતાં ખરી અભાગણી છે, તે પોતાનું સ્વરૂપ વિસરી ગઇ છે, ને તેથી પોતને સર્વને દુઃખ રૂપ થઇ પડી છે. પોતાને દુઃખ હોય તે બીજાને ન કહેવું કે પતિને ન જણાવવું એમ નથી પણ જે ઉત્તમ પ્રેમવાળી સ્ત્રીઓ છે તેમણે તો તેમ પણ કરેલું છે, ને પોતે પોતાનું દુઃખ ગુપ્ત રીતે વેઠયાં કરી પોતાના પતિના અતિશ્રમયુક્ત જીવનમાં ઝેર રેડયું નથી. પ્રેમ શાનું નામ છે ? પ્રેમ એટલામાંજ રહેલો છે કે પારકાને અર્થેજ પોતે જીવવું, તો પ્રેમી સ્ત્રીને પોતાનાં કુટુંબી અને પોતાનો પતિ તેના કરતાં બીજા કોને પોતાનું જીવિત અર્પવાનું છે ? એમ ન સમજવું કે સ્ત્રીઓ આવું કરવામાં દુઃખ પામે છે: જે શુદ્ધ પ્રેમ સમજે છે તે સ્ત્રીઓ એમ વર્તવામાંજ આનંદ માને છે; તેમની રીતિ કૃતિ સર્વના સમજવામાં આવતાંજ સર્વે તેમને માન આપે છે, તેમને નમે છે, તેમને પુજે છે; તેમનાં સંબંધી તેમનો પતિ તે પણ તેમના ઉપર તેવોજ પ્રેમ રાખે છે. પ્રેમ પ્રેમને પેદા કરે છે.

જ્યારે સ્ત્રી પોતાનું ખરૂ બલ તજી, ખોટે માર્ગે બલવાન્ થવા ઇચ્છે છે ત્યારેજ કુટુંબક્લેષ જન્મ પામે છે. સ્ત્રીનું રૂપ પ્રેમમય છે, સ્ત્રીનું ચિત્ત પ્રેમમય છે, સ્ત્રી પોતેજ પ્રેમ છે. એ પ્રેમનાંજ હથીયારથી જ્યારે સ્ત્રી સામાને વશ કરવાનું મૂકી, પ્રેમથી ઉલટાં જે બલરૂપી હથીઆર તે વાપરવા જાય છે ત્યારેજ તે અનંત દુઃખમાં ફસાય છે. બીજી રીતે કહીએ તો સ્ત્રીઓ જ્યારે પોતાના ખાસ ગુણો તજી પુરૂષના ગુણો ગ્રહણ કરવા મંડે છે ત્યારેજ કુટુંબમાં ક્લેષ પેદા થાય છે. માટે નિરંતર પ્રેમભાવને કેળવવામાં અને પ્રેમભાવથીજ ઉન્નત થવામાં સ્ત્રીઓએ સર્વદા અભિમાન ધરવું કેમકે એમ કરવામાંજ તેમની સર્વ પ્રકારની સમૃદ્ધિ છે, તેમનું સર્વ જાતનું સુખ છે.

## પત્નીધર્મ ભાગ–૩.

### ૧૦

**શુશ્રૂષસ્વગુરૂન્કુરુપ્રિયસખીવૃત્તિંસપત્નીજને ભર્તુર્વિપ્રકૃતાપિરોષણતયા માસ્મ પ્રતીપંગમઃ । ભૂયિષ્ઠં ભવ દક્ષિણા પરિજને ભાગ્યેષ્વનુત્સેકિની યાન્ત્યેવંગૃહિણીપદંયુવતયોવામાઃ કુલસ્યાધયઃ ॥**

શકુન્તલાને સાસરે વળાવતી વખતે કણ્વ ઋષિએ કહેલા આ અતિ ઉત્તમ ઉપદેશનો અર્થ સર્વ કન્યાઓએ સંસાર માંડવા સમયે નિરંતર સ્મરી રાખવા જેવો છે. એનો અર્થ એવો છે કે “હે બેટા ! તું તારાં ગુરૂજનની સેવા કરજે, શોક સાથે પ્રિય સખી જેવો ભાવ રાખજે, ભર્તાએ કદાપિ ન ગણકારી હોય તો પણ રોષથી કાંઈ વિરૂદ્ધ આચરણ કરીશ નહિ, પરિજન સાથે અતિ દાક્ષિણ્ય રાખજે, ને ભાગ્યોદયમાં ફુલાઇ જઇશ નહિ; આ પ્રમાણે સમજીને વર્તનારી યુવતિઓ ગૃહિણીના પદને પામે છે, ને એમ ન કરનારી પોતાના કુલને મહા દુઃખ રૂપ થઈ પડે છે.”

પરણીને સાસરે ગયા પછી પ્રથમ કામ એ છે કે જે ગુરૂજન હોય તેમની સેવા કરવી, સેવા કરવી એટલે તન અને મનથી અત્યંત ભક્તિ અને પ્રેમ રાખી નિરંતર તેમના ભલામાંજ પ્રવર્તવું, તેમને સારૂ થાય તેમ કરવું, તેમની આપણા ઉપર પ્રીતિ વધે તેવો માર્ગ લેવો, અને તે સર્વ રીતે સુખી થાય તેમ વ્યવહાર કરવો. ખોટા અભિમાનથી કે પોતાના પીઅરની કોઇ પણ જાતની ખરી કે મનાતી મ્હોટાઇના ડોળથી તેમની સાથે કદાપિ વર્તવું નહિ. જેવી પોતાના સાસરાની સ્થિતિ હોય તેવાંજ પોતે પણ થઇ જવું અને સર્વ પ્રકારે એમ વર્તવું કે જેથી એ કુટુંબનાં બધાં માણસને એમ લાગે કે આ વહુ ઘરમાં આવવાથી આપણને બહુ બહુ પ્રકારે સુખ મળ્યું છે, ને લાભ થયો છે. પતિની સેવા એકનિષ્ઠાથી ને એક બુદ્ધિથી એવી રીતે કરવી કે તન અને મન તેનેજ શરણ ગણવાં, તેનાથી કશું આઘું સમજવું નહિ, તેને એક પોતાની પ્રીયસખી જેવો તેમ પોતાના કોઇ ઉત્તમ વડીલ જેવો સમજવો. આખા જીવિતમાં એક પળ પણ મનથી કે તનથી પતિથી જુદાં થવાય એટલું દુઃખ સમજવું, એટલું પાપ સમજવું, ને એમ અપૂર્વ પ્રેમધર્મ સાચવી શુદ્ધ સ-

નીપણું સંપાદન કરવું. પતિ અને ગુરુજન સર્વની આ પ્રમાણે સેવા કરી તેમને નિરંતર સંતોષવાથી, કુટુંબમાં શાન્તિ વધશે ને સર્વ સુખ એની મેળે ચાલ્યાં આવશે, પરણેલી સ્ત્રીનું પ્રથમમાં કર્તવ્ય આટલુંજ છે.

પતિસહિત સર્વ ગુરુજનને સંતોષવા પછી, જે શોક હોય તેના ઉપર કેવી દૃષ્ટિ રાખવી તે કહે છે. રાજાને ઘેર શકુન્તલા જવાની હતી એટલે શોક હોવાનો સંભવ જાણી ઋષિએ કહ્યું છે કે શોકો હોય તો તેમને પણ પોતાની પ્રિય સખીઓ જેવી ગણવી. આમ કહેવામાં અર્થમાત્ર એટલોજ છે કે મનમાં કશી ઇર્ષ્યા કુટુંબમાં કોઇના પ્રતિ રાખવી નહિ. આપણને જે મળતું હોય તેને, આપણા કુટુંબનાં બીજાં સ્ત્રી પુરુષને જે મળતું હોય તેની સાથે સરખાવીને મનમાં ઓછું આણી આણી ક્લેષ પામવો નહિ. આપણને જે મળ્યું છે તે યોગ્યજ છે, ને આપણી યોગ્યતા વધારે થશે તેમ વધારે મળતુંજ જશે, એવો નિશ્ચય સંતોષપૂર્વક મનમાં દસાવી, સર્વ સાથે પ્રિયસખી જેવો ભાવ રાખવો, અને પ્રેમમાર્ગથી લેશ પણ ચલવું નહિ. એથી ઉલટું કરવામાં માત્ર કંકાસ વધે છે, આપણે સર્વને અકારાં થઇએ છીએ, ને છેવટ સુખમાત્ર ખોઇ બેશીએ છીએ. ઉત્તમમાં ઉત્તમ આભૂષણ પોતાનો ખરો પ્રેમધર્મ પાળી ગુણવાન્ થવું એના જેવું સ્ત્રીને બીજું કશું નથી.

આ પ્રમાણે વર્તતાં છતાં કોઇ કારણથી પોતાનો પતિ કે પોતાનાં ગુરુજન ક્વચિત્ આપણી અવજ્ઞા કરતાં જણાય, ક્વચિત્ કોપ કરી બે વચન કહે, તોપણ મનમાં ક્રોધ આણી કશું વિરુદ્ધ એટણે પતિનાથી કે ગુરુજનની વિરુદ્ધ કરવું કહેવું નહિ. એવે સમયે ઉદાર સહનશીલતાથી વાત ગળે ઉતારી વિસારે પાડી લેવી, ને આપણામાં કાંઇ ખામી હોય તો તે તુરત સુધારી લેવી. જે ડાહ્યાં માણસ છે તે પોતાના દોષ સમજે છે, ને કોઈ તે બતાવે તો તેના ઉપર ક્રોધ ન કરતાં તેને સુધારી લેવા નિરંતર તત્પર રહે છે. એમ ઉદારતા અને સહનશીલતા રાખ્યાથી સામું માણસ પણ ઠંડુ પડે છે ને પ્રસન્ન થાય છે, એટલે કશું માઠું પરિણામ પેદા થતું નથી. સ્ત્રીઓનો સ્વભાવ ઘણો રીસાળ અને ક્રોધવાળો હોય છે, પણ તેમાં ક્રોધ અથવા રીસનું યોગ્ય કારણ ન છતાં પણ ઘણીક. સ્ત્રીઓ એવો નઠારો સ્વભાવ રાખે છે એ બહુ ખોટું છે. ને જે સારી સ્ત્રીઓ છે તે તો ક્રોધ કે રીસનું કારણ હોય તોપણ સહન કરી કદાપિ બીજાને ખોટું લગાડતી નથી, તેમ મનમાં કશો દ્વેશ રાખતી નથી.

## પત્નીધર્મ–ભા. ૪.

### ૧૧.

આગલા પાઠમાં કહ્યા પ્રમાણે સર્વ સાથે હળીમળીને અને પ્રેમભાવથી વર્તનાર સ્ત્રીનું ઘર સ્વર્ગ જેવું થઇ રહે છે; સર્વે તેને નમે છે, તેને પ્રસન્ન રાખે છે; ઘરનાં ચાકર સરખાં પણ તેનાથી અસંતોષ થતાં નથી. ચાકરો આદિ જે આપણાથી ઉતરતા દરજ્જાનાં મનુષ્ય છે તેમની સાથેની વર્તણુકમાં બહુ સંભાળ રાખવાની છે. ઘણાંક શેઠ શેઠાણી એમ સમજે છે કે ચાકરો સાથે ઘણી છૂટ લેવી ને તેમને ગમે તેમ બોલવા ચાલવા દેવાં એમાંજ સારૂ છે, પણ એમ કરવાથી ભાર ભાગી જાય છે, ને હલકા લોકના આચાર વિચાર આપણામાં પ્રવેશ પામી આપણને પણ છેવટ હલકાં બનાવે છે. યોગ્ય વખતે યોગ્ય ભુલને માટે શિક્ષા આપવી એમાં કોઇ પણ પ્રકારની કઠણાશ જણાય છે એમ ન જાણવું; પણ તેમાં નિરંતર દયા અને પ્રીતિનો ભાવ ભેળવીને તેમ કર્યું હોય તો વધારે રૂચિકર થાય એમ સમજવું. ચાકર નોકરને એમ લાગવું જોઇએ કે અમારાં શેઠાણી અમારાં માતુશ્રી કે ભગિની બરાબર છે, પણ તેમને તેમની સાથેજ એમ પણ લાગવું જોઇએ કે ગમે તેવો પણ અમારો દોષ હશે તો તેને તે જવા દેનાર નથી. માણસો આપણા ઉપર પ્રસન્ન રહી હોંસે આપણું કામ ઉઠાવે એવી આપણી રીતભાત રાખવી જોઇએ, પણ તેમાં તેમને આપણી નરમાશનો અયોગ્ય લાભ લેવાની ટેવ પડે એવું ન જોઇએ.

આ પ્રમાણે સર્વનો સ્નેહ સંપાદન કરવાથી સર્વને શુદ્ધ મને પ્રસન્ન રાખનારી વહુ સર્વના વિશ્વાસને પાત્ર થાય છે, સર્વને વહાલી થાય છે. પારકા ઘરમાં જઇ તે ઘરનાંનો વિશ્વાસ અને પ્રેમ પામવો એ કંઇ સહેલી વાત નથી. જ્યારે આ પ્રમાણેની વર્તણુકથી સર્વને ખાતરી થાય છે કે આ વહુ બહુ શાણી ડાહી અને પ્રામાણિક છે ત્યારેજ તેના ઉપર સર્વને પ્રીતિ થાય છે, ને તે કુટુંબની રાણીને ઠામે પૂજાય છે. પ્રથમ કદાપિ દુઃખ કે કષ્ટથી પોતાનું કામ કરવું પડે પણ અંતે વિશ્વાસ અને પરિપૂર્ણ સુખ મળે છે, ને ભંડારની કુંચીઓ સુદ્ધાં પણ તેને હાથ આવે છે. આવો સમય જ્યારે આવે ત્યારે લેશ પણ ગર્વ કરવો નહિ, અને પોતાનો જે નિત્ય ધર્મ હોય તે જરા પણ ચુકવો નહિ, પોતાનાં જે નિત્યકર્મ હોય તેમાં લેશ પણ પ્રમાદ કરી અભિમાન ન ધરવો કે અહો હું તો હવે બધાંની માલીક છું, માટે ફલાણું શા માટે કરવું ને ફલાણું તો મારાથી નજ-

થાય. અભિમાન બધાં પાપનું મૂલ છે, માટે તે કદાપિ આણુવો નહિ, ને નરમાશથી, પ્રેમથી, સત્યથી જે પ્રાપ્ત થયું હોય તેનો જાતને માટે ને પરમાર્થ માટે ઉપયોગ કરવો. પોતાના અધિકાર વિષેનાં જુઠાં ગપ્પાં કે નકામો લવારો ડાહ્યાં બૈરાં કરતાં નથી, ને જે પોતાને યોગ્યતાથી મળ્યું હોય તે પોતાના કુટુંબમાં શાન્તિથી ભોગવે છે.

આ પ્રમાણે કણ્વ ઋષિએ પોતાની કરી લીધેલી પુત્રી શકુન્તલાને સાસરે જતી વખતે ઉપદેશ કર્યો છે તે સર્વ સ્ત્રીઓને ગોખી રાખવા યોગ્ય છે કેમકે તે પ્રમાણે ચાલવાથી તેમને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થવાનો સહેલામાં માર્ગ રસ્તો હાથ લાગે તેમ છે, ને એમ સ્ત્રીઓ સ્ત્રી એ નામ તજી ગૃહિણી એ નામને યોગ્ય થાય છે. જે આમ નથી ચાલતી તે પોતાનાં મા બાપ તથા સાસરીઆંના મનને અનંત દુઃખ પેદા કરે છે ને અંતે દુઃખી થાય છે.

## પ્રેમ—ભા. ૧.

### ૧૨.

પ્રેમ એટલે શું ? માણસ માણસ સાથે સંબંધ રાખે છે, એક બીજાની અપેક્ષા એક બીજાને થાય છે, અમુકના વિના ચાલતું નથી એવો ભાવ રાખે છે, પણ તે બધાં પ્રેમનાં લક્ષણ નથી. કાંઇ પણ સ્વાર્થ વૃત્તિથી એટલે અમુક રીતે કરવાથી અમુક લાભ થશે એવા વિચારથી જે થાય તે સ્નેહ કે પ્રેમ કહેવાતો નથી. એવી જેટલી જેટલી લાગણીઓ આપણા મનમાં પેદા થાય છે તે તો બધી કૃત્રીમ છે, સ્વાભાવિક નથી. માતા બાલકને અનેક કષ્ટ વેઠી ઉછેરે છે, કોઇ સીતા જેવી સતી પતિને માટે પ્રાણ આપે છે, તો તેમાં કશો પણ સ્વાર્થનો વિચાર હોતો નથી; આમ કરવાથી આમ લાભ થશે એવી ગણના એમાં હોતી નથી. એમ આગળ જઇ વિચાર કરીએ તો પોતાના દેશને માટે જીવ આપનાર પરાક્રમી વીર પુરૂષો, કે પોતે નિશ્ચયથી સ્વીકારેલા કાર્યમાં કે સિદ્ધાંતમાં પ્રાણ ખર્ચી નાખતા સુધીમાં પણ આનંદ માનનારા મહાત્માઓ, તે પણ જે કરે છે તે કોઇ અતુલ પ્રેમનુંજ કાર્ય છે. આમ કરવાથી આમ થશે, એટલે કે મને પોતાને અમુક લાભ થશે, એવી ગણના એમના કામમાં હોતી નથી. કાર્ય માત્ર કાંઇ પણ પરિણામ કે ફલ આદરીનેજ કરાય છે, પણ પ્રેમનું ફલ તો પ્રેમ પોતેજ છે, બીજું નથી. જ્યારે રામ વનવાસ જતા હતા ત્યારે સીતાએ સાથે જવા કહ્યું; રામે બહુ બહુ સમજાવ્યાં, પણ માન્યું નહિ, ને જવાનીજ વાત લેઇ

બેઠાં. તે પ્રસંગે પ્રખ્યાત કવી ભવભૂતિ પ્રેમનો મહિમા એવો વર્ણવે છે કે "કરે ના કાંઇએ તોએ દ્રષ્ટે દ્રષ્ટ મળ્યે સુખી; તે તેને મન છે કાંઇ જે જેના મનમાં વસે." કાંઇ પણ દેખીતો કે ગુપ્ત લાભ ન છતાં, માત્ર અન્યોન્યના દર્શનમાંજ આનંદ લે છે, એમ જે જેને પ્રેમથી સંકળાયું છે, તે તેના મનમાં કાંઇક અવર્ણ્ય એટલે કલ્પી પણ ન શકાય એવા આનંદ અને રસવાળું છે. આવા આવા અનેક પ્રસંગનો વિચાર કરતાં એટલુંજ સમજાય છે કે પ્રેમ એટલે પોતે પોતાપણું ભુલી, જેને પ્રેમપાત્ર ગણતાં હોઇએ તેના રૂપ થવું. માણસનું મન મૂલથીજ એવી કોઇ લાગણીથી બીજેલું છે કે જેનાથી તેને નિરંતર સ્વાર્થબુદ્ધિમાં સુખ લાગતું નથી. તેને પગલે પગલે પોતાના સ્વાર્થ માટેજ નહિ, પણ કાંઇ દેખીતા કારણ વિના માત્ર અંદરની કોઇ વૃત્તિને સંતોષ પમાડવા સારૂ, પોતા વિના બીજાની સંગત વાતચીત ઇત્યાદિ વિના ચાલતું નથી. એમાંથીજ કોઇ કોઇ સમય, એવો એકભાવ જામી જાય છે, કે પોતે પોતાપણું વીસરી જઈ, જે પોતાનું ઇષ્ટ હોય તે રૂપજ બની જાય છે, એવા એકભાવનું નામ પ્રેમ. સંસારમાં કહીં પણ સુખ હોય, ધર્મ પાળવાથી ઉત્તમમાં ઉત્તમ મોક્ષ જો મળતો હોય, આખા જગતને સ્થિતિમાં રાખી સુખ અને શાન્તિમાં ચલાવનારી જો ગુપ્ત અને પ્રબલ કમાન હોય, તો તે પ્રેમ વિના બિજું કાંઇ નથી. મૈત્રી, સ્નેહ, વાત્સલ્ય, ભક્તિ, ઇત્યાદિ જે જે રીતે માણસ માણસના સંબંધોની જે ગાંઠ બંધાય છે, તે બધું પ્રેમનુંજ કાર્ય છે. પ્રેમ એ સર્વ વ્યાપી એક અને અખંડ આનંદનું રૂપ છે, જેવાં જેવાં સ્થલમાં ને જેવા જેવા સંબંધમાં પ્રસરે છે તેવે તેવે રૂપે તેનાં કાર્ય આપણી દૃષ્ટિએ પડે છે.

પ્રેમ વિના જગત્ શૂન્ય અરણ્ય જેવું થઇ જાય, સંસાર ખારો ઝેર લાગે, અને કુટુંબમાં એક ક્ષણ પણ રહી ન શકાય. એ પ્રેમ સર્વત્ર છે, પણ એનું મુખ્ય સ્થાન, એનો અધિષ્ઠાતા દેવ, સંસારમાં તો સ્ત્રી પોતેજ છે. પ્રેમમાં બંધાઇ સ્ત્રીઓએ જે મહા કાર્ય કર્યાં છે તેવાં કોઇ પણ ઠેકાણેથી મળવાં અશક્ય છે. કોમલ સ્ત્રીઓએ વિકટ યુદ્ધમાં વિજય સાથે સંસાર કર્યો છે, ભડભડ બળતા અગ્નિમાં હસતે મોંએ પોતાનો દેહ પ્રજાળી નાખ્યો છે, પણ તે બધું શાથી અને શા માટે? માત્ર પ્રેમથી ને પ્રેમને માટેજ. તેમણે જેને પોતાના પ્રેમનું સ્થાન એક સમય ગણ્યો તે પતિનેજ પોતાનો મિત્ર, પોતાનો ગુરુ, પોતાનો ઇશ્વર, પોતારૂપ, જાણ્યો છે; ને એમ જાણવાથી અતિ મહાકાર્ય કરવા સમર્થ થઇ, સતીશિરોમણીમાં

ગણાઇ, જગતને તે પવિત્ર કરી ગઇ છે. જ્યાં સ્ત્રી પ્રેમહીન હોય, તેનામાં પ્રેમ કરતાં સ્વાર્થ પ્રબલ હોય, ત્યાં કંકાસ, કલેષ, અને સર્વ પ્રકારનાં દુઃખ સહજેજ આવી મળે છે; ને તે ઘર કે તે દેશ છેવટ નિર્મૂલ થાય છે. પુરૂષો પણ તેને ઠેકાણે કેવલ નિર્માલ્ય જેવા થઇ જાય છે, કેમકે તેમનામાં ગમે તેટલું બલ હોય, ગમે તેટલું પરાક્રમ હોય, તોપણ તે બધામાં જીવ આવવો ને તેનાથી કાંઇ કાર્ય સાધવું એ સ્ત્રીદ્વારા ગભરાઇ જતા પ્રેમના અમૃત વિના કદાપિ થયું નથી, થતું નથી, ને થનાર નથી. આ પ્રમાણે વિચારતાં પ્રેમ એજ આ સંસારનો સાર છે; પોતે પોતાપણું વિસરી પારકા માટે જીવવું એજ સર્વ ધર્મબોધની, સર્વ નીતિબોધની, ને સર્વ સુખની પરાકાષ્ઠા છે. બહેનો! એવો પ્રેમ સમજી, બીજાંને સમજાવશો તો તમે કલ્યાણ પામી, સર્વને કલ્યાણરૂપ કરશો.

---

## પ્રેમ. ભાગ–૨.

### ૧૩.

આ પ્રમાણે જે પ્રેમ કહ્યો તે કોઇ બે માણસ વચ્ચે જે સંબંધ થાય તેને કહ્યો. પણ એજ પ્રેમ હજુ એવા પ્રકારનો ન કહેવાય કે જેમાંથી લગારે લગારે સંકોચ ટળી ગયો હોય અને તેથી તે ઉત્તમ એકભાવના નામને યોગ્ય ગણાતો હોય. પ્રેમનું લક્ષણ આપણે એકભાવ એવુંજ ઠરાવ્યું છે. તો કોઇ બે માણસના એકભાવને પ્રેમ કહેવાય ખરો, પણ તેમાં એ બે વિના જે બીજાં માણસ રહ્યાં તેની સાથે કોઇ જાતનો એકભાવ થતો નથી, એટલે તેની સાથે તો કોઇ રીતનો પણ વિરોધજ રહે છે. તેથી એવો બે જણનો પ્રેમ તે ઉત્તમોત્તમ પ્રેમ કહેવાય નહિ. જ્યારે મનનું સાંકડાપણું એટલે સુધી ટળી જાય છે કે જેવાં પોતે તેવાંજ બધાં માણસ લાગે, માણસજ નહિ પણ જીવમાત્ર તેવા લાગે, અને કોઈ સ્થલે જુદાઇનો વિરોધ રહેજ નહિ, ત્યારે તે પ્રેમ ઉત્તમમાં ઉત્તમ ગણાય. એનેજ શાસ્ત્રવાળા મોક્ષ કહે છે. કોઇ બે માણસ વચ્ચેનો જે પ્રમ તે આવા ઉત્તમ પ્રેમને માટે માર્ગ છે ખરો, પણ તેટલામાંજ પ્રેમની કૃતાર્થતા છે, અથવા અંતરની સીમા છે એમ સમજવું એ ભુલ છે. જે એમ સમજે છે કે હું અને મારૂં પ્રેમસ્થાન એ બેજ પ્રેમમય છીએ ને બીજાંને ને અમારે તેવો પ્રેમસંબંધ નથી તે માણસ બહુ અંશે સ્વાર્થીજ થઇ જાય છે, ને છેવટે પ્રેમીને બદલે અપ્રેમી નીવડે છે. પોતાના પ્રેમ-

સ્થાનથીજ સુખ માનવું તે વિના બીજાનું મોં પણ ન જોવું; તેને વળગી રહી પોતાનાં યોગ્ય કર્તવ્ય પણ ચુકવાં, અને જગતને ભારરૂપ થઇ પડવું; તેનેજ રમવા રમાડવામાં આનંદ સમજવો; એ બધી સ્વાર્થવૃત્તિ કહેવાય; એમાં પ્રેમનો છાંટો છતાં એ પ્રેમનું ખરૂં રૂપ કહેવાય નહિ. ખરો પ્રેમ તો એજ કે જેમાં આખા જગતને માટે સ્થાન થઇ શકે, તેમ જ્યાં યોગ્ય હોય ત્યાં બધાએ ભેગો થઇ દર્શન દેઇ શકે. પ્રેમ કાંઇ શરીરથી સુખી થતો નથી, મનથી મોહી જતો નથી, કે લોભથી લેવાતો નથી તે તો કેવલ આત્મારૂપ છે, આત્માનો સાર છે, ને તેથી તે કોઇ એક સ્થાનેજ બંધાઇ રહે, કે બીજાને તેમાંથી દૂર રાખે, એવા આકારનો હોઇ શકતો નથી. જે ખરાં પ્રેમી છે તે પોતાના પ્રેમસ્થાન સાથે અતુલ આનંદમાં એકત્ર છતાં, બીજાને જોઇને પણ રાજી થાય છે, બીજાને પણ પોતાના પ્રેમનાં સ્થાન ગણે છે, ને તેમના પ્રતિ પોતાનું કર્તવ્ય કરે છે. એક ઉપર પ્રેમ હોવાથી તે વિનાનાં બધાં ઉપર દ્વેષ કે તિરસ્કાર કે અનાદર હોય એ પ્રેમનું લક્ષણ નથી, કેવલ ગાંડાઇનું લક્ષણ છે; તેમ જેના ઉપર પ્રેમ હોય તેનેજ બંધાઇ બીજાં પ્રતિ પોતાનું કર્તવ્ય ચુકવું એ પાપનું કામ છે. આટલા માટે કહ્યું છે કે ઉત્તમોત્તમ પ્રેમ તો સર્વત્ર એકભાવ સમજવામાંજ છે, ને જે કોઇ બે વચ્ચેનો પ્રેમ તે પણ જો એક ભાવના પગથીઆ રૂપે ગણાય તોજ સાર્થક છે.

આ ઉપરથી પ્રેમનું ખરેખરૂં રૂપ તમારા સમજવામાં આવી શકશે; અને પ્રેમને નામે આ જગતમાં જે અનાચાર, દુષ્ટતા, અને પાપ, પ્રસરેલાં છે તેમાં તમે કદી ફસાશો નહિ, ઉત્તમ પ્રેમધર્મ પાળી શુદ્ધ પ્રેમી કન્યા, પત્ની, માતા, થઇ, જગતને પ્રેમ ભાવના નમુના રૂપ થશો, તથા અંતે સર્વત્ર એક ભાવ અનુભવી અનંત સુખ રૂપ મોક્ષમાં વિરમશો.

## પુનર્જન્મ-ભાગ ૧.

### ૧૪.

ધર્મ વિષે નિર્ણય કરતાં એ વાત સિદ્ધ કરેલી છે કે જીવ અને પુનર્જન્મ એ બે વાત સ્વીકારવી એ ધાર્મિક બુદ્ધિનું લક્ષણ છે. જીવનો અર્થ સમજાવતા પહેલાં આત્મા એટલે શું તે પણ ત્યાં સમજાવેલું છે. જ્ઞાનની જેને શક્તિ છે, અથવા જે જ્ઞાનરૂપજ છે, એવો આત્મા સર્વ

વ્યાપી છે. ને તે સદા એક રૂપેજ રહે છે. કેમકે તે જો એક રૂપેજ ન રહે-તો હોય, અથવા સમયે સમય વિકાર પામતો હોય, તો જુદી જુદી અવસ્થામાં જુદે જુદે સમયે, એકના એક માણસે કરેલાં કામ તેને પોતાનાંજ કરેલાં રૂપે, સાંભરી શકે નહિ. આવો જે સર્વવ્યાપી એકરૂપ જ્ઞાનમય ચેતન આત્મા, તેમાં જડના સંબંધથી વિભાગ થતા હોય એવું લાગે છે, ને તે પ્રત્યેકને જીવ એવું નામ મળે છે. જીવભાવ જે થાય છે તે, હું અને મારૂં એવા જે બે વિચાર પેદા થઇ સર્વત્ર એકરૂપ આત્માપણું અનુભવવા દેતા નથી, તેથી થાય છે. એ ભાવ પેદા થાય છે તે જડના યોગે પેદા થાય છે, ને એ જડમાં આત્માનું પ્રતિબિંબ પડે છે તેથી એનામાં એવી ચેતન જેવા ધર્મ કરવાની શક્તિ આવે છે. એ શક્તિવાળા જડને અંતઃકરણ કહે છે; તેના બે વિભાગ છેઃ મન, અને બુદ્ધિ. મનના પણ બે વિભાગ છેઃ ચિત્ત અને અહંકાર. જેનાથી વસ્તુદર્શન થઇ વિચાર પેદા થાય છે તે મન, જેનાથી દીઠેલા કે વિચારેલા પદાર્થમાં આ મારૂં છે, આ અમુક નામ રૂપવાળું છે, એવો જે વિચાર કરાય છે તે કરનાર ચિત્ત; જેનાથી આવી એક એક રૂપે નક્કી કરેલી વસ્તુનો કર્ત્તા ભોક્તા હું છું એમ વિચાર, થાય છે તે અહંકાર, ને એ સર્વમાંથી સાર કે અસારનો નિશ્ચય કરી આપણને પ્રવૃત્તિ કરાવે છે તે બુદ્ધિ. જડમાં આત્માના પ્રતિબિંબના યોગે અંતઃકરણ પેદા થાય છે, તે શી રીતે? જડને ત્રણ ગુણ છે, સત્વ રજસ્, ને તમસ્. સત્વ છે તે શુદ્ધ અને જ્ઞાન તથા આનંદ પેદા કરનારો છે, રજોગુણ છે તે રક્ત છે અને લોભ તથા પ્રવૃત્તિ કરાવનાર તથા દુઃખરૂપ છે, તમોગુણ છે તે સ્યામ છે અને અજ્ઞાન જડતા આદિનો કરનારો છે. તમોગુણ અને સત્વ ગુણને, રજોગુણ ચલાવે છે, એટલે તમોગુણવાળા જડમાંથી આકાશ, તેમાંથી વાયુ, તેમાંથી તેજ, તેમાંથી જલ, ને તેમાંથી પૃથ્વી, એમ પેદા થાય છે. વાયુના પણ પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન એવા પાંચ પ્રકાર છે. એ પાંચ વાયુથી એક એક શરીરની તેમ આખા વિશ્વની વ્યવસ્થા ચાલે છે. જે પાંચ આકાશાદિ તત્ત્વ છે તેમનામાં થોડો રજોગુણ ને થોડો સત્વ ગુણ હોય છે, તેથી તેમનામાંના રજોગુણમાંથી વાણી, પગ, હાથ ને બે મલદ્વાર એ પાંચ ઇન્દ્રિયોને પ્રવર્ત્તાવનાર શક્તિ પેદા થાય છે; એને કર્મેન્દ્રિયો કહે છે; તેમ તેમનામાંના સત્વગુણમાંથી કાન, ચામડી, આંખો, રસના, ને ઘ્રાણ એટલી ઇન્દ્રિયોને પ્રવર્ત્તાવનાર શક્તિ પેદા થાય છે; એને જ્ઞાનેન્દ્રિયો કહે છે. એ પાંચ તત્ત્વનો જે તમોગુણવાળો મહોટો

ભાગ રહ્યા તેમાંથી એ બધી ઇન્દ્રિયોની શકિતને કામ કરવાનાં હાડચર્મ રક્ત માંસાદિનાં બનેલાં ઇન્દ્રિય અને અવયવનું શરીર થાય છે. સત્વ ગુણથી જે પાંચ ઇન્દ્રિયશકિત કહી તેનુંજ નામ અંતઃકરણ કહે છે. પાંચ પ્રકારના પ્રાણ જે કહ્યા છે તે, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, અને મન તથા બુદ્ધિએ બે રૂપી અંતઃકરણ, એને સૂક્ષ્મદેહ કહે છે; અને જે પાંચ તત્વના જડ ભાગથી થાય તેને સ્થૂલદેહ કહે છે. જીવ એટલે અંતઃકરણ સહિત આત્મા એમ હવણાંજ કહ્યું, પણ જેને સૂક્ષ્મ દેહ કહીએ, છીએ, તેજ ખરી રીતે જીવ કહેવાય છે, કેમકે જીવનાં જે જે કર્મ છે, જ્ઞાન પામવું, ક્રિયા કરવી, વિચાર કરવો, તે બધું તે દેહથી થાય છે. સૂક્ષ્મ દેહ એટલે આપણને જણાય નહિ તેવી રીતે વ્યાપી રહેલો, પણ સર્વ દેહની મુલ છબી હોય તેવો દેહ. જેને આપણે જડ કહીએ છીએ તેને પણ તે હોય છે, પણ તે માણસ કે પશુ પ્રાણીમાં જેવો જાગ્રત હોય છે તેવો નથી હોતો.

આ દેહનો આહાર શો હશે? આહાર વિના દેહ વધી શકતો નથી એ વાત તો જાણીતી છે. આપણો સ્થૂલ દેહ પણ અન્નપાન આદિથી જીવે છે, ત્યારે સૂક્ષ્મ દેહ શા ઉપર ટકતો હશે? સૂક્ષ્મ દેહ વાસના ઉપર ટકે છે. વાસના એટલે આપણે જે જે કામ કરીએ, જે જે વિચાર કરીએ, જે જે સંગત રાખીએ, જે આહાર ખાઇએ પીએ, તે બધામાંથી જે ગુપ્ત છાપ પડે તે. જેમ આપણે કાંઇક જોઇએ છીએ ત્યારે આપણા મનમાં કશીક છાપ પડે છે, ને તેને જ્યારે ઇચ્છા થાય ત્યારે આપણે જાગતી કરીને ફરી તે જોયેલી વસ્તુનો અનુભવ કરીએ છીએ, તેમ વાસના પણ એવી છાપ છે કે જેને જ્યારે જોઈએ ત્યારેજાગતી કરી, જેની તે છાપ હોય તેનો અનુભવ કરી શકાય છે. સુખ, દુઃખ, ભોગ, ઉપભોગ, પ્રીતિ, દ્વેષ, જે જે થાય છે તે બધાંથી વાસના જન્મ પામે છે, ને એ વાસના પેદા થવાના માર્ગ જે સત્તર વસ્તુનો સૂક્ષ્મ દેહ બને છે એમ કહ્યું છે, તે છે. વાસનારૂપી આહાર એ બધાં દ્વારથી જ્યારે પહોચે ત્યારે સૂક્ષ્મદેહ બંધાય અને પુષ્ટ થાય. એવા સૂક્ષ્મ દેહનું ને વાસનાનું અનુભવમાં દૃષ્ટાન્ત જોવું હોય તો આપણને જે સ્વપ્ન આવે છે તે છે એમાંથી જણાશે કે સ્વપ્નમાં જે જે વાત થાય છે તે, ખરેખરી લાગે છે, અને કોઇ વાર જાગ્યા પછી પણ ઘણીક સારી કે નઠારી અસર પેદા કરે છે.

એમજ વાસના પણ સૂક્ષ્મ દેહને પુષ્ટ કરે છે ને તે દ્વારા સ્થૂલ દેહને પણ અસર પહોચાડે છે. આવો સુક્ષ્મ દેહ છે કે નથી તેનો નિશ્ચય યોગના પ્રયોગથી થઇ શકે છે, કેમકે તેનાથી એ દેહ કોઇવાર કેવલ જુદો પાડીને જોઇ શકાય છે. ઘણાક લોકને એવી સ્વાભિક શક્તિ હોય છે, ને એવાં ઘણાં દૃષ્ટાન્ત પાક્કી શોધથી નોધાયલાં છે કે કોઇ માણસ મરી જવા પડયું હોય અને તેને કોઇને મળવાનો બહુ વેગવાળો સંકલ્પ હોય, તો પેલું માણસ મરી જાય તેજ સમયમાં, જેને તે મળવા ધારતું હોય તે માણસ તેના સુક્ષ્મદેહને દેખે છે, ને પ્રસંગે તેની વાત પણ સાંભળે છે. આટલી પ્રસ્તાવના પછી હવે પુનર્જન્મની વાત સહજે સમજાશે.

## પુનર્જન્મ-ભાગ ૨.

### ૧૫.

હવે તમે સમજી શકશો કે પુનર્જન્મ એટલે શું? આપણે એક વાત તો નક્કી જાણીએ છીએ કે કોઇ વસ્તુનો સમૂલ નાશ થઇ શકતો નથી. આ લાકડી છે, તેને ભાગી નાખીએ તો તેની સળીઓ થઇ જાય. તે સળીઓને બાળી નાંખીએ તો રાખ થઇ જાય, રાખને વધારે બાળીએ તો તેની હવા થઇ જાય, ને દૃષ્ટિએ પડતી બંધ પડે. સળીઓ, રાખ, હવા, બધાં લાકડીનાં જુદાં જુદાં રૂપ થયાં, એટલે એ લાકડી જેની બનેલી હતી તેનાં નામ બદલાયાં પણ તે વસ્તુ નાશ પામી નહિ. એ વસ્તુની અવસ્થાઓ બદલાઇ ત્યારે હવે વિચાર કરો કે મરણ એટલે શું? જેમ પેલી લાકડીની અવસ્થાઓ બદલાઇ તેમ આપણી, ને સર્વની પણ બદલાય છે, ને એક અવસ્થામાંથી તેમાં તુરત પાછા ન અવાય એવી રીતે બીજીમાં જવાનું નામ મરણ કહેવાય છે. મરણથી કશાનો નાશ થતો નથી, પણ જે સુક્ષ્મ દેહ જે સ્થૂલ દેહમાં હોય તેમાંથી જુદો થઇ જાય છે, ને જો કે સ્થૂલ દેહ જે તત્ત્વનો બનેલો હોય તેમાં મળી જાય છે તોપણ સુક્ષ્મ દેહ તો કેવલ વાસનાનો બનેલો છે તેથી કશામાં મળી નથી જતો પણ કોઇ રીતે વિદ્યમાન રહે છે.[૧] જ્યારે એ વાસનાઓને ભોગવવાનો વખત ફરીથી આવે ત્યારે કોઇ અનુકૂલ સ્થૂલમાં તે વાસનાવાળો સુક્ષ્મ દેહ જોડાય છે, ને ફરી સંસારમાં અવતરે છે. એનું નામ પુનર્જન્મ. વચલા વખતમાં એ સુક્ષ્મ

૧. આ વિષય ઘણો સુક્ષ્મ છે માટે વધારે જાણવું હોય તો શ્રીમદ્ ભગવદ્ગીતાની ટીકાના ૧૭ મા અધ્યાયમાં રહસ્યનો ભાગ જોવો.

વાસનાવાળો દેહ આ અનંત બ્રહ્માંડમાં પોતાને અનુકૂલ કોઇ સ્થિતિમાં રહે છે, એ રહેવાને અનેક રીતે વર્ણવી, તેને સ્વર્ગ નરક એવાં રૂપકથી શાસ્ત્રોએ સમજાવેલું છે. વાસના રૂપી પોષણ વિના એ દેહ જીવી શકતો નથી. તેને પોષણ લેવાનાં દ્વાર તો સ્થૂલ દેહ વિના મળતાં નથી. માટે જન્મ ન પામે ત્યાં સુધી એ દેહમાં કશી નવી વાસના પેદા થતી નથી, ને જન્મ પામવાથીજ તેને બીજી સારી વાસનાઓ પામી ઉત્તમ માર્ગે જવાનો કે નઠારીમાં પડી જવાય તો નઠારે માર્ગે જવાનો, પ્રસંગ મળે છે. આટલા માટે આ સ્થૂલ જગતને કર્મલોક એટલે નવી વાસના પ્રાપ્ત કરવાનું ઠેકાણું કહે છે. જે ધર્મવાળા કહે છે કે મુવા પછી તુરત સ્વર્ગમાં કે નરકમાંજ પડાય છે, ને ત્યાંથી કદી ફરી જન્મ થતો નથી, તે એક રીતે કેવલ અન્યાયની વાત બતાવે છે કેમકે માત્ર પાંચ પચાસ વર્ષના એકજ જન્મથી કરોડો કે અસંખ્ય વર્ષ સુધી નિરંતર સ્વર્ગ કે નરક મળે, ને થઇ ગયેલી ભુલ ફરીથી સુધારવાનો સમય ન આવે એવું હોય, એ તો અન્યાયજ કહેવાય. કુદરતનો નિયમ એવો છેજ નહિ, તે ઘણામાં ઘણી દયાલુ છે, બગડે તેને પોતેજ સુધારવું, તેને સુધરવાનો પ્રસંગ આપવો, એવો તેનો નિયમ આપણે આપણા સાધારણ મંડવાડમાં પણ જોઇએ છીએ. તો પુનર્જન્મનો પ્રસંગ વારે વારે ન આવતો હોય એવું તો હોયજ નહિ. માટે એક જન્મને છેડે અનંતકાલ સુધીનું સ્વર્ગ નરક છે એ વાત ઠીક નથી લાગતી. એમજ જે લોક પુનર્જન્મ નથીજ એમ કહે છે, તે પણ ખરૂ કહેતા નથી કેમ કે હવણાંજ આપણે જોયું કે વસ્તુનો નાશ કદી પણ થતો નથી અને સુક્ષ્મદેહ મરતો નથી.

પણ પુનર્જન્મ નથી એમ કહેનારાની તકરાર બીજી એ છે કે વસ્તુનો નાશ નથી થતો તે ખરૂં છે, ને મરણ પછી તે વસ્તુ ગમે તે કોઇ રૂપે રહે એ પણ ખરૂં છે, તથાપિ જે વસ્તુ એકવાર હતી તેજ ફરી અમુક રૂપે થઇ એમ કેમ મનાય? આવું માનવુંજ જોઇએ એમ બતાવવા માટે આપણે ઉલટી રીતિ લેઇએ, અમુક વસ્તુ એકવાર હતી તેજ ફરી અમુક રૂપે થઇ એમ ન માનવું, ત્યારે નાનાં બાલક અવતરીને તુરત મરી જાય છે, માણસો પણ બધાં સરખું જીવતાં નથી, કોઇ અવતરે ત્યાંથીજ ધનવાન્, કોઇને અવતરતાં માબાપનું પણ ખાવાનું નાશ પામે, કોઇ શ્રમ કરીને મરી જાય પણ કોડી ન પામે, કોઇને ઠોકર વાગતાં ચરૂ નીકળે. એ બધું શી રીતે થતું હશે? આટલુંજ નહિ પણ આપણે હજારો ઠગારાં, લુચ્ચાં, દગલબાજ માણસ જોઇએ છીએ ને તે મરતાં સુધી સુખમાંજ મહાલતાં દેખાય

છે, ત્યારે સારા નઠારાનો ફાયદો પણ શો ? જગતમાં ગમે તેમ ચાલીએ તોએ શી હરકત ? એમ હોય તો સારાનું સારૂ ને નઠારાનું નઠારૂં એવો જે કારણ અને કાર્યનો સંબંધ છે તેજ તૂટી જાય, ને જગત્ ઉંધું વળે માટે આવું હોઇ શકવું અશક્ય છે. માણસોનાં ભોગ, સ્થિતિ, આયુષ, સર્વનો ખુલાસો; તેમ અહીંઆં જે કર્યું અને ન ભોગવાયું તે ભોગવવાના પણ સમય આવશેજ એ વાત; એ બધું તેની તેજ વસ્તુ ફરીજ જન્મ પામે છે, તેનો તેજ સુક્ષ્મ દેહ ફરી અવતરે છે એમ માનવાથી સહજ સમજાયછે. કહેશે કે આપણો પૂર્વ જન્મ શો હશે તેની આપણને સ્મૃતિ નથી, એટલે પૂર્વનાં કામ માટે હાલ તોષ કે દંડ જે થતું હોય તે કશા ઉપયોગનું નથી, તો એ વાત પણ ખોટી છે. અંધારામાં ખાધાથી પણ કાંઇ ગોળ કડવો લાગવાનો નથી, તેમ પૂર્વના કર્મનું સ્મરણ ન છતાં પણ તેનું ફલ ભોગવવામાં કશી હાનિ આવતી નથી. પૂર્વની સ્મૃતિ આપણને ન હોય એજ સારૂ છે, કેમકે એનાથી આપણનેજ લાભ છે. પૂર્વના કામનો પશ્ચાત્તાપ, સારાં કે નઠારાં સર્વનો પશ્ચાત્તાપ, આપણા સર્વદા અસંતોષી સ્વભાવને એટલો બધો થાત કે આ દુઃખમય જગત્ નરકમય થાત, અને અહીંઆં અવતાર આપી ઉચ્ચ માર્ગે લઇ જવાનો હેતુ તો બાજુ ઉપર રહી જાત. એવો નિયમ છે કે જે વસ્તુ જેવી છે તેવી લાભકારક હોય તો તે સારી કહેવાયછે. સૂર્ય ઉગેછે તેમાં લાભ છે, ને તેથી બીજી રીતે થતું હોય તો હાનિ થાત. એટલુંજ માણસ જાણી શકે એમ છે, સૂર્યને શા માટે દોરડા વતે લટકાવ્યો નથી, કે તેને પૃથ્વીમાંથી કેમ ઉગાડયો નથી એ પ્રશ્ન કરવા તે નકામી વાત છે. એમજ પૂર્વ જન્મની સ્મૃતિ નથી તે સારૂ છે એ વાતજ પૂર્ણ છે, શા માટે સ્મૃતિ નથી એ પ્રશ્ન સારો નથી. તે સ્મૃતિ પણ છેક નથી થતી એમ નથી. કેમકે અભ્યાસે કરીને કોઇવાર થાય છે; બાળક અવતરે છે તેવુંજ પડી જવાથી રડે છે, ભુખ લાગતાં અકળાય છે, એ તેને કોણ શીખવેછે ? પૂર્વની વાસનાથીજ તેને એ સાથે આવેલુંછે, એ પણ એક પૂર્વની સ્મૃતિનો પ્રત્યક્ષ અનુભવછે.

આવી રીતે પુનઃ પુનઃ અનેક જન્મ થયા, થાય છે, ને થશે. એ જન્મના ક્રમ વિષે આજ કાલ બે મત પેદા થયા છે. આપણા શાસ્ત્રવાળા તો એમજ કહે છે કે મનુષ્ય હોય તથાપિ નીચકર્મ કરે તો પશુ પક્ષી કીટ પાષાણ પણ થઇ જાય, પણ કેટલાક તકરાર કરે છે કે 'મનુષ્ય થવા જેટલું સારૂ કામ કર્યા પછી નઠારૂં કરાયજ નહિ, એટલે આગળ ન વધાય તો, મનુષ્યને મનુષ્ય તો રહેવાયજ. આ બાબત તમને જે અનુભવ થાય તે માનજો, પણ

પુનર્જન્મ એ વાત તો નક્કીજ છે; ને એ જ્યારે નક્કી છે ત્યારે સારો આચાર વિચાર રાખવાની ને સારી વાસના પ્રાપ્ત કરવાની કેટલી અપેક્ષા છે ! જ્યાં સુધી વાસના છે ત્યાં સુધી જન્મ થવાનોજ છે, ને જન્મ થવાનો છે ત્યાં સુધી દુઃખ થવાનું છે. દુઃખથી છુટવું હોય, પરમ સુખમાં રહેવું હોય, મોક્ષ પામવો હોય, તો વાસના તજવી એજ તત્ત્વ છે.

## કર્મ ભાગ–૧.

### ૧૬.

કર્મ એટલે કરેલું કામ. જે જે કામ કરાય તે બધાં કર્મ કહેવાય, પણ કામમાત્ર વિચાર વિના થતાં નથી માટે તે કામની પ્રેરણા કરનારા વિચાર પણ કર્મમાં ગણાય. કામથી પ્રેરણા કરે નહિ તેવા વિચાર પણ કર્મમાં ગણાય કેમકે તે પણ વાસના પેદા કરી શકે છે; ને વાસના કોઇ કાલે પણ કામ રૂપે પ્રત્યક્ષ થાય છે. કરેલાં કામ એટલે આચાર તેમ વિચાર એ બધું કર્મમાં ગણાય છે. કર્મને ઉત્પન્ન કોણ કરે છે ? વાસનાથી કર્મ પેદા થાય છે, ને વાસના પોતે અનાદિ છે. અનાદિ એટલે એનો આરંભ ક્યાંથી થયો તે ન સમજાય તેવી વાત છે. વાસનાનું કારણ વાસનાજ છે માટે તે અનાદિ કહેવાય છે. આ આખું જગત્ બનેલું છે તે વાસનામાંથી બન્યું છે, કેમકે વાસનાથી કર્મ પેદા થાય છે, ને કર્મથી જુદા જુદા અધિકાર, એટલે જુદા જુદા આયુષ્ જુદી જુદી પદવી, જુદા જુદા ભોગ, જન્મ પામે છે. વાસના સૂક્ષ્મદેહમાં રહે છે, કર્મ સ્થૂલદેહમાં રહે છે, એટલે વાસનાનું પ્રત્યક્ષ રૂપ તે કર્મ કહેવાય. જ્યારે આખા જગતનો નાશ થાય ત્યારે કર્મનો નાશ થાય છે, પણ વાસનાનો નાશ થતો નથી. જે આત્મા તે સમયે પણ રહે છે તેમાં વાસના સમાઇ જાય છે, અને કર્મ બંધ પડેલાં હોવાથી પ્રત્યક્ષ સૃષ્ટિ રૂપે જણાતી નથી. ત્યારે કર્મ એટલે શું તે હવે સ્પષ્ટ થઈ ગયું. જેમ વાસના અનાદિ છે, તેમ વાસનાથી થયેલાં કર્મ પણ અનાદિજ છે, કારણ કે જેમ વાસનાઓ જન્મે જન્મે જુદી જુદી થયાં જાય છે, તેમ કર્મ પણ જન્મે જન્મે જુદાં જુદાં થયાં જાય છે. વાસનાથી કર્મ પેદા થાય છે ને કર્મથી પાછી વાસના પેદા થાય છે એમ એ બે અન્યોન્યને પેદા કરે છે, માટે તે બેએ અનાદિ છે.

કર્મ જ્યારે અનાદિ છે, અને તેના અર્થમાં આચાર વિચાર સર્વનો

સમાસ છે ત્યારે એક તૃણથી તે ઇંદ્રાદિ પર્યંત સર્વને પોતપોતાનાં કર્મ વળગેલાં છે એમાં કશો સંશય નથી. જો કોઇ પદાર્થ, પ્રાણી, મનુષ્ય અમુક સમયે અમુક સ્થિતિમાં હોય તો આપણે કહી શકીએ કે એ સ્થિતિ એનાં કર્મનું પરિણામ છે. આમ છે એટલે જે નિયમથી આ વિશ્વનો અભંગ પ્રવાહ ચાલ્યો જાય છે, ને તે પ્રવાહમાં જે નિયમથી સર્વ વસ્તુ પોતપોતાને ઉચિત સ્થલ પ્રાપ્ત કરે છે, એ નિયમનું નામ કર્મ છે. એમ માનવાથી આવશ્યકતા છે. જે લોક કર્મને માનતા ન હોય તે અર્થ વગરની વાત કરે છે, કેમકે આ જગત્‌માં જે વસ્તુની સ્થિતિ હોય તે કોઇપણ પ્રકારના નિયમ વિનાજ થયેલી છે એમ તે બોલવા ઇચ્છે છે. કર્મનો જે નિયમ છે તે કદાપિ અટકતો નથી. જેમ સર્વત્ર હવા વ્યાપી રહેલી છે, તેમ કર્મના નિયમથી પણ સર્વ બાંધેલું છે: એમાંથી કોઈ છૂટું નથી કે છૂટી શકતું નથી. કર્મના નિયમમાંથી જ્યારે છૂટી જવાય ત્યારે તો મોક્ષ થયો કહેવાય. જ્યારે વાસના તૂટે ત્યારે કર્મ પણ અટકે, કેમકે વાસના છે તે કર્મરૂપી યંત્રને દોરાડનારી વરાળ છે; ને જેમ કોઇ ઇન્જનમાં વરાળ ખૂટી પડી હોય તોપણ પ્રથમથી મળેલી ગતિને લીધે, તે ઇન્જન થોડીવાર રેલ ઉપર દોડે છે, તેમ વાસના તૂટી ગઇ હોય તો પણ પ્રથમની વાસનાએ પેદા કરેલી કર્મરૂપ ગતિથી દેહ થોડીવાર સુધી ચાલે છે. પણ કર્મરૂપ ગતિ પેદા કરનાર જે વાસના તેનો નાશ થયો છે એટલે ચાલતી ગતિ પૂરી થયા પછી નવિ ગતિ થનારી નથી, કે એ ગતિ બીજી વાસના પેદા કરી શકે એવી સમર્થ નથી. સમર્થ હોય તોપણ મૂલની વાસના અને તે વાસનાનું સ્થાન બન્ને નાશ પામેલાં છે, એટલે વાસનાને રહેવાનું સ્થાન નથી. આવું જે આ ઠેકાણે સમજાવ્યું તેનેજ શાસ્ત્રમાં એમ કહેલું છે કે વાસનાનો ને તેના સ્થાનનો નાશ થયો હોય તો જે કર્મ પૂર્વથી ચાલેલાં હોય તે પરિપૂર્ણ થઇ જાય તેથી કશી હાનિ થતી નથી. બીજી રીતે કહીએ તો જેને વાસનાનો નાશ થયો છે તેજ મુક્ત એટલે મોક્ષ પામેલાં છે, છતાં તે જે કર્મ કરતાં જણાય છે તે કર્મ તેમને નડતાં નથી, કેમકે તે તો, પેલા ઇન્જનની પૂર્વથી મળેલી ગતિ સંપૂર્ણ થઇ જતી હોય તેવાં છે.

---

## કર્મ. ભાગ-૨.

### ૧૭.

મળેલી ગતિ પૂરી થતાં ગાડી અટકે; તેમ પૂર્વવાસનાથી પ્રેરાયલાં

કર્મ સંપૂર્ણ થઇ જાય ત્યારે શરીર રૂપી ગાડી અટકે, એટલે મરણ થાય. પણ તે સમયે જો વાસનાનો ને તેના કામનો નાશ થયેલો ન હોય તો, જે ગતિ ચાલતી હતી તેમાંથી નવી વાસના પેદા થઇ, જે વાસનાઓ વધેલી હોય તેમાં ભળે, ને પાછી શરીર રૂપી ગાડી ફરી દોડવા માંડે. આનું નામ પુનર્જન્મ. જેની ગાડી એવી અટકે કે ફરી ચાલેજ નહિ તેનો મોક્ષ થાય. આ ઉદાહરણમાં ત્રણ વાત છે. ગાડીને મળેલો ધક્કો અને તેણે કરેલી ગતિ પૂરી થાય ત્યાં સુધીની એક વાત; તે ગતિ ચાલતાં તેને લીધે જે નવો ધક્કો ફરી મળવા જેવી વરાળ પેદા થાય તે બીજી વાત; ને તે નવી વરાળ, પહેલો ધક્કો મળ્યો તે કરતાં વધેલી વરાળમાં મળે ને ફરી ધક્કો આપે એ ત્રીજી વાત આ ત્રણ વાતના જેવાજ કર્મના પણ ત્રણ વિભાગ છે. જેનાથી આ જન્મ થયો અને મરણ સુધીનો નિયમ ઘડાયો તેને પ્રારબ્ધ કહે છે; એ પ્રારબ્ધ ભોગવાતું હોય તેવામાં જે નવી વાસનાઓ પાછલી વાસનાઓમા ઉમેરાયાં જાય તે ક્રિયમાણ; ને જેમાંથી પ્રારબ્ધ પેદા થયું તે કર્મનો મોટો ભાગ જેમાં ક્રિયમાણની વાસનાથી થવાનાં કર્મ પણ ઉમેરાય છે, તે સંચિત કર્મના આવા ત્રણ વિભાગ છે. સંચિત તે અનાદિ છે, પ્રારબ્ધ તે જન્મ પામતાથી તે મરતા સુધીમાં ભોગવવાના સંચિતના ભાગનું નામ છે, ને ક્રિયમાણ એ એ પ્રારબ્ધ ભોગવતાં પેદા કરેલી વાસનાથી સંચિતમાં ઉમેરવાના કર્મનું નામ છે. એ ત્રણ પ્રકારનાં કર્મનું મૂલ વાસના છે, ને જ્યારે વાસનાનો ભંગ થાય ત્યારેજ કર્મ છૂટે છે. જ્યારે વાસના ભાગે ત્યારે મોક્ષ થાય છે, પણ પ્રારબ્ધ તો ભોગવવુંજ પડે છે, એ વાત ઉપર કહેલા ઇન્જનના દૃષ્ટાન્તથી સહજ સમજાશે.

જ્યારે કર્મનો આવો સજ્જડ નિયમ છે ત્યારે એ પણ નક્કીજ થયું કે જેવું કરવું તેવુંજ પમાશે. પાંચ પચાસ વાર ખોટું કરીને એથી દશગણું સારૂં કરીએ, અથવા વ્યવહારમાં પાપ કરીને દેવને દીવો કરી ક્ષમા માગીએ, અથવા દાન દક્ષિણાથી લોકને રાજી કરીએ, તો તેમ કરવાથી ખોટું કામ કે પાપ રદ થઇ શકતું નથી. જે કામ થયું તેનું ફલ ભગવવાનુંજ, સારાનું સારૂં ને નઠારાનું નઠારૂં, પછી તે આજ મળો, કાલ મળો, સો વર્ષે મળો, કે ગમે ત્યારે મળો. એમાં જમે ઉધાર કરી બાકી નીકળવાની નથી, પણ જે જેવું હોય તેવુંજ જમે કે ઉધાર પૂરૂં કરી આપવાનું છે. માટે સર્વદા સારાંજ આચરણ રાખવાનો પ્રયત્ન કરવાની કાળજી રાખવી, અને એક વિચાર પણ ખોટો પેદા થાય નહિ એ માટે બહુ

સાવધ રહેવું. કેમકે સર્વને પોતે જે કરશે તેજ પામવાનું છે, કોઇના કરેલાનું ફલ ખાવાનું નથી. કોઇ દેવ કે કોઇ ગુરૂ એવો છે નહિ કે જેની એક દૃષ્ટિથી, કે જેની કૃપાથી, આપણે બધરાંજ સાતમા સ્વર્ગમાં પહોચી જઇશું. તે આપણને માર્ગ બતાવશે. બોધ કરશે, પણ તે માર્ગ લેવાની, અને તે બોધ સાંભરી તે પ્રમાણે ચાલવાની ઇચ્છા તો આપણીજ જોઇશું, ને ઇચ્છા થયા પછી પણ તે પ્રમાણે ફલ પામતા સુધી ધીરજથી મંડયા રહેવાનો ઉદ્યોગ પણ આપણોજ જોઇશું. પણ કોઇ પુછશે કે જ્યારે બધું કર્મથીજ નિયમિત થઇ ગયેલું છે ત્યારે ઉદ્યોગ શાનો કરવાનો છે ? જે થનાર હશે તે થશે, ઉદ્યોગ પણ થવાનો હશે, તો થશે. આ વાત એક રીતે ખરી છે. કેમકે કર્મથી નિયમિત જે હશે તે થશે એવું જો સમજાય તો તે મોક્ષના ઉમરા ઉપર ચઢવા બરોબર છે. એનુંજ નામ વાસનાનો નાશ થયો જાણવો અને તેમ થયાથી મોક્ષ રૂપી પરમ આત્મભાવનું સુખ સહજમાં મળવાનું. કેમકે કર્મના ફલની ઇચ્છા તજાય અને ફલથી રાગદ્વેષ હર્ષ શોક ન થાય, એટલેજ અંશે કર્મથી છુટા થઇ શકાય છે. પણ ખરી વાત એવી છે કે માણસોને રાગદ્વેષ રાત દિવસ મથી નાખે છે, ને તે પ્રમાણે અનુકૂલ મેળવવાને, અને પ્રતિકૂલ દૂર કરવાને બધાં મથે છે, પણ કાંઇ વળતું નથી. ત્યારે કર્મને માથે વાત નાખીને બેસે છે. આવું કરવું એ ભુલ છે. ચારે પાસા દષ્ટિ કરીએ તો એક કણ પણ એવો નહિ જણાય કે જે નીરાંતે પડી રહ્યો હોય, કેમકે પડી રહ્યા હોય એવા જણાતા પદાર્થો પણ કોઇ પ્રકારની ગુપ્ત ક્રિયા અનુભવતા હોય છે, નહિ તો કોઇ દિવસ તે બદલાય કે નાશ પામે નહિ. કર્મ પોતે પણ કયાં અટકીને ઉભું રહેલું છે ? એટલે આપણે સમજવાનું એટલુંજ છે કે ઉદ્યોગ, પ્રવૃત્તિ, ગતિ એતો કર્મનો નિયમજ છે, ને આપણે કર્મને આધીન છીએ એટલે આપણે પણ તે નિયમમાંજ આવી જઇએ છીએ. જ્યારે એ નિયમથી ઉલટાં થવાનું કરીએ ત્યારે કર્મની વિરુદ્ધ આપણે જઇએ છીએ. કર્મને નિયમે રહી ઉદ્યોગ તો કરતાંજ જવું, પણ તેમાંથી જે પ્રાપ્ત થાય તે ઉપર રાગ દ્વેષ ન કરવો અને નિસ્પૃહા તથા સંતોષ રાખવાં એજ તે કર્મને ખરી રીતે સમજ્યાનો અર્થ છે. એમ સમજાય ને અનુભવાય ત્યારેજ વાસનાનો નાશ થાય છે ને નવી વાસના પેદા થતી નથી, ને વાસના તૂટે છે ત્યારે સર્વત્ર એકાકાર એકરસ પરમપ્રેમમય આત્મભાવ સમજાય છે. એજ મોક્ષ. પ્રયત્ન એજ આપણા જીવિતનો હેતુ, ફલ એ કર્મને આધિન, એમ જાણી નિર્વાસન થઇ જવામાંજ પરમ સુખ.

## પત્નીધર્મ ભાગ-૫.

### ૧૮.

પરણેલી સ્ત્રીને ગૃહિણી શામાટે કહે છે એ તો વારંવાર કહેવામાં આવેલું છે, પણ તેનો અર્થ બરાબર રીતે હવે આ પાઠમાં સમજાવીશું. જેના વડે ઘર બંધાય છે, જેના ઉપર આખા ઘરનો આધાર છે, ને જેના વિના ઘર ભાગ્યું એમ ગણાય છે, તેજ ખરી ગૃહિણી છે. પોતાની પ્રેમવૃત્તિથી ને ભક્તિથી સ્ત્રી આખા ઘરને સુખી અને પ્રસન્ન રાખે છે એ તો છેજ, પણ તેનામાં કરકસરનો ને કેળવણીથી વસ્તુઓનો વાપરવાનો કોઇ એવો અપૂર્વ ગુણ છે કે જેનાથી ઘરમાં થોડી સમૃદ્ધિ હોય તોપણ તેમાંથી ઘણું સુખ પેદા થાય છે. એક બ્રાહ્મણને પરણવાનો વિચાર થયો ત્યારે તેણે એમ નિશ્ચય કર્યો કે ખરી કરકસર અને કેળવણીવાળી સ્ત્રીનેજ મારે પરણવું. તેથી એક શેર ડાંગર છેડે બાંધીને નીકળ્યો, ને જ્યાં જાય ત્યાં એમ કહે કે આનો ભાત રાંધીને પેટ ભરી મને જમાડે તેને મારે પરણવું. કોઇએ એ વાત સ્વીકારી નહિ, પણ ગામમાં કોઇ વિધવાની એક અતિ રૂપવાળી કન્યા હતી તેણે તે બ્રાહ્મણને આસન આપી બેસાર્યો, જલપાત્ર લાવી મૂક્યું, અને પેલી ડાંગર લઇ પાધરીક ખાંડી ચોખા કાઢી લાવી. ચોખાને ધોઇ નાખી પલાળીને જરાક બહાર જઇ કુશકા કણકી વેચી નાખી તેમાંથી લાકડાં અને થોડુંક ઘી તથા કુચકો આંબલી અને જરા મીઠું મશાલો પણ લાવી, પાણી માટે એક ઘડો પણ ભરતી આવી. દેવતા સળગાવી પેલા ચોખા ઓરી દીધા અને તે થાય તેટલામાં પેલી આંબલીનું જરાક ખાટીયું પણ બનાવી દીધું. ને ચોખાને સીઝવા મુકી, જરા હાથ ફેરવી તે જગોએ પાણી પણ ગરમ કર્યું: પછી પેલા બ્રાહ્મણને નવરાવી, ઘીવાળા ચોખા તથા ખાટીયું જમાડયાં, ને જે વધ્યું તે પોતે જરાક ખાઇ લીધું. પછી બ્રાહ્મણને એક પથારી કરી આપી આરામ લેવા કહ્યું, અને પોતે એઠું સાફ કરી નાખ્યું. બ્રાહ્મણ ઘણોજ પ્રસન્ન થઇ ગયો અને તેજ કન્યાને પરણી પરમ સુખી થયો.

ઘરમાં વસ્તુઓને સંભાળવી, સાચવવી, લુગડાંને ધોવાં વીંછળવાં અને ફાટયાં તુટયાં ને તુરતા તુરત સમારી લેવાં, દાણાને રીતિ પ્રમાણે ચો-

જનાથી ભરી રાખવા તથા સંભાળવા, નિત્ય સાફસુફ કરી વાસણ આદિ ચોખું રાખવું, પીવા યોગ્ય ટાઢું જલ નવે નવું ગાળીને સાંચી રાખવું, એ આદિ અનેક ઝીણાં ઝીણાં કામ એવાં છે કે જેમાં કેળવીને કામ કરવાથી કામ દીસી આવે ને મનોરંજક તથા સારૂં થાય છે, ને કેળવણી વિના તથા આળસથી કરવામાં કામ જણાતું નથી ને ઘણોજ બીગાડ થાય છે. ઘરની છત ઉઘાડી પાડનાર કે વધારનાર સ્ત્રી પોતેજ છે. તેને જો કેળવણી આવડતી હોય તો થોડામાંથી પણ વધારે સુખ ભોગવી શકે, નહિ તો વધારે પડયું હોય તેમાંથી પેટ ભરીને ખાઈ શકે પણ નહિ; આમ કેળવણીથી વાપરવાની ટેવ હોય તો કરકસર કરવાની ટેવ એની મેળે આવે છે. કરકસરનો અર્થ એવો નથી કે પેટ બાળીને પણ બચાવવું; એનો અર્થ એટલોજ છે કે આપણી શક્તિ ઉપરાંત વ્યય કરવો નહિ અને જેટલું આવે તે કરતાં બને તો અર્ધ કે તેથી પણ ઓછો વ્યય રાખવો. પોતાના ઘરની આવક અને તેમાંથી કરેલું ખરચ એનો હીસાબ રાખવાની ટેવ પાડવી, અને એમ તપાસતાં રહેવું કે આવક અને ખરચ શા પ્રમાણમાં ચાલે છે. પુરૂષો તો તેમનાથી બને તેટલો શ્રમ કરી ઘરનાંને સુખી કરવા માટે આમથી તેમથી ઉપાર્જન કરી લાવે છે, પણ તેમાંથી કેળવીને કરકસરથી વાપરવું, તથા જ્યારે ઉપાર્જનની શક્તિ રહે નહિ ત્યારે પણ બેઠા બેઠાં ખવાય એટલું ઉગરીને જમા થાય તેમ કરવું, એ બધું કામ, ઘરની ધણીયાણીનું છે. આ પ્રમાણે ઘરનો ખરેખરો આધાર સ્ત્રી ઉપરજ છે, માટે તેને ગૃહિણી કહેલી છે.

સ્ત્રીઓ પોતાની જવાબદારી જરા પણ સમજ્યા વિના ઘણી વાર એમ જાણે છે કે પરણ્યાં એટલે ખાવું પીવું, ઓઢવું પહેરવું, ને ફરવું એ વિના બીજું કાંઇ છેજ નહિ, બીજું કરવું પડે તો માબાપને ઘેર એટલે પીઅર નાસી ગયા વિના ચાલેજ નહિ. આવી સ્ત્રીઓથી કદાપિ ઘર મંડાયાં નથી, ને મંડાનારાં નથી, એટલુંજ નહિ પણ તે જાતે અતિ દુઃખીજ થયેલી છે. જ્યારથી પરણી ત્યારથી સ્ત્રીએ પોતાનું ઘર ને પોતાનું બાર પોતાના સાસરાનેજ સમજવું જોઇએ. ઘણીક સ્ત્રીઓ પોતાને પીઅર પોતાનો જીવ રાખે છે એટલુંજ નહિ, પણ વખત બેવખત છાનેમાને પોતાના પીઅરમાં સાસરાની જણસો તાણી જવાની ચોરી પણ કરવા ચૂકતી નથી. આમ કરવામાં બહુ પાપ છે તેમ છેવટ ઘણી હાનિ છે. કેમકે જ્યારે તમારા ઘરમાં ખાવાનું નહિ રહે ત્યારે તમારાં માબાપ

તમારાં બાલકને આપવા આવનારાં નથી. તેમણે પોતેજ આવી રીતે શ્રમ વિના મળેલું ઘણું કરીને ઉડાવી દીધું હશે એટલે તેમને મરજી હોય તોપણ તે તમને મદદ કરી શકે એવું તેમનામાં કાંઇ રહ્યું હશે નહિ. દુર્બલ સ્થિતિનાં માણસને, આપણને ઇશ્વરે બે પૈસા આપ્યા હોય તો મદદ કરવી એ તો આપણી ફરજજ છે, ને તે પ્રમાણે પીઅરીઆંને મદદ કરવી પડે તો પ્રસિદ્ધ રીતે પોતાના પતિને વિનવીને કરાવવામાં કશો બાધ નથી, પણ પીઅરમાં જીવ રાખી ગુપ્ત રીતે ચોરી કરવી એ તો મહા અપરાધ છે, તથા પતિ અને બીજાં ગુરૂજનના તિરસ્કારને પાત્ર થવાનું મુખ્ય કારણ છે. સ્ત્રીને તો પોતાનો પતિ તિરસ્કાર કરે એ મ્હોટામાં મ્હોટો દંડ છે, ઘણામાં ઘણી હાનિ છે, કાળામાં કાળું કલંક છે. ખરો સ્ત્રીધર્મ અને ખરો પ્રેમભાવ એટલામાં છે કે પતિને પોતારૂપ કે તેથી પણ અધિક જાણી મન કર્મ કે વાણીથી તેનાથી જુદાઇ થાય એજ પાપ ગણવું. ક્ષણ પણ પતિ વિનાની જવી જોઇએ નહિ; આવો એક ભાવ જ્યારે થાય ત્યારેજ સ્ત્રીએ પોતાનો સ્વાર્થ યથાર્થ રીતે સાચવ્યો જાણવો. એમ થાય ત્યારેજ તેને સાસરૂ પોતાના ઘર જેવુંજ લાગે અને ત્યારેજ તેનામાં કેળવણી અને કરકસરના ગુણો પોતાની મેળે ઉદય પામે. એ ગુણોથી ઘરમાં સુખ અને સંપત્તિનો વાસો થાય, અને પરણેલી કન્યા સ્ત્રી એવું નામ તજી ગૃહિણી એવું અતિ માનવાળું નામ પામે.

---

## સંયમ. ભાગ-૧

### ૧૯.

આ જગતમાં જેટલું દુઃખ છે તેનો લગભગ પોણો ભાગ માણસોએ પોતાના મન ઉપર થોડોક અંકુશ ન રાખવાથી પેદા કરેલો છે. જો માણસો પોતાનાં મન, શરીર અને વાણી ઉપર અંકુશ રાખતાં હોય તો તેમને જે સુખ પેદા થાય તેનું વર્ણન કરવું પણ અશકય છે. માણસને અનેક પ્રકારની ઇચ્છાઓ અને આશાઓ પેદા થાય છે, પણ તેમાં તેને એટલો વિચાર થતો નથી કે એમાંની કેટલી પાર પડે તેવી છે ને તે પાર પડે તેવી હોય તેમાંથી પણ પોતાને કેટલી પ્રાપ્ત કરવાનો હક છે. આ બે વાતનો નિશ્ચય થયા પછી પણ જે યોગ્ય ઇચ્છા કે આશા જણાય તે સફલ થશેજ એવો કાંઇ નિશ્ચય નથી, એટલે તેને માટે ગાંડા થઇ જવું કે તે ન

થઇ શકે તો ગમે તેવે માર્ગે ચઢી જવું એ અનેક પ્રકારની ગુંચવણોનું અને અનેક દુઃખનું કારણ છે. આપણને જે યોગ્ય હોય તેજ ઇચ્છવું એ ઠેકાણે મન ઉપર અંકુશ રાખવાની જેટલી અગત્ય છે તેટલીજ ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત ન થાય તે સમયે પણ રાખવાની છે. પણ આ ઉપરાંત ઘણાં-કને કોઇ એકાદ એવી ટેવ પડેલી હોય છે કે જેને સંતોષવા વિના તેમને ચેન પડતું નથી, આવી એક ટેવ કદાપિ નિર્દોષ જેવી જણાતી હોય તો પણ તેમાંથી બીજી અનેક પેદા થાય છે, ને છેવટ ઘણી હાનિ ઉપજાવે છે. માણસે એવા રહેવું જોઇએ કે કશાને પણ આધીન થઇ જવાયું હોય નહિ, ફૂલાણા વિના ચાલશેજ નહિ એમ હોય નહિ. નિરંતર બીજાની વાહવાહ કે સાબાશી સાંભળવાની ઉમેદ કરતાં આપણા પોતાનાજ અંતઃકરણની શાન્તિ સાચવવાનો માર્ગ સાધ્યો હોય તો વધારેમાં વધારે સુખ ઉપજે છે. એ ટલા માટે આપણને આપણા મન ઉપર ઘણામાં ઘણો સંયમ રાખવાની અપેક્ષા છે. એક વિદ્વાને કહ્યું છે કે જગતમાં સુખ છે તે કોઇ વસ્તુમાં રહેલું નથી, કેવલ પોતાના મનના સંતોષમાંજ રહેલું છે; કેમકે જગતના જેટલા જેટલા પદાર્થ છે તેનો એવોજ સ્વભાવ છે કે એકને પામ્યાથી બીજાને પામવાની ઇચ્છા થાય છે, બીજાથી ત્રીજાની થાય છે, ને એમ કદી છેડો આવતો નથી. જેને થોડામાં થોડી તૃષ્ણા છે એટલે જે ઘણામાં ઘણો સંતોષી છે તેજ સુખી છે. આવો સંતોષ સંયમ વિના પેદા થતો નથી. આપણે જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિમાં સારામાં સારાં કહેવાઇએ તેવાં થવાને નિરંતર પ્રયત્ન કરવું. પણ મનને કોઇ અયોગ્ય વાસનાની પાછળ ભમતાં અટકાવવા માટે નિરંતર સંયમનો અભ્યાસ રાખવો. નાના નાના વિષયોમાં પણ સંયમ રાખવાની જરૂર છે. એટલુંજ નથી પણ વિચારમાં પણ સંયમ રાખવાની જરૂર છે, કેમકે અયોગ્ય વિચાર, આજ નહિ તો, કોઈ કાલે પણ, અયોગ્ય કામ ઉપજાવ્યા વિના રહેતા નથી.

મન ઉપર સંયમ રાખવાની સાથેજ શરીર ઉપર પણ સંયમ રાખ-વાની અપેક્ષા છે. ઘણાંકને આપણે એમ બોલતાં સાંભળીએ છીએ કે અમારા મનમાં તો આમ હતું, પણ આમ થઇ ગયું. આ બોલવું માત્ર પોતાની જાતને તેમ સામાને ઠગવા માટેજ ખોળી કાઢેલું છે. મનમાં જો નિશ્ચય હોય તો શરીર કોઈ દિવસ પોતાની મેળે તેથી અવળું ચાલી શકતું નથી. ઉલટું એમ તો કોઇવાર થાય છે કે મનમાં કોઇ વિચાર નઠારો થયો હોય પણ શરીરને તે પ્રમાણે ચાલવા ન દીધું હોય તો તે વિચાર નાશ

પામી શકે છે. મનનો નિશ્ચય એજ શરીરને પણ ચલાવવાને સમર્થ છે, પણ સંયમથી એટલુંજ કરવાનું છે કે મનના અંકુશમાંથી શરીરને કદાપિ ખસવા દેવું નહિ ઘણાંક એમ સમજે છે કે શરીરના નિર્દોષ ઉપભોગથી સંયમમાં ભંગ થતો નથી, પણ શરીરને ઉપયોગ વિનાના લાલનપાલનથી આળસની ને અયોગ્ય નરમાશની ટેવ પડે છે, ને તેથી તે મનના તાબામાંથી પણ નીકળી જવાનું ધીમે ધીમે શીખે છે. માટે નાની મ્હોટી સર્વ વાતમાં શરીરને પણ યોગ્ય રીતે અંકુશમાં રાખતાં શીખવું. શરીરની જુદીજુદી ઇન્દ્રિયો ઘણીક વાર પોતપોતાના વિષયમાં એવી બહેકી જાય છે કે પરિણામે બહુ દુઃખ અને અપયશ વહોરી લાવે છે. નેત્ર, શ્રવણ, આદિ ઇન્દ્રિયોને જે સ્વાદ પડે છે તેથી તે લોભાઇને ગમે તેવે માર્ગે ચઢી જાય છે, પણ એવા અસંયત આચરણથી વિનાશજ નીપજે છે.

---

## સંયમ ભાગ–૨.

### ૨૦.

શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે એક એક ઇન્દ્રિયને બહુ બહેકાવ્યાથી વિનાશ થાય છે, જેમકે શ્રવણના સ્વાદથી મૃગનો, ઘ્રાણના સ્વાદથી ભ્રમરનો, જીવ્હાના સ્વાદથી મીનનો ઇત્યાદિ, તો પાંચે ઇન્દ્રિયોથી વિષયમાત્રને ભોગવનાર મનુષ્ય, તેમને બહેકવા દે તો તેનો નાશ ક્ષણમાંજ થાય એમાં આશ્ચર્ય શું? માટે નિરંતર શરીર તથા ઇન્દ્રિયો મનના કબજામાં રાખવી, ને સંયમવાળા મનથીજ તેમને દોરાવાની ટેવ પાડવી.

સર્વ ઇન્દ્રિયો કરતાં જીભને ઘણાંક છૂટી રાખે છે કે તેથી જે અનર્થ થયા છે તે બીજા બધાના કરતાં અતુલ છે. લોક એમ જાણે છે કે વાણીમાત્રમાં શી હાનિ છે? બે ઘડી વાણીવિનોદ કરવામાં શું જાય છે? વાણીવિનોદની કોઈ ના કહેતું નથી, પણ સર્વત્ર એટલી વાત બહુજ જાળવવાની છે કે જેમ આપણા આચારથી તેમ આપણી વાણીથી કોઇને કાંઇ હાનિ થવી જોઇએ નહિ. કોઇનું મન પણ દુભાય એમ થવું જોઇએ નહિ. પાંચ સાત સ્ત્રી કે પુરૂષ ભેગાં મળે અને તેમાંના કોઈ એકની મશ્કરી કરીનેજ મઝા માને એ રીતિ ઘણી ધિક્કારવાજોગ છે. ટપાટપી કરવી કે કોઇ સમય વાણીમાત્રથી તકરારે કે વાદે ચઢવું એ પણ એટલુંજ હાનિકારક છે. તરવારના ઘા રૂઝાય છે, પણ વાણીના ઘા રૂઝાતા નથી, ને એક વાણીમાત્રથી

કરેલો ટોળ વખતે અનેક ઘણો હાનિકારક નીવડે છે. કામ જેટલીજ વાત કરવાની ટેવ પાડવી, અને કોઇ સમયે પણ કોઇનું દીલ દુઃખાય એવી વાણી નજ બોલવી, એ વાણી ઉપર સંયમ રાખવાની રીતિ છે.

મન, કાયા, અને વાણી ત્રણે ઉપર સંયમ રાખવા કરતાં અધિક સંયમ એ છે કે એ ત્રણેને એક એકની સાથે ચલાવવાં. મનમાં જે હોય તેજ શરીરે કરવું ને તેજ વાણીએ બોલવું એવો એ ત્રણેને એકાકાર રાખવાનો નિયમ ઘણોજ આવશ્યક છે. કેમકે નહિ તો ઠગાઇ, ખુશામદ, જુઠું બોલવું વગેરે નઠારી કુટેવો પડવાથી અનેક અપલક્ષણ પેદા થાય છે, ને પરિણામે પોતાને તથા પોતાનાં સર્વને દુઃખ નીપજે છે. મનને પણ એવીજ ટેવ પાડવી કે જેવું યથાર્થ રીતે જાણ્યામાં હોય તેવું સર્વદા ગ્રહણ કરે, ને વાણી તેજ વદે, તથા શરીર તેજ કરે. એનુંજ નામ સત્ય પાળવું કહેવાય. સત્ય બોલવાથી આજ લગી કોઇને હાનિ થઇ નથી, ને થનાર પણ નથી. તુરત વેળા સત્ય બોલવાથી કોઇએક માણસને કાંઇ હાનિ થતી જણાઇ હશે, પણ અસત્ય બોલવાથી આખા જગતના નિયમને જે હાનિ થાય તે કરતાં તે અતિ તુચ્છ અને નજીવી જેવી છે. ઈંગ્લંડના ઇતિહાસમાં પહેલા ચાર્લ્સરાજાને પદભ્રષ્ટ કરી પ્રજામતને આધારે રાજ્ય સ્થાપનારમાંનો એક **પીમ** એ નામનો મહાશય હતો. પાર્લામેંટમાં તેને કાંઇ કહેવાનું હતું, પણ કહ્યાથી પોતાને હાનિ થાય એમ હતું, તેથી એને એના મિત્રોએ મૌન રહેવા કહ્યું. એણે ઉત્તર આપ્યું કે "મને હાનિ થાય તે કરતાં સત્યને હાનિ થાય એ વાત સહન થઇ શકે તેવી નથી, માટે હું બોલીશજ."

આ પ્રમાણે મન, શરીર અને વાણી ત્રણ ઉપર જુદો જુદો તેમ ત્રણેને સાથે ચલાવવા રૂપ એકત્ર સંયમ સર્વદા પાળવાથી સર્વ સુખ ઉપજે છે, ને મહોટામાં મહોટું જે અંતઃશાન્તિનું સુખ તે સર્વથી પહેલું આવી મળે છે. જે સંયમવાળાં મનુષ્ય છે તેમણે રાત દિવસ મેં શું કર્યું, હવે મારે શું કરવાનું છે, એવો પોતાનો હીસાબ પોતાની જાતેજ લીધા કરવો, ને તેમાંથી સારા નઠારાનો વિવેક કરી, સારૂં કરવાનો અને નઠારૂં તજવાનો નિશ્ચયપૂર્વક નિયમ બાંધવો. પછી તે નિયમ અમલમાં મૂકવા માંડવો ને તેમાં મન શરીર કે વાણી આડાં અવળાં ચાલે તો તે સમયે સંયમથી તેમને સીધાં ચલાવવાં.

# વર્ણાશ્રમ ધર્મ ભાગ-૧.

## ૨૧.

માણસની જાતો ફક્ત બેજ છે, સ્ત્રી અને પુરૂષ; પણ બુદ્ધિ, બલ, કુલ, ધન, અધિકાર, એટલાંને લીધે માણસની જુદી જુદી એટલી બધી સ્થિતિઓ થાય છે કે માણસજાતના અનેક વર્ગ પડી ગયેલા છે. એવા વર્ગ બધા દેશોમાં પડે છે, ને એમાંના એક અથવા વધારે કારણને લીધે બધી સ્થિતિઓમાં પણ પડે છે. આપણા દેશમાં એવા વર્ગને નાત કહે છે; પણ એ નાત અથવા જ્ઞાતિરૂપી વર્ગનું મૂલ કારણ જાદુંજ છે. કેવલ બુદ્ધિ આદિને લીધે જે વર્ગ આપણા દેશમાં અસલ પડેલા હતા તેને વર્ણ કહેતા. વર્ણ એટલે રંગ અને ઉપરનો રંગ એજ મૂલ એ વિભાગ પડવાનું કારણ હતો. એવું માનવામાં છે કે એશિયાખંડના મધ્ય પ્રદેશમાં એક મનુષ્યસમૂહ વસતો હતો; તે ત્યાં કેટલાક સમયથી વસતો હશે કે ક્યાંથી આવ્યો હશે તે ચોકશ નથી, તોપણ ઇસવીસન પૂર્વે આશરે બે હજાર વર્ષ ઉપર એ સમુહ ચોપાસે વિખેરાઇ જવા લાગ્યો. એમાંની એક શાખા દક્ષિણમાં ગઇ તેમાંથી પારસીઓ ઉત્પન્ન થયા, એક પશ્ચિમમાં ઉતરી તેમાંથી ગ્રીક, રોમન, અને અર્વાચીન જર્મનની ઉત્પત્તિ થઈ, ને એક શાખા અગ્નિકોણમાં વળી તેમાંથી આપણે ઉત્પન્ન થયાં. આ લોક પોતાને આર્ય કહેતા, ને વર્ણે અતિ ગૌર હતા. તેમણે આપણા દેશમાં વસતાં જંગલી ટોળાં, જે રંગે શ્યામ હતાં, તેમને હાંકીને દક્ષિણ તરફ કાઢયાં; તેવા અનાર્યથી પોતાને ઉત્તમ જણાવવા માટે પોતે વર્ણમાં ગણાતા, અને અનાર્યોને અવર્ણ કહેતા. એ ઉપરથીજ આજ સુધી આપણામાં કોઇ નઠારા માણસ વિષે બોલવાની કહેવત ચાલે છે કે “ એ તે કાંઇ વર્ણમાં છે ? ” આર્ય લોકો બહારથી આવીને આ દેશમાં વસ્યા એવું કેટલાક નથી પણ માનતા. ને એમજ માને છે કે આર્યલોક આ દેશનાજ મૂલના રહિશ છે, ને બુદ્ધિ આદિ ગુણોને લીધે ઉત્તમ વર્ણના ગણાય છે. આર્યલોક બહારથી આવ્યા એમ માનનારા આર્ય શબ્દનો અર્થ “ ખેતીની કલા જાણનાર, ” એટલે જે અનાર્ય જંગલીઓ તે કલા ન જાણે, તેનાથી ઉત્તમ, એવો કરે છે; આર્યલોક અહીંનાજ રહિશ એમ માનનારા એનો અર્થ “ પાસે જવા યોગ્ય, ” એટલે પૂજ્ય, ઉત્તમ એવો કરે છે. આપણે કોઇને ઉત્તર દેતાં “ જી ;” એમ કહીએ છીએ, તે આર્ય શબ્દનું અપભ્રંશ રૂપ છે. વર્ણ શબ્દ રંગવાચક છે તેથી

વર્ણ અવર્ણ એવા ભેદ પડયા છે, પણ વર્ણમાંજ જે ચાર ભેદ થયા છે તે તેવા કારણથી થયા નથી. આર્યલોકોમાં જે જ્ઞાની, પંડિત, હતા તે ઋષી કહેવાતા, ને તેમણે વેદના મંત્રો સંગૃહેલા કહેવાય છે. તેમનું કામ નિરંતર ભણવું ભણાવવું, શાસ્ત્રોક્ત કર્મ કરવું કરાવવું, ને દાન લેવાં આપવાં, એવું ૭ પ્રકારનું રહેતું. છ કર્મ કરનારા બ્રાહ્મણ કહેવાતા, કેમકે બ્રહ્મ એવું વેદનું નામ છે તેને જાણનાર તે બ્રાહ્મણ. ભણવું, કર્મ કરવું ને દાન આપવું, એ ત્રણ કર્મ જેને કરવાનાં તે બ્રાહ્મણ વિના બીજા વર્ણના ગણાતા. તેમાં જેમનું કામ રક્ષણ કરવાનું અને રાજ્યવ્યવહાર સંભાળવાનું હતું તે ક્ષત્રિય કહેવાતા, જેમનું કામ વેપાર, ખેતી, ઇત્યાદિ કરવાનું તે વૈશ્ય કહેવાતા; ને. જેનું કામ સેવા કરવાનું તે શુદ્ર કહેવાતા. જે અવર્ણના લોક હતા તે તો નિષાદ, મ્લેચ્છ, બર્બર, કિરાત એવા તેમના ધંધા અને આચાર વિચારને અનુકૂલ નામથી ઓળખાતા; એમ સમજાય છે કે ચારે વર્ણને ખાવાપીવાનો સંબંધ હતો, તેમ કન્યા આપવા લેવામાં એવો નિયમ જણાય છે કે ઉપરના વર્ણવાળા નીચેના વર્ણવાળાની કન્યા લેતા, પણ તેને આપતા નહિ. ભણવું, કર્મ કરવું, ને દાન આપવું, એ ત્રણજ કામ બ્રાહ્મણ વિના જે બીજા તેમને કરવા દેવામાં આવતાં એમ હમણાં કહ્યું છે, પણ શૂદ્રને તે કરવા દેવામાં આવતાં નહિ, તેને તો માત્ર સેવાનોજ અધિકાર સોંપવામાં આવતો. એવું સમજાય છે કે અવર્ણના લોકમાંથી લીધેલા લોકો શૂદ્રવર્ગમાં રહેતા હશે; અને એ તો નક્કી જણાય છે કે બાકીના ત્રણ વર્ણમાંથી, જે યોગ્ય રીતે ન વર્તે, તે પોતાનાથી નીચેના વર્ગમાં પડી જતાં, કે છેક શૂદ્ર પણ થઇ જતાં, તેમ ત્રણ વર્ગમાંથી જે યોગ્ય હોય તે છેક બ્રાહ્મણ થવા સુધી ચઢી શકતાં. કેટલાક વેદમંત્રોના સંગૃહનારા બ્રાહ્મણ નથી, ને ઉપનિષદોમાં તો ઘણાક ક્ષત્રિયો પાસેથી બ્રાહ્મણોએ ઉપદેશ લીધેલા છે, સ્ત્રીઓએ પણ વેદમંત્રોનો સંગૃહ કરવામાં ભાગ લીધાનાં ચિન્હ જણાય છે, ને ઉપનિષદોમાં તો યાજ્ઞવલ્કયની પત્ની ઘણી ઉત્તમ બ્રહ્મજ્ઞાની જણાઈ છે. આમ છતાં શાસ્ત્રની આજ્ઞા એવી છે કે વેદનો અધિકાર સ્ત્રી અને શૂદ્ર બેને નથી; તે વેદોક્તકર્મ કરવાના વિષયમાંજ જાણવું; પણ જ્યાં બ્રહ્મજ્ઞાનની વાત છે ત્યાં તો કોઇને નિષેધ કરવાનો હેતુ જણાતો નથી. સંસ્કાર જે સ્મૃતિ પ્રમાણે કરાય છે, તે શૂદ્રને કરાય નહિ, પણ મંત્ર બોલ્યા વિનાજ તેમ કરવાને બાધ નથી એવું પણ જણાય છે.

---

## વર્ણાશ્રમ ભાગ-૨.

### ૨૨.

આવા પ્રકારનો વર્ણવિચાર છે. અને એવી રીતે વર્ણ પ્રમાણે લોકોના વિભાગ પ્રત્યેક દેશમાં થાય છે, ને થવા જોઇએ; જ્યાં બધાં એક જાતનાંજ છે એવા યૂરોપમાં પણ એવા વિભાગ છે. પણ ચાર વર્ણ ને તે પણ આવા સારા સંબંધવાળા, તેમાંથી એક એક જોડે કશો સંબંધ ન રાખનારી નાતો કેમ પેદા થઈ? એ વાત શ્રી મનુએ બહુ રીતે સમજાવી છે જેટલી જેટલી પ્રજા ઉત્પન્ન થાય છે, તેનામાં તેના માતા પિતાના શરીર અને મન બન્નેના, ગુણદોષ ઉતરે છે. જ્યારે માતા પિતા બે ઉચ્ચ વર્ણની માતાને નીચ વર્ણનો છેક અવર્ણનોજ પીતા હોય ત્યારે પ્રજા બહુ નીચ સ્વભાવવાળી, હીનબુદ્ધિપરાક્રમવાળી, થાય છે. એમ જે થાય તે પ્રજા વર્ણસંકર એટલે ચઢતા ઉતરતી વર્ણના સેળભેળ થવાથી પેદા થયેલી કહેવાય છે. આવો વ્યવહાર પ્રવર્તે તો એક એક માણસ, એકએક ગામ, આખો દેશ, બુદ્ધિ અને પરાક્રમમાં નીચ થતાં જાય, અને છેવટ બહુ માઠાં પરિણામ નીવડે: આટલા માટે, તેમ બ્રહ્મચર્ય સાચવવામાં જે ધર્મનો લાભ છે તે માટે વ્યભિચારનું પાપ બહુ મ્હોટું કહ્યું છે, એટલું મ્હોટું કે તેનું પ્રાયશ્ચિત બળી મરવાથીજ થઇ શકે છે. જેમ જેમ વર્ણસંકર થતાં ગયાં તેમ તેમ શુદ્ધ વર્ણવાળાંએ તેમને પોતાથી દૂર મૂકવા માંડયાં, ને એમ એક પછી એક અનેક વર્ગ વધવા લાગ્યા. આવા કીયા કીયા વર્ણસંકરની કેઇ કેઇ નાતો કહેવાય, અને તે તે નાતોનાં શાં શાં કામ છે, એ શ્રી મનુએ પોતાની સ્મૃતિમાં બતાવેલું છે. નીચ વર્ણવાળો ઊંચ વર્ણમાં જઇ શકતો, કેમકે એમાં નીચથી ઉંચ થવા માટે વધારે ઉત્તમ કર્મ ધર્મ સાચવવાની જરૂર હતી; પણ જ્યારે સંકર થવા માંડયો ત્યારે નાત બદલી શકાય એમ રહ્યું નહિ, કેમકે અહીં તો કર્મધર્મમાં કશી ન્યૂનતા થવાથી ઉતરતે સ્થાને અવાયલું નથી, પણ પોતાના લોહીમાં અને બુદ્ધિમાંજ વિકાર થવાથી એમ અવાયું છે, ને તેતો મરણ વિના બદલાવું અશક્ય છે. આવું થયું એટલે નાતો નાતો વચ્ચે ખાવાનો, તેમ કન્યાનો, વ્યવહાર, બંધ પડયો. આ પ્રમાણે જે નાતો થઈ છે, થાય છે, ને થશે, તે બધી બહુજ હાનિ કરાવાવાળી છે, કેમકે તેમને લીધે માણસોનાં મન સાંકડાં થઈ જઇ, દ્વેષ, ઇર્ષ્યા, અભિમાન, એવા અનેક દોષથી મલિન થાય છે, ને માણસોને

પોતપોતાને તેમ આખા દેશને પાયમાલ કરે છે. આપણા દેશમાં કોઇપણ સુધારો થઇ શકતો નથી તેનું કારણ પણ આ નાતનું બંધનજ છે. અસલનાં વર્ણાશ્રમની વ્યવસ્થા એજ સારી અને ઉન્નતિ કરનારી છે.

આશ્રમ શું ? આશ્રમ એટલે સ્થાન, અવસ્થા, જે રીતિથી જે મનુષ્ય રહેતું હોય તે તેનો આશ્રમ કહેવાય. મનુષ્ય બ્રહ્મચારી હોય, એટલે વિદ્યાભ્યાસમાં રોકાયલું હોય; પરણી, અને ઘર માંડી, વ્યવહાર, ધર્મ, આદિ સાધી સુખ પામવાનો માર્ગ કરતું હોય; કે સંસારથી કંટાળી એકાન્તનું સુખ ભોગવવા પુત્રને ભાર સોંપી વનવાસમાં વિરાગ પામતું હોય; કે કોઇ સ્થાનથી બંધાઇ ન રહેતાં બધુંજ તજી, બધાને આત્મરૂપ અનુભવતું હોય, એ ચાર સ્થિતિનું નામ બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, ને સંન્યાસ. સંસ્કાર-વિષેના પાઠમાં બ્રહ્મચર્યનું વર્ણન કરેલું છે, એટલે ઉપનયનથી સમાવર્તન સુધી બ્રહ્મચર્ય; વિવાહથી તે જ્યારે સંસાર મૂકી વનવાસ કે એકાન્તની અભિલાષા થાય ત્યાં સુધીનો ગૃહસ્થાશ્રમ; ને વનમાં કે એકાન્તમાં જ્યારે વિરાગ પરિપક્વ થાય ને કશામાં વૃત્તિ ન રહે અને સર્વત્ર એકાત્મભાવ થવા માંડે ત્યાં સુધી વાનપ્રસ્થ; અને એકાત્મભાવ પરિપૂર્ણ અનુભવાય એ સંન્યાસ. સન્યાસ સુધાં ચારે આશ્રમનો અધિકાર બ્રાહ્મણ એકલાનેજ છે. બીજા ત્રણે આશ્રમ, ક્ષત્રિય અને વૈશ્યને માટે છે, તથા શૂદ્રને માત્ર ગૃહસ્થાશ્રમજ છે. છતાં શૂદ્રથી, વિરાગ થાય તો, વાનપ્રસ્થ નજ કરાય એવો પ્રતિબંધ નથી. ગૃહસ્થનાં કર્મ, હવે પછી સંસ્કારનો જે પાઠ આવશે તેમાં કહેવાશે, પણ વાનપ્રસ્થને તો વિરાગ પ્રધાન જોઇએ. વિરાગ એટલે ભગવાં કરવાં, કે નાશી જવું, કે રખડવું, તે નહિ, પણ રાગ એટલે અમુક વસ્તુ મારી છે એવી જે પ્રીતિ તે નાશ પામવી જોઇએ. કોઇપણ પ્રકારની ઇચ્છા ન રહે, પુત્ર, કીર્તિ, ધન, સર્વની વાંછના નિર્મૂલ થાય, ત્યારે એકાન્તમાં જઇ આત્માનું ધ્યાન, શ્રવણ, મનન કરવું. પત્નીને પણ તેમાં જોડે રખાય. પછી જ્યારે વિરાગ એટલો દૃઢ થાય કે કોઇ વસ્તુ ઉપર વૃત્તિજ રહે નહિ, ને આખું વિશ્વ પોતારૂપજ દેખાય, ત્યારે સંન્યાસ " અતિ સારી રીતે સર્વ તજ્યું " એ આશ્રમમાં જવાય. સંન્યાસનું મુખ્ય લક્ષણ પ્રેમ; પ્રેમ એટલે કોઇ વસ્તુ ઉપર પ્રીતિ એમ નહિ, પણ સર્વત્ર એકાત્મભાવ એવો ભાવ થાય એટલે પછી પત્ની કે ઘર, રહેઠાણ કે સંગ્રહ કશું હોયજ નહિ. ચાર આશ્રમમાં એવો અવશ્ય નિયમ નથી કે એક પછી એકજ તે આવવા જોઇએ, પણ લોકો ઘણું કરીને તેમ

પાળે છે. સર્વ આશ્રમમાં મુખ્ય ગૃહસ્થાશ્રમ છે, ને તેનો મુખ્ય આધાર ગૃહિણી ઉપર છે. ગૃહસ્થને આધારેજ બીજા ત્રણે આશ્રમવાળા જીવે છે, માટે તેના જેવો એકે આશ્રમ નથી, એમ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે. એમાંજ પુણ્ય કરવાના પ્રસંગ મળે છે; એમાંજ આપણા સદ્‌ગુણની પરીક્ષા થાય છે. એનો ખરો આધાર સ્ત્રી ઉપર છે કેમકે એ આશ્રમમાં રહી પ્રેમભાવમાં વૃદ્ધિ કરવાનું મુખ્ય કામ છે, ને તે પ્રેમભાવનો દેવતા સ્ત્રી છે. એના પ્રેમભાવથી, એના આનંદીપણાથી, ગૃહસ્થાશ્રમ સુધરે છે.

આ પ્રમાણે ચારવર્ણ અને ચાર આશ્રમનો, તથા તેના ધર્મનો વિવેક છે; એ ઉપર વિચાર રાખીને સર્વદા વર્તવાથી કલ્યાણ છે.

## માતૃધર્મ-ભાગ ૧.

### ૨૩.

બાલ્યાવસ્થામાં વિદ્યા પ્રાપ્ત કરી સંસારનાં કામ માટે યોગ્ય થઇ યુવાવસ્થામાં પ્રવેશ કરવાનો છે. એ અવસ્થામાં યથાયોગ્ય પત્નીધર્મ પાળી જે આનંદ મેળવવાનો છે તેનું ખરૂં ફલ જ્યારે માતા થવાય ત્યારે પૂરેપૂરૂં અનુભવાય છે. બાલક છે તે શું છે? પ્રખ્યાત કવિ ભવભૂતિએ કહ્યું છે કે પતિ અને પત્નીના અંતઃકરણના તત્ત્વની એક ગાંઠ બંધાય છે, તેજ બાલક છે. આ કહેવું કવિતાના ચમત્કાર કરતાં સૃષ્ટિના નિયમનું સ્વરૂપ સમજાવવામાં વધારે કામ આવે તેવું છે. બાલક છે તે મા અને બાપ એ એના અંતઃકરણનું તત્ત્વ છે. અંતઃકરણ એટલે હૃદય તેનું તત્ત્વ કહ્યું એનો અર્થ એ છે કે હૃદયમાં જે પ્રેમભાવ રમી રહે છે, તે. પ્રેમ ઉત્તમમાં ઉત્તમ રીતિએ જ્યારે એકત્ર થાય છે ત્યારે સારામાં સારૂ બાલક નીપજે છે. પ્રેમથી કરીને જે એકભાવ થવો જોઇએ તેમાં કાંઇ પણ ન્યૂનતા હોય તો જે પ્રજા થાય તે સારી થતી નથી, એમ સારામાં સારા વિદ્વાનોનું મત છે. પૂર્ણ પ્રેમથી એક થયેલાં માતપિતાનું બાલક સારૂ એટલે માનસિક ધર્મમાં પ્રબલ, એટલે બુદ્ધિમાન્, ધાર્મિક, પ્રેમી, ભક્તિમાન્, ને ઉત્તમાભિલાષી, થાય છે. આટલું તો તેના મનની સંપત્તિ પરત્વે થાય છે, પણ તેના શરીરની સંપત્તિનો આધાર શાના ઉપર છે? અંતઃકરણ એટલે હૃદયનું સ્થૂલ તત્ત્વ જે લોહી તેના ઉપર તેનો આધાર છે. જો માબાપે પોતાનાં શરીર, એટલે શરીરને પુષ્ટિ આપનાર લોહી, સારી રીતે

સાચવ્યાં હોય અને પોતાના શરીરને વધવામાં જ્યારે લોહીનો ઉપયોગ થતો હોય ત્યારે તેને બીજે માર્ગે ન વાપર્યું હોય, તો તેવાં માબાપની પ્રજા ઘણું દૃઢ શરીરવાળી થાય છે. પોતાનું શરીર દૃઢ બંધાઇ ચુકવાથી લોહીનો ઉપયોગ પ્રજા ઉત્પન્ન કરવામાં કરી શકાય, તથા પરમ પ્રેમથી એકરૂપ થઇ તે ઉત્પન્ન કરવાના કાર્યમાં આનંદથી પ્રવર્તાય; એવો સમય આવવા માટે માતાપિતાનું વય કેટલું પાકું હોવું જોઇએ એ વિચારવું. આવા વિચાર વિના માતા થવાની ઉમેદ રાખનારી સ્ત્રીઓ એવી પ્રજાની માતા થાય છે કે જે પ્રજા અવતરે તેવી મરી જઇ માતાને રડતી કકળતી મૂકે છે, કદાપિ ઉછરે તો રોગથી કે બુદ્ધિની જાડાઇથી કે તેથી પણ કોઇ દુષ્ટ આચરણથી માતાને મરતા સુધી અંગારારૂપ નીવડે છે, કે ઘણીવાર માતા પોતેજ વંધ્યા થઇ જઇ પ્રજાને માટે નિરંતર વલખાં મારતી રહે છે. આટલા સારૂ માતા થવામાં કેટલી જવાબદારી છે તે પૂરેપૂરૂં સમજવું આવશ્યક છે, ને તે સમજ્યા પછી પણ માતા થવા માટે દૃઢ શરીર અને પતિ સાથે અત્યંત એકભાવ રૂપ પ્રેમ એની પણ કેટલી આવશ્યકતા છે તે નિત્ય સ્મરી રાખવું આવશ્યક છે. જે સ્ત્રીઓ ઉત્તમ પત્ની ધર્મ પાળી પાર ઉતરી છે તેજ ખરી માતા થવાને યોગ્ય છે એમ આ બધા વિચાર ઉપરથી સહજ સમજાશે.

બાલક છે તે તેના પિતા અને માતાના શરીર, તેમ મનની યથાયોગ્ય પ્રતિમા છે. એવી પ્રતિમા પેદા થાય છે ત્યારે માતા પિતાના હર્ષમાં કશી મણા રહેતી નથી, પ્રેમનું સાર્થક થવાથી તે પ્રેમ સહસ્ર ગણો વૃદ્ધિ પામે છે, ને બાલકને જોઇ એ પ્રેમ ઉભરાયાં કરે છે. ઘણે ઠેકાણે બાલક સ્ત્રી જાતિનું હોય કે પુરુષ જાતિનું હોય તે ઉપર માબાપ પોતાના હર્ષનો આધાર રાખે છે, પણ મનુષ્ય સ્વભાવ એવો નથી કે પોતાનાં બાલકમાં એવો તફાવત રાખી એક કરતાં બીજાને વધારે વહાલું કે અગત્યનું ગણે; જે નિર્દય લોક છે, જેનામાં પ્રેમ કે દયાનો છાંટો નથી, ને તેથી જે પશુ જેવાંજ છે તે આવા વિચારમાં પડી ખરૂં સુખ ભોગવવાનો અવસર વણસાડી નાખે છે. બાલક થવું એજ માબાપના હર્ષની પરાકાષ્ઠા છે, માબાપના જીવનો સાર છે, જે પ્રેમથી લગ્ન થયું છે તેનું ફલ છે. એ બાલકના ઉત્પન્ન કરનારનો ધર્મ છે કે તેને સાચવવું, તેને પોષવું, તેને મોહોટું કરવું, તેને શરીરથી, મનથી કે આત્માથી વિશુદ્ધ રાખવું, અને એમ આ જગતમાં સ્વતંત્ર રીતે તેને વ્યવહાર કરતાં શીખવવું. વ્યવહારમાં પણ તે ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય નીવડે, ઉત્તમમાં ઉત્તમ પુરુષ કે ઉત્તમમાં ઉત્તમ

સ્ત્રી નીવડે, એવું તેને કરવું, એ માબાપનુંજ કામ છે. અવતરે ત્યારથી બાલક માતા પાસેજ રહે છે, ને ગમે તેટલું મહોટું થાય તોપણ બાલક સ્વાભાવિક રીતે માતાની પાસા કોઇ અલૌકિક પ્રિતીભાવથી નમતું રહે છે. બાલકના મનને અને આત્માને તેમ તેના શરીરને શુદ્ધ માર્ગે ચઢાવવાનું મુખ્ય કામ માતાનું છે, ને તેથી બાલક આગળ જતાં જેવું નીવડે તેનો યશ અપયશ બધો માતાને શિર છે.

બાલક જગત્માં અવતરે છે તે વેળે તેને કશી સમજણ હોતી નથી, માત્ર કેટલીક લાગણીઓ હોય છે, ને મહોટામાં મહોટી જે ટેવ તેને હોય છે તે એ હોય છે કે જે દેખે, સાંભળે, કે અણુસારાથી પણ જાણે, તેનું અનુકરણ કરવું. અવતરે તે ઘડીથીજ તેનામાં આ ગુણ ઘણી સારી રીતે હોય છે, ને એ ગુણના વધવાથીજ એની રીતભાત છેક મહોટપણ સુધી બંધાતી ચાલે છે. આટલા માટે બાલકની આસપાસ જે જે બનાવો બને, જે જે વાતચીત થાય, તેને જેવી જેવી સોબતોમાં રખાય, જેવી જેવી તેને રમતો રમવા દેવાય, તેને જે જે ખાવા પીવાનું અપાય, એ બધા ઉપર તેના મન અને શરીરના બંધારણનો આધાર રહે છે. માબાપ અને તેમાં મુખ્ય કરીને માતાને એજ સંભાળવાનું છે કે આ બધી વાતોની રચના એવી થાય કે તેમાંથી બાલક સારો માર્ગજ લેતાં શીખે, સારી રીતે પોતાનો આ ભવ ગાળવા સમર્થ થાય. માતાનાં કે પિતાનાં ભાઇભાંડુનાં કે નોકર ચાકરનાં, કોઇનાં એક આંખના અણુસારા સુધાં પણ એવાં થતાં નથી કે જેને બાલક પકડી લે નહિ, ને જે પ્રમાણે કરતાં શીખે નહિ, માટે તેવા બધા પ્રસંગ બાલકને લાભ આપે તેવાજ યોજવા જોઇએ, ને તેની આસપાસ સ્વાભાવિક રીતે સહજ શુદ્ધતા, આચારવિચાર અને વાણી સર્વ પ્રકારની, પ્રસરી રહેવી જોઇએ. આવું ન થઈ શકે તો બાલકો અનેક અપલક્ષણ શીખે, ને જે પ્રથમ તો નિર્દોષ જેવી રમતો લાગતી હોય, અને માબાપ લાડકોડમાં જે રમતો સહજ નઠારી છતાં પણ બાલકને લડાવી લડાવીને શીખવતાં હોય, તેજ તેમને છેવટ નઠારી ટેવરૂપે ગળે બંધાય નેં આગળ જતાં અતિ દુઃખી કરે. એક મનુષ્યનું સુખી કે દુઃખી થવું, જીવવું કે મરવું, એ માતાના વિચાર અને આચાર ઉપરજ બહુ રીતે લટકી રહેલું છે, તો માતા થતા પૂર્વે માતાએ કેટલી ચતુરાઇ રાખવી જોઇએ, તેમ માતા થયા પછી કેમ વર્તવું જોઇએ, એ સમજવું સહજ છે. એ વિષે જુદી જુદી વાત સ્પષ્ટ રીતે આગળ કહેવાશે.

# આત્માર્પણ.

## ૨૪.

જગતમાં જીવ્યું તેનુંજ સાર્થક છે કે જેણે પોતાના જીવ્યાથી પારકાંને ઘણામાં ઘણું સુખ કરી આપ્યું છે; ને એ પ્રકારનું ઉત્તમોત્તમ જીવિત માતાનું છે. *પરદુ:ખભંજન વિક્રમ અને ભોજનાં નામ જે આપણે નિત્ય સંભારીએ છીએ તે એટલાજ કારણથી કે તેમણે મ્હોટી રાજસમૃદ્ધિનો વૈભવ માણવો કોરે મૂકી પારકાનાં દુઃખ ભાંગવા માટે અનેક કષ્ટ વેઠયાં છે ને પોતાનો જીવ જોખમમાં નાંખ્યો છે. પ્રખ્યાતિ પામેલા શોધ કરનાર કે વિદ્વાનોને આપણે સંભારીએ છીએ તે પણ એટલાજ કારણથી કે તેમણે આ જગતમાં અવતરી ભોગ ભોગવવાનું દૂર રાખી આખા જગતના લાભ સારૂ તન મનથી અતિ શ્રમ વેઠયો છે. છેવટ પરાક્રમી યોદ્ધાનાં સ્વરૂપને આપણે નમીએ છીએ, પૂજીએ છીએ, તે પણ એટલાજ માટે કે તેમણે પોતાના અતિ પ્રિય પ્રાણ પોતાની ભૂમિના રક્ષણ માટે તૃણવત્ તજી દીધા છે. સાધારણ સંસાર વ્યવહારમાં પણ શું છે? ઘણામાં ઘણું માન કોને મળે છે? કોણ સારામાં સારૂં કહેવાય છે? ઘરમાં લાખો રૂપીઆ ભર્યા હોય, કે ઉત્તમ અધિકાર ભોગવતો હોય, કે ઉત્તમ સુખમાંજ જન્મ્યો હોય, તેવો માણસ કશું પણ માન પામતો નથી; માનતો તેજ પામે છે કે જેના જીવ્યામાં બીજાં પણ જીવે છે, જેને હાથે દાન, દયા, અનંત થયા કરે છે, ને જે એ પ્રમાણે ખરી રીતે જીવી જાણે છે. પોતાને વિસારે પાડી પારકાનુંજ ભલું કરવામાં છેક દરિદ્રી થઇ ગયેલા ચારુદત્ત જેવાને પણ ધન્ય છે! તેણેજ જીવી જાણ્યું છે. મનુષ્ય પ્રાણીમાંજ આવું છે એમ નથી, પણ જે જડ કહેવાય છે તેવા પદાર્થોમાં પણ એમ છે. તેમાં પણ જેને અંગે ઘણા પદાર્થ નીભે છે તેજ મહોટું ગણાય છે; અરે! તે જડ વસ્તુઓનાં નામ આપણે જોઇએ તો એક કણપણ નિરુપયોગી જતો નથી, કેવલ પારકાનાજ કામમાં વપરાય છે. પણ મનુષ્! જેનું આયુષ્ જડ પદાર્થો કરતાં ઘણું અલ્પ છે, ને જેનું એક પણ અંગ મુવા પછી કશા કામનું નથી, તે જાણે જગત્નું રાજા હોય એવું થઇને અધર ચાલે છે, તે કદી મરવું નથી એમ સમજી પોતાના પિંડનેજ પોષવામાં પારકાના સામું પણ જોતું નથી!! કેવી અધમ દશા, કેવું પાપ! પોતાની જાતિનાજ પ્રાચીન ઇતિહાસમાંથી, કે આસપાસના જડ વિશ્વના વ્યવહારમાંથી પણ, શું તેને એટલું ભાન નથી આવી "શકતું કે જેનો પિંડ પરાર્થે વપરાયો તેનું જીવતર" ખરૂં જીવતર છે, બાકી તો કૂતરાં પણ જીવે છે, જીવડાં પણ અવતરે છે ને મરે છે.

સમૃદ્ધિને વાપરી સદાવ્રત બાંધવાં કે નિત્ય બ્રાહ્મણ જમાડવા એમ કરવું એજ ખરો માર્ગ છે એમ કહેવાની મતલબ નથી. એવાં કામમાં કાંઈ પાપ છે એમ નથી, એ પણ યોગ્ય રીતે થાય તો સારાં કામ છે. પણ તેને માટે દ્રવ્યની સમૃદ્ધિ જોઇએ તે ન હોય તે શું કરે ? પણ આત્માર્પણનો અર્થ એવો નથી કે એ રીતેજ જે વપરાય તેથી તે થયું ગણાય. આ જીવતરમાં એવા પ્રસંગ ઘડી ઘડી પળ પળે આવે છે કે જે સમયે આપણે આપણી જાતને ભુલી જઇ પારકાના ઉપર દૃષ્ટિ રાખવી યોગ્ય હોય છે. એક સમય કોઇ શહેરમાં એક શેઠીયાનું ઘર બંધાતું હતું. તેના ચોથા માળની પાલખ ભાગી પડવાથી તમામ કડીઆ મજુર હેઠા પડી છુંદાઇ ગયા. એ દોદળું જેવું પાટીયું પડુપડુ કરતાં લટકી રહ્યું હતું તેને છેડે એક ડોસા ને એક જુવાન બે લટકી રહ્યા હતા. પણ પાટીયું એવું નમી ગયું હતું કે થોડીકજ પલમાં એના ભારથી તે તૂટી પડે, ને જો ભાર ઓછો થાય તો એકાદનો જીવ મદદ આવતા સુધી, બચાવી શકે, એમ હતું. આવું જોઈ પેલા ડોસાએ પેલા જુવાનીઆને કહ્યું "અલ્યા ભાઇ ! મારા ઉપર દશ માણુસનો જીવારો છે, અરે રામ ! હવે શું થશે !" આટલું સાંભળતાંજ પેલો જવાન એકલો જાતેજ હતો તેણે પાટીયું મુકી દીધું ને નીચે પડી કચરાઇ મુવો, પણ પેલા ડોસાનો જીવ ઉગર્યો, ને તેનાં દશ માણુસનો પણ ભેગો ઉગાર્યો. આવું ભાગ્યશાલી મરણ થોડાનુંજ થતું હશે ! રજપુત માતાઓ પોતાના પુત્રોને રણસંગ્રામમાં મોકલતાં અમથી ન કહેતી કે પાછા આવો તો વિજય સાથે આવજો નહિ તો કાગળે ચઢીનેજ આવજો. આત્માર્પણમાં જે મરણ થાય તે પણ અહોભાગ્ય છે. એ ઉપદેશ રજપૂત માતાઓ પોતાનાં બાલકને પોતાના પયપાન ભેગોજ ગળે ઉતારતી. આપણે માર્ગે જતાં હોઇએ, ને આપણને જરાક અડચણ પડતી હોય પણ તેટલી મટાડવામાં બીજાને તેથી બમણી પડતી હોય, તો શું આપણે આપણી અડચણ નહિ વેઠી લેવી જોઇએ ? અથવા આપણને કાંઈજ હરકત ન હોય, ને બીજાને ઘણીજ હોય તો શું તે દૂર કરવામાં આપણે આપણા મનના ખોટા માનના વિચારોને, કે નકામી મહોટાઇને વચ્ચે આવવા દેવાં જોઇએ ? છતાં કેટલાં સ્રીપુરૂષો આ પ્રમાણે વર્તે છે ? એક સાધારણ ઘરમાંજ જઇને જુઓ તો બૈરાં એવી તકરારોથી કકળાટ કરી રહ્યાં હશે કે મારી માંદી દેરાણીને શીરો ખાવા આપ્યો તો મારે કેમ નહિ ? મારી નાની નણંદને કસબી સાળુ તો મારે શા માટે સોનેરી નહિ ? પુરૂષો પણ એવી ત-

ડાતડીમાં ભાગ લેતા હશે ! આવો સંસાર તે શી રીતે સુખી થાય ? જ્યાં પગ અડે તો લાત મારવી, ને એક સખુન કહે તો સામો વાળ્યા વિના ધાન પણ ન ભાવે, એવો રીવાજ તેજ મોહોટાઈ ગણાય, તેજ કુલીનપણું ગણાય, ત્યાં સુખ અને શાન્તિની વાતજ કયાં ? પણ એવા બધા સમયોમાં આપણે આપણું હુંપદ વિસરી જઇ, આપણો લાભ કોરે રાખી, પારકાને જે યોગ્ય હોય તે ભોગવવા દેવામાં, ને તે ભોગવવામાં સહાય થવામાં, ખરી મહોટાઇ સમજવી. આત્માર્પણથીજ સંસારમાં સુખ શાન્તિ રહે, માન મળે એટલુંજ નહિ, પણ આપણા પોતાના આત્માનો નિરંતર સંતોષ પણ આપણને પ્રાપ્ત થાય. એક પરોપકારનું કામ કરવાથી તે કામ પોતેજ અવર્ણ્ય પ્રકારની શાન્તિ પેદા કરે છે, તો નિરંતર જે લોક આત્માર્પણ ગ્રહણ કરી પોતાને વિસારે પાડી પારકા માટેજ જીવિત ગાળે છે તે કેટલાં સુખી, આનંદી ને શાન્ત હોય ! આમ સંસારમાં ઘડી ઘડી આત્મર્પણના પ્રસંગ આવે છે, ને તે બધા સારામાં સારી રીતે વાપરવા એમાંજ આપણા જીવ્યાનું સાર્થક છે. પ્રસંગ આવ્યેથી આત્માર્પણ દાખવવું એ કરતાં પણ વધારે ઉત્તમ પ્રકારનું આત્માર્પણ ઉત્તમ પ્રેમથી ઉત્પન્ન થાય છે. પ્રસંગ આવે તે કરતાં તેવાં મનુષ્ય પ્રસંગનેજ પેદા કરે છે. તેમના મનમાં એમજ નિશ્ચય હોય છે કે આપણું જીવિત જે રીતે આખા વિશ્વને કે તેના કોઇ ભાગને ઉપયોગી થાય એવી રીતેજ ગાળવું. આવા નિશ્ચયથી તેવાં મનુષ્ય જનસમૂહની જુદી જુદી અપેક્ષાઓનો વિચાર કરે છે, તે પૂરી પાડવા માટેના શોધ કરવામાં, ગ્રંથ રચવામાં, કે એવીજ તેને માટે ઉપયોગી પ્રવૃત્તિ કરવામાં આખું જીવિત ગાળે છે. એવાં સ્ત્રી પુરૂષ સર્વને પૂજ્ય છે.

---

## સન્નારી સીતા-ભાગ-૨.

### ૨૫.

મિથિલાથી પરણી પરશુરામનો પરાજય કરી રામ સીતા સહિત અયોધ્યામાં આવ્યા. સીતાએ સાસુઓ તથા વૃદ્ધ સસરાની પરિપૂર્ણ પ્રીતિ એટલી બધી સંપાદન કરી લીધી કે તે રામ જેટલીજ તેમને સર્વને પ્રિય થઇ. આવી રીતે દશરથ રાજા પોતાની અતિ વૃદ્ધાવસ્થામાં પુત્ર અને પુત્રવધૂનું સુખ ભોગવતા હતા; તેવામાં તેમને એમ વિચાર થયો કે મારી હવે વૃદ્ધાવસ્થા થઇ છે માટે મારે મારા જ્યેષ્ઠ પુત્ર રામને રાજ્યાભિષેક

કરવો, વશિષ્ઠ ગુરુને બોલાવી યોગ્ય મુહુર્તે રાજ્યાભિષેક માટે સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરાવી, અને રામને પણ તે વાતની ખબર કરાવી. આખા નગરમાં હર્ષ અને ઉત્સવ પ્રવર્તી રહ્યાં છે; સવારના પહોરમાં રામને રાજ્યાભિષેક થવાનો છે. તે પૂર્વની રાત્રીએ એવું થયું કે કૈકેયીના મનમાં તેની દાસીની દુષ્ટ પ્રેરણાથી પાપ ભરી વાસના પેદા થઇ. દશરથ રાજાએ કૈકેયીને કોઇ સમયે તેની કોઇ સેવાથી પ્રસન્ન થઈ વરદાન માગવા કહ્યું હતું. તેનો તેણે આજ લાભ લેવા ધાર્યો, ને મહા કલેશ મચાવી બેઠી, જ્યારે દશરથ રાજા રાત્રીએ તેની પાસે પધાર્યા ત્યારે તેમણે એ બધું જોઇ બહુ આશ્ચર્ય બતાવ્યું કે આજ ઉત્સવને સમયે આમ કેમ ? કૈકેયીએ બહુ કલ્પાંત કરી કરી પેલું વરદાન માગ્યું, ને તેમાં એમ માગ્યું કે કૌશલ્યાનો પુત્ર રામ, બાર વર્ષ સુધી વનવાસ જાય અને મારો પુત્ર ભરત ગાદીએ બેસે. વચને બંધાયલો રાજા આ વાત સાંભળતાંજ મૂર્છા ખાઇને પડયો, પણ પેલી દુષ્ટ સ્ત્રીને દયા આવી નહિ. જાગ્રત્ થયા પછી રાજાએ ઘણી સમજાવી, પણ એકની બે થઇ નહિ. રાજાથી આ વાત રામને કહેવાતી નથી, તેમ કહેવાય તો પણ પોતાનો પ્રાણ જાય તે પહેલાં રામથી જુદાં પડવાનું પણ થાય તેમ નથી. ધીમે ધીમે વાર્તા રામને કાને ગઇ. પ્રાતઃકાલમાં રાજ્યાભિષેક માટે યોગ્ય વસ્ત્રાલંકાર સહિત રામે આવી ગુરુને તથા પિતાને વંદન કર્યું. અને પિતાની ક્ષીણ મુખમુદ્રા જોઇ બોલ્યા કે હે પિતા ! આપની પ્રતિજ્ઞા સચવાય, ને તે પણ મારાથી સાચવવાનું થાય, એ કરતાં મારૂં ધન્ય ભાગ્ય બીજું કીયું ? માટે હું અહીંથીજ આપને નમસ્કાર કરી રાજવેષ ત્યાગ કરી, વનવાસ ગ્રહણ કરૂંછું, આપ ભરતને રાજ્યાભિષેક કરો. દશરથ રાજા તો આ બાલકની વાણીથી મોહ પામી ગયા, ને એ પ્રસંગથી દિઙ્મૂઢ થઇ રહ્યા. શ્રી રામ પોતાની માતાની આજ્ઞા લેવા ગયા. પણ ત્યાં બહુ બહુ કલ્પાંતે માતાએ તેમના કોમલ દેહને દુઃખને સ્વાધીન થવાની આજ્ઞા આપી. એમના ભાઇમાંથી માત્ર લક્ષ્મણજ અયોધ્યામાં હતા, તે રામ વિના ક્ષણ પણ રહેતા નહિ, એટલે એમની સાથે જવા તત્પર થયા, અને સીતાએ પણ દીન વદને આવીને પ્રાર્થના કરી કે મહારાજ ! હું પણ આપની સાથેજ આવવાની છું. રામે સીતાને ઘણું સમજાવી, વનવાસનાં દુઃખ કહી બતાવ્યાં, પીયર કે સાસરામાં રહેવાથી જે સુખ મળે તે કહી બતાવ્યાં, પણ સીતાએ કશું સાંભળ્યું સરખું નહિ, ને કહ્યું કે "હે સ્વામી! સ્ત્રી છે તે પોતાના પતિની છાયા જેવી છે, જો શરીરથી શરીરની છાયા જુદી થઇ શકતી હોય તો પતિથી પત્ની જુદી થઇ શકે. તેને સુખ

સમૃદ્ધિ આનંદ બધું પતિની સેવામાં ને પતિની પ્રીતિમાંજ છે, પતિ વિના તેને કરોડો ગણી સમૃદ્ધિ રાખ બરાબર છે. મારે તો તમારી દૃષ્ટિમાંજ આનંદ છે. તમારી સેવામાં સુખ છે. માટે હું તમારા વિના રહેવાની નથી." લક્ષ્મણ અને સીતાને સાથે લઇ રામ વનવાસ ગયા, ગામમાં તો બધે શોક અને વિલાપ વ્યાપી ગયાં. પુત્રનું મુખ જોઇને જીવનાર દશરથ રાજા ઘણો સમય જીવી શક્યા નહિ, તેમનો પ્રાણ ગયો; અને જેને માટે રાજ્ય માગ્યું હતું તે કૈકેયીપુત્ર ભરત પણ આવીને બધો વૃત્તાન્ત જાણતાં માતાને ઘણો તિરસ્કાર કરવા લાગ્યો તથા રામને પાછા વાળવા તેમની પાછળ ગયો પણ તે વળ્યા નહિ, ભરતે રાજ્ય લીધું નહિ, માત્ર રામની પાદુકાનું અર્ચન કરવામાંજ તેણે સ્વધર્મ ધાર્યો.

---

# સન્નારી સીતા. ભાગ-૩

## ૨૬.

વનવાસમાં જે અનેક અનેક સંકટ પડયાં, ને તે બધામાં રામે જે જે પરાક્રમ કર્યાં, તેની કથા રામાયણમાં પ્રસિદ્ધ છે, પણ તે બધાં સંકટમાં સીતાએ જે એકનિષ્ઠા અને પ્રેમભાવથી સ્વામીની અનન્ય સેવા કરી છે, કદાપિ મનમાં ઓછું સરખું પણ આણ્યું નથી, ને છાયાની પેઠે પતિથી તે અભિન્ન રહી છે, એ સર્વ કુલીન નારીઓને સમજવા જેવું છે. રાવણે સ્વયંવરના સમયથી જે વૈર ધારણ કર્યું હતું તે તેના પેટમાંથી ગયું ન હતું, એટલે રામના વનવાસની વાત જાણ પડતાંજ તેણે રામને પીડા કરવાના વિચાર કરવા માંડયા અને સીતાને હરી લાવવાની યુક્તિઓ રચવા માંડી. એક દિવસ પંચવટીમાં રામ સીતા લક્ષ્મણ ત્રણે રમતાં હતાં તેવામાં એક કારમો સોનાની ત્વચાવાળો મૃગ દૃષ્ટિએ પડયો. સ્ત્રીજાતિની સહજ ચપલ બુદ્ધિ પ્રમાણે સીતાને આ મૃગની ત્વચાની ઇચ્છા થઇ, અને તેણે રામને તેની પાછળ મોકલ્યા. પણ એ મૃગ તો રાવણનો મામો મૃગ રૂપે થઇ આવ્યો હતો તે હતો, એટલે રામને ઘણા દૂર તે લેઇ ગયો, ને મરાયો ત્યારે પણ "લક્ષ્મણ" ! એવી બુમ પાડી તેથી રામને કાંઇ વિઘ્ન છે, એમ જાણી સીતાએ લક્ષ્મણને પણ પાછળ મોકલ્યા. સીતા એકલી પડી એટલે રાવણ કોઈ યોગીનો વેશ ધારણ કરી ભિક્ષા માગવા માટે આવ્યો. અને સતી ભિક્ષા આપવા આવી કે તેને ઉચકીને લેઇ ગયો. રામ અને લક્ષ્મણ પાછા આવ્યા તો પંચવટીમાં સીતાને દીઠી નહિ તેથી બહુ બહુ આક્રંદ કરવા લાગ્યા, રામ જેવા ધૈર્યવાળાનું પણ ધૈર્ય આ અવસરે સ્ખલિત

થયું. પ્રેમનો મહિમા એવોજ છે, જેણે રાજ્ય તજતાં જરાપણ ક્ષોભ સરખો જણાવ્યો ન હતો, તે સીતાના વિયોગે ગાંડા જેવા થઇ ગયા! પેલી પાસા સીતાના દુઃખમાં તો મણાજ શાની હોય? રડતી, કકળતી, બુમો પાડતી, રાવણની પીઠ ઉપરથી નીચે પણ પડી શકી નહિ. રાવણે તેને ઇંદ્રપુરી જેવા અશોક વનમાં, અને સુખ ને વૈભવ સમેત દાસદાસીથી વિંટી નાખી, રાખી; અને એનું મન મનવવાના ઘણા ઘણા ઉપચાર કરવા માંડ્યા. સતીએ તે બધા વૈભવમાંથી કશું જોયું પણ નહિ, બધા ઉપચારને કેવલ તિરસ્કારથીજ ધિક્કાર્યા, ને ન ચાલે તેટલાં ફલ માત્રથીજ નિર્વાહ કરી રાત દિવસ "રામ રામ" એ નામની માલા જપ્યાં કરી. જેને ઘેર દેવતાઓ પણ દાસ થઇને સેવા કરતા હતા, જેની આણ ત્રિભુવનમાં વર્તતી હતી ને જેની સમૃદ્ધિનો કાંઇ પાર ન હતો, ને જે પોતાના એક કટાક્ષ માટે પ્રાણ અર્પણ કરવાની પ્રતીક્ષા કરતો હતો, એવા રાવણને સીતાએ ધૂળ કરતાં પણ વધારે નીચ ગણ્યો, ચોર કરતાં પણ વધારે પાપી ગણ્યો, ને એ દુષ્ટનું મોં સરખું સામે મોંએ જોયું નહિ, કે તેનાં વચન "રામ રામ" એ જપના તાનમાં સાંભળ્યાં સરખાં નહિ.

રામ લક્ષ્મણને ધીમે ધીમે ભાળ મળી કે સીતા લંકામાં છે ને રાવણ તેને હરી ગયો છે. તેમણે પછી વાનરો આદિ સેના ભેગી કરી સમુદ્ર ઉપર પાળ બાંધી, લંકામાં પ્રવેશ કર્યો, અને મહા પ્રચંડ યુદ્ધમાં રાવણ તથા તેના અતિ પ્રતાપી પુત્ર ઇંદ્રજિતનો સંહાર કર્યો. લંકાનું રાજ્ય પોતાના ભક્ત વિભીષણને સોંપી અયોધ્યા જવા માટે રામ નીકળ્યા. પ્રેમી પતિ અને પત્ની મળ્યાં, ક્યારનાંએ મળ્યાં હતાં, રાવણને માર્યો ત્યારનાં મળ્યાં હતાં, પણ રાક્ષસના ઘરમાં રહેવાથી કાંઇ દોષ થયો હશે એમ જાણી સીતાને અગ્નિમાં શુદ્ધ કરી રામે સ્વીકાર્યાં ત્યારે બન્ને જે મળ્યાં, જે પ્રેમનો અને પ્રેમાનંદનાં અશ્રુનો પ્રવાહ વહ્યો, તથા લક્ષ્મણ હનૂમાન્ આદિનાં હૃદય જે પ્રેમરસથી ભીંજી ગયાં, તેનું વર્ણન કોણ કરી શકે એમ છે? પછી કુબેરનું પુષ્પક વિમાન જે રાવણ હરી લાવ્યો હતો, તેમાં બેશી સર્વે અયોધ્યા ગયાં. ત્યાં માતા કૌશલ્યા, તથા ભરત અને શત્રુઘ્ન એ ભાઇ, તેમ આખા પુરના અતિ આનંદ વચ્ચે લક્ષ્મણ તથા સીતા સહિત રામે રાજ્યનો સ્વીકાર કર્યો. અહો! ભાઇ હોય તો રામલક્ષ્મણ જેવા હજો, પિતા હોય તો દશરથ જેવા હજો, પતિ હોય તો રામ જેવા હજો ને સતી સ્ત્રી હોય તો સીતા જેવી હજો.

---

# સન્નારી–સાવિત્રી.

## ૨૭.

ચક્રવર્તી અશ્વપતિ રાજાને એકની એકજ, અનેક દેવ દેવતા કરતાં મળેલી, કન્યા હતી; તેનું નામ સાવિત્રી પાડયું હતું. સાવિત્રી પોતાના સમાણી સખીઓ સાથે અનેક વિનોદ કરતાં સર્વ પ્રકારની ઉત્તમ વિદ્યામાં પ્રવીણ થઇ હતી. એક દિવસ તે, પોતાની દાસીઓને લઇ તપોવનમાં સતીઓનાં દર્શન કરવા તથા તેમની સાથે શાસ્ત્રચર્ચા કરવા ગઇ હતી. પાછાં વળતાં માર્ગમાં તેણે એક પર્ણકુટી દીઠી, તેમાં એક અંધ અને એક ડોશી તથા અતિ રૂપવાન્, તેમ રૂપ ઉપરથીજ અનુમાન થઇ શકે તેવા અનેક ગુણવાળો, એક કુમાર એટલાં તેના દીઠામાં આવ્યાં. ખાવાનું પણ પૂરૂં મળે નહિ, વસ્ત્ર પણ પૂરાં નહિ, એવી સ્થિતિમાં આ કુટુંબને જોઇ સાવિત્રીના દયાળુ હૃદયમાં બહુ દયા આવી, અને પેલા અતિ રૂપવાન્ બાલની આ દશાથી તો એનો આત્મા પીગળી ગયો. અવલોકન કરતાં એને જણાયું કે અવન્તિના રાજાને તેની વૃદ્ધાવસ્થામાં ને અંધ દશામાં, તેના શત્રુઓએ પરાજય પમાડયો, તેથી તે નાશીને પોતાની રાણી તથા પોતાના જુવાન પુત્ર સમેત આ સ્થાને જેમ તેમ દિવસ નિગમેં છે. આવો વૃત્તાન્ત જાણતાંજ સાવિત્રીને જે દયાર્દ્રભાવ થયો હતો તે પેલા કુમાર પરત્વે પ્રેમભાવ રૂપે પરિણામ પામ્યો, અને એણે માનસિક સંકલ્પથી એજ ક્ષણથી એને પોતાનો પતિ નિર્ધાર્યો. ઉત્તમ કુલાંગનાના પ્રેમ અને પુણ્યનો એજ પ્રભાવ છે કે પારકાના દુઃખને સહન ન થયાથી તેના દુઃખમાં પોતાની પણ આહુતિ આપી, તે દુઃખનાં સભાગી થઇ, જે થાય તે કરવું !

ઘેર આવી નિશ્ચય પોતાની માતાને જણાવ્યો, પણ વિત્ત અને કુટુંબ હીનની સાથે પુત્રીનું લગ્ન કરવાની વાત તેને રુચી નહિ, તેમ સાવિત્રીના પિતાએ પણ સાવિત્રીને આ નિશ્ચયથી ફેરવવા માટે, એક મહાન્ સ્વયંવર રચાવવાની યોજના કરવા માંડી. સાવિત્રીએ કહ્યું કે તમે ગમે તેમ કરો પણ મારૂં લગ્ન એ કુમાર સાથેજ થઇ ચુકેલું છે, ને *સંસારમાં કન્યાનું દાન તો માત્ર એકજ વાર થઇ શકે છે, આ ભાંજગડ ચાલતી હતી તેવામાં એક દિવસ નારદ મુનિ અશ્વપતિને ઘેર પધાર્યા, તેમને આગતા સ્વાગત કર્યા પછી, અશ્વપતિએ બધો વૃત્તાન્ત નિવેદન કરી, પુત્રીને સમજાવવાની વિનતિ કરી. નારદે સાવિત્રીને ઘણી ઘણી સમજાવી, ને છેવટ વિચાર કરી ખરેખરી વાત જણાવી કે એ કુમાર સત્યવાન્‌નું આયુષ પણ

અલ્પ છે, ને હવે માત્ર એક વર્ષમાંજ તે મરી જનાર છે; વૈધવ્ય દુઃખ બહુ વસમું છે, ને તે તું તારી મેળે શોધી લે છે એ સારૂ કરતી નથી. સાવિત્રીએ કહ્યું કે જે થવાનું હશે તે થશે, મારા ભાગ્યમાં વૈધવ્ય હશે તો એ પતિથી કે ગમે ત્યાંથી પણ આવશેજ, પરંતુ મારા મનમાં જેને મેં પતિ કર્યો છે તેને તજી બીજો પતિ કરવાથી જે પાપ લાગે તે હું કદાપિ પણ કરનારી નથી. આમ જ્યારે કોઈ પણ પ્રકારે સાવિત્રીનો નિશ્ચય ડગ્યો નહિ ત્યારે તેના પિતાએ. બહુ ખિન્ન થતાં, તેને સત્યવાનની સાથે પરણાવી.

પોતાનાં માબાપે આપવા માંડેલા વૈભવમાત્રનો અનાદર કરી સાવિત્રી પતિની પર્ણકુટીમાં આવીને રહી. અંધ સસરા તથા વૃદ્ધ સાસુની સવારથી તે સાંજ સુધી સર્વ પ્રકારની સેવા કરે, અને પતિને નિરંતર સંતોષે. એક ક્ષણ પણ એવી જાય નહિ કે જેમાં સાવિત્રી પોતાના પતિ તથા તેમનાં ગુરુજનના સુખઅર્થે કાંઇ કરતી ન હોય, કાંઇ વિચારતી ન હોય, કાંઈ કષ્ટ ઉઠાવતી ન હોય. ખમા ખમામાં ઉછરેલી રાજકન્યાને વગડામાં એકલે હાથે ત્રણ જણની મરજી સાચવતાં જરા પણ કષ્ટ પડતું હોય એમ લાગતું નહતું, પોતાના પતિને પોતાથી સુખ છે એમ જાણી પ્રેમમાં ગાંડીઘેલી થઇ જતી આનંદે સતી ધર્મ પાળતી. એ કુટુંબના ઉપાર્જનનો ક્રમ એવો હતો કે સત્યવાન્ જંગલમાંથી ફૂલ ફુલ વીણી લાવતો, તથા લાકડાં કાપી તેને વેચી કાંઇ લાવતો, તે ઉપર એમનો નિર્વાહ ચાલતો. એક સમય સાંજે એમ જણાયું કે સવારમાં ભોજનને માટે ઘરમાં કાંઇ નથી, તેથી સત્યવાન્ સંધ્યાકાલે માબાપની આજ્ઞા લઇ વગડામાં લાકડાં લેવા જવા નિસર્યો. સતી સાવિત્રીને નારદનું વચન સાંભરી આવ્યું, ને એક વર્ષનો સમય પણ થવા આવ્યો હતો, તેથી તેને આ અસાધારણ પ્રસંગ કાંઇક વિકટ લાગ્યો. પતિ નિસર્યો તેની પાછળ પોતે પણ જવા લાગી, સત્યવાને ઘણીએ વારી, ઘણીએ પાછી વાળી, પણ તેણે કશું સાંભળ્યું નહિ, અને પતિની સાથેજ જવાને માટે નિશ્ચય પુર્વક ચાલી. જંગલમાં જઇ કેટલાંક ફલફુલ ભેગાં કર્યા પછી, સત્યવાન તે બધાં સાવિત્રીને સોંપી, એક ઝાડ ઉપર લાકડાં કાપવા ચઢ્યો. લાકડાં કાપતો હતો એવામાં એનું માથું દુખવા લાગ્યું, ને છેવટ પીડા એટલી વધી પડી કે નીચે ઉતરી સાવિત્રીએ એક છેડો પાથરી આપ્યો તે ઉપર સાવિત્રીના ખોળામાં માથું મૂકી સુઇ ગયો.

સાવિત્રી આ બધું સમજતી હતી, પણ તે જરાએ ગભરાઇ નહિ, જરાએ રુદન કરવા મંડી નહિ, પતિને જે રીતે ચેન્ રહે ને જે રીતે શાન્તિ વળે તે રીતથી અનેક ઉપચાર ત્યાં મળે તેવા, કરવા લાગી. અનેક ધીરજનાં મીઠાં

વચનો તેને સંભળાવવા લાગી પણ બધું વ્યર્થ. સત્યવાનના પ્રાણ ગયા, પણ સતીએ છેક જવા દીધા ન હતા, કેમકે જે યમદૂત તે પ્રાણને લેવા આવ્યા તે સતીનું તેજ દેખી. સતી પાસે આવી શક્યા નહિ. સતીએ પણ નિશ્ચય કર્યો હતો કે જોઉં યમરાજ મારા પતિને કેવા લઈ જાય છે! યમરાજ પોતે આવ્યા, સતીને બહુ સમજાવી કે કાલ આગળ કોઇનું ચાલતું નથી, ત્યારે તેણે પોતાના પતિના પ્રાણ તેને લેવા દીધા, પણ પોતે તુરતજ તેની પાછળ પાછળ ચાલવા લાગી. યમરાજે કહ્યું સતિ! આવી ગાંડાઇ ન કરો, સંસાર એવોજ છે, તમે તમારે પાછાં વળો, અને સાસુ સસરાને યોગ્ય આશ્વાસના આપો. સતીએ કહ્યું કે તમે સાક્ષાત્ ધર્મ છો, છતાં આ શું બોલો છો! પતિ વિના સ્ત્રી કેમ રહી શકે? જ્યાં પતિ ત્યાં હું પણ આવીશ. આવું સાંભળી યમરાજ બહુ પ્રસન્ન થયા ને કહે કે હે ધર્મનિષ્ટ સત્યરૂપ સતિ! તમારા પતિના જીવિતવિના જે વર માગવો હોય તે માગો હું પ્રસન્નછું. સતીએ વિચાર કરી પોતાના પિતાને સંતાન ન હતું તે થાય એમ માગ્યું, યમે તથાસ્તુ કહ્યું, ને ચાલવા માંડયું, પણ સતી કાંઇ પાછી વળી નહિ. યમરાજે વળી બહુ સમજાવી ત્યારે કહે કે મહારાજ! આપ કૃપાલુ થયાછો, તો એક વાત કરો, કે મારાં પતિને મૂકી તેને સ્થાને મને લઇ જાઓ. યમરાજે આથી પ્રસન્ન થઇ બીજો વર, સત્યવાનના જીવિત વિના માંગવા કહ્યું, ને સતીએ પોતાના સસરાનો અંધાપો દૂર થાય એમ માગ્યું, તેને યમે તથાસ્તુ કહ્યું. પણ સતીને એવા લાભ સાથે કાંઇ કામ ન હતું, તેથી તે તો યમરાજની સાથેજ ચાલ્યાં કરતી હતી, ત્યારે યમે તેને ત્રીજું વરદાન આપવા કહ્યું. પોતાના પતિનું જીવિત માગવાને તો યમરાજે ના કહી છે એટલે સતીએ યુક્તિથી માગ્યું કે હું શતપુત્રની માતા થાઉં એમ આર્શિવાદ આપો. યમરાજે હસીને કહ્યું કે હે ધર્મભગિની! તેં યુક્તિથી તારા પતિનું જીવિત માગ્યું છે તો તે પણ જા થશે, હું તારા સતીત્વથી બહુ પ્રસન્ન છું. અહીંથી સતી પાછી વળી, જ્યાં સત્યવાનનું શબ પડયું હતું ત્યાં આવી, તો સત્યવાન ધીમેથી નિદ્રામાંથી ઉઠે તેમ ઉઠયો અને હે પ્રિયે! હવે મને ઠીક છે, એમ કહી પાછો પોતાને કામે લાગ્યો. સતીએ પોતાની કશી વાત તેને કહી નહિ, પણ વિકટ વનમાંથી રાત્રીએ ઘર ભણી ન જતાં પોતાના પતિને તેજ વૃક્ષને આશ્રયે રાત્રી ગાળવા વિનંતિ કરી. પ્રાતઃકાલે પર્ણકુટીએ ગયાં તો પોતાના પિતાને દેખતા જોઇ સત્યવાન્ આશ્ચર્ય પામ્યો, ને તેણે તે સમયે સતીનો મહિમા પોતાની મેળેજ વિચારી ગ્રહણ કર્યો. અશ્વપતિને પુત્ર થયો, તથા સાવિત્રીને પણ સત્યવાન્થી શતપુત્ર થયા, જેની સાહાય્યથી સત્યવાને અવંતિનું રાજ્ય પાછું મેળવી, સતીની સાથે અનંત સુખ ભોગવ્યું.

સાવિત્રીએ પતિને જીવાડ્યો તે રાત્રી જ્યેષ્ઠ શુકલ ૧૪ ની હતી, ને સાવિત્રી પોતે એ રાત્રીનું વ્રત પ્રતિવર્ષ કરતી હતી, તે ઉપરથી આજે પણ સ્ત્રીઓ પતિનું આયુષ વધારવા માટે તે રાત્રીએ વટસાવિત્રીનું વ્રત કરે છે, પણ નિરંતર સતીધર્મ પળાય એજ ખરૂં વ્રત છે, ગમે તેટલી ચૌદશો લાંઘવાથી કાંઇ થતું નથી.

---

## સન્નારી-સતીઓ.

### ૨૮.

પતિને અનન્ય ભાવે મન કર્મ વાણીથી ભજનારી સ્ત્રીઓ સતીઓ કહેવાય છે; ને તેવી આપણા આર્યાવર્તમાં પ્રાચીન સમયમાં અનેક થઇ ગઇ છે. સતીના સામર્થ્યનો મહિમા બહુજ મ્હોટો મનાય છે, ને એટલું તો પ્રત્યક્ષ પણ સિદ્ધ છે કે જે સતી છે તે સર્વે રીતે સુખી થાય છે; માન પ્રતિષ્ઠા વિશ્વાસ ને સર્વનો સ્નેહ પામે છે. અતિ બુદ્ધિમાન્ અને વીર્યવાન્ પુત્ર પુત્રીની માતા થાય છે. પ્રાચીન સમયમાં સતીધર્મ એટલે સુધી પળાતો હતો કે તેમાં જે અતિ ઉત્તમ પ્રેમભાવ સમાયલો છે તે પ્રેમની પરાકાષ્ઠાએ પહોચી પતિના દેહ પડવાની સાથે સતીઓ પણ પોતાના દેહ ધારણ કરી શકતી નહિ. પ્રેમનો મહિમાજ એવો છે કે પોતાના પ્રેમસ્થાનનાથી જીવતાં કે મરતાં કોઇ કાલે પણ તે જુદો રહી શકતો નથી. પ્રખ્યાત કવિ જયદેવની પત્નીની પરીક્ષા કરવા માટે કોઇએ અનેક રીતે બતાવ્યું કે તારો પતિ મરી ગયો, તો તે વાતનો નિશ્ચય થતાંજ તેના પ્રાણ ગયા; અને જયદેવે આવી, અતિ કલ્પાંત કરતાં જ્યારે "ગીત ગોવિંદ"ની રચનાથી હરિની સ્તુતિ કરી ત્યારે તે પતિવ્રતા જીવતી થઇ. આવી કથા ચાલે છે, તે પ્રેમ મહિમા, ને સતીમહિમા માટે સંપૂર્ણ છે.

દક્ષ પ્રજાપતિની પુત્રી સતી એવે નામે હતી, તે શિવને પરણાવી હતી. દક્ષને ઘેર એક સમય મહાયજ્ઞ થતો હતો; પણ તેમાં શિવને આમંત્રણ હતું નહિ, એ વાત સતીએ, અનેક દેવતાને શણગાર સજી જતાં જોયા તેથી, શિવને આગ્રહ કરી પૂછવાથી, જાણી સતીને અતિ ક્રોધ થયો કે મારા પતિનો તિરસ્કાર કરનાર પિતા મારે કશા-કામનો નથી, તેથી તે અણુતેડયાં પણ દક્ષ યજ્ઞમાં ગયાં, અને ત્યાં પોતાના પ્રાણેશ્વરનો કાંઇ તિરસ્કાર થતો દેખી યજ્ઞકુંડમાં પડી બળી મુવાં. એ સમયે શિવે પોતાની

સેના ત્યાં મોકલી તેથી દક્ષનો વિનાશ થયો. આમ સતીએ દેહત્યાગ કરી પોતાના પ્રાણનાથથી વિયોગ કર્યો નહિ. તુરત તેમણે હિમાચલને ઘેર મેનાને પેટ જન્મ લીધો, ને જ્યારે દેવતાઓએ ત્રિપુરાસુરને મારવા માટે યોદ્ધા માગ્યો ત્યારે એ કન્યા અને શિવજી વિના એવો યોધ્ધો કોઇ પેદા કરી શકે એમ નથી એમ, બ્રહ્માના વચનના યોગે એ કન્યા જેનું નામ બીજા જન્મમાં પાર્વતી હતું તે પાછાં પોતાના નિત્યના એક પ્રેમબદ્ધ સ્વામીને પરણ્યાં, આમ પાર્વતી સર્વ સતીમાં શિરોમણિ છે.

અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી, એ પંચ સતીનાં નામ નિરંતર સ્મરણ કરવાના ચાલ સર્વ સન્નારીઓ રાખે છે. નામસ્મરણથીજ લાભ કશો નથી, પણ તે નામ સંભારવાથી તેમના ગુણનો વિચાર પેદા થાય, ને ગુણનો વિચાર પેદા થવાથી તેવા ગુણ આપણામાં આણવા એમ નિશ્ચય થાય, ને નિશ્ચય થાય તેજ પ્રમાણે નિરંતર કરાય, તોજ તે નામસ્મરણથી ઉત્તમોત્તમ લાભ સમજવો. અહલ્યા ઋષિપત્ની હતાં, તારા વાનરપત્ની હતાં, છતાં તેમણે પોતપોતાના આશ્રમમાં જે ઉત્તમોત્તમ સતીધર્મ પાળ્યો છે તેવો કોઇએ અદ્યાપિ પાળી શક્યું નથી, પતિનામાં પોતે એવાં લીન થઇ જવું કે પોતાપણુંજ વિસરી જવું, ને જગતમાં પતિ વિના બીજું કાંઇ દેખવું નહિ, તે પણ તેમને જીવતે તેમ મુવે, એજ તેમના ધર્મની પરાકાષ્ઠા હતી. સીતાનું વૃત્તાન્ત તો થોડે થોડે તમને કહી બતાવવામાં આવે છેજ, દ્રૌપદીને પણ તમે પાંચ પાંડવની પત્ની રૂપે ઓળખો છો. દૈવયોગે પાંચ ભાઇની પત્ની છતાં તેણે એવી ઉત્તમ રીતે પોતાનો ધર્મ સાચવ્યો છે, ને એવા ઉગ્ર પ્રેમનું ઉદાહરણ જગતની આગળ મૂક્યું છે, કે તેનું નામ સતીની ગણનામાં આજ પર્યંત પૂજાય છે. મંદોદરી મયદાનવની પુત્રી હતી, ને રાવણને પરણેલી હતી. રાક્ષસની પુત્રી અને રાક્ષસને પરણેલી તો પણ એવી સુબુદ્ધિમતિ ને ધર્મિષ્ઠ હતી કે તેણે રાવણ જેવા પતિના ઉપર અતિ દૃઢ પ્રેમ રાખી તેનેજ નિરંતર ભજ્યો છે; એટલુંજ નહિ પણ એજ રાવણે જ્યારે સીતાને હરી આણી દુઃખી કરવા માંડી ત્યારે અતિ પ્રેમભાવે એવું ન કરવાની તેને, એણે ઉત્તમ નીતિપૂર્વક શિક્ષા આપી છે.

આટલીજ સતીઓ છે એમ નથી. સાવિત્રી, દમયંતી, ભોગવતી, શકુન્તલા, તથા હવેથી તમને કહેવામાં આવશે તે અર્વાચીન સમયની અનેક રજપૂતાણીઓ, અને પ્રાચીન સમયની અનસૂયા, નર્મદા, ગાર્ગી, ઇત્યાદિ

સર્વ સતીઓ હતી. એ બધીનાં ચરિત વાંચી તમારે તેમાંના પ્રત્યેકમાં જે જે ઉત્તમ ગુણ હોય તેની માલા ગુંથવી, ને તે નિરંતર ગળામાં તેમ હૃદયમાં ધારણ કરવી, કે જેથી તમે પણ પૂજ્ય સતીના નામને પાત્ર થાઓ.

---

## સન્નારી-સંયોગતા.

### ૨૯.

આર્યાવર્ત ઉપર પરાક્રમી રજપૂતોનું રાજ્ય ચાલતું હતું ત્યારે સર્વત્ર સમૃદ્ધિ અને સુખ પ્રસરી રહ્યાં હતાં. દીલ્હી ઉપર જ્યારે અજમેરનો ચોહાણ પૃથુરાજ રાજ્ય કરતો હતો ત્યારે તેની તુલ્ય કોઇ રાજા હતો નહિ; પણ એના સમયમાં પશ્ચિમ દિશાથી મુસલમાનોએ શાહબુદ્દીન ગોરીના હાથ નીચે રહી ભરતખંડ ઉપર હુમલા કરવા માંડયા હતા એ તમને જાણીતી વાત છે. પૃથુરાજ મહા પરાક્રમી, સત્યનિષ્ઠ, વચન પાલનારો, અને ઉદાર હતો; તેણે ગોરી બાદશાહને સાત વાર કેદ પકડીને છોડી મૂકેલો એમ તેનો, બારોટ ચંદ બરદાઇ લખે છે. એ પરાક્રમી પુરુષ સંયોગતાને પરણી તેનામાં એવો લીન થઇ ગયો કે તેણે એ શાહબુદ્દીનને હાથે પરાજય વેઠી આ આર્યાવર્ત ઉપર પરદેશી મુસલમાનોના રાજ્યનું મૂલ ઘાલવા દીધું. સંયોગતા અને પૃથુરાજનો વૃત્તાન્ત તમારે જાણવા જેવો છે, કેમકે એ ઉપરથી ખરા પ્રેમથી પતિને બાંધી રાખવામાં પણ કેટલી સીમા છે તે તમારા સમજવામાં આવે.

સિંહલદ્વીપના રાજાની કન્યા જુન્હાઇનાં લગ્ન કનોજના રાઠોડ રાજા જયચંદ સાથે થયાં હતાં, તેમને સંયોગતા એ નામની એક પુત્રી હતી, જે અતિ રૂપવતી તેમ ગુણવતી પણ હતી. જયચંદનું રાજ્ય અને તેનું પરાક્રમ બહુ મહોટાં હતાં એમ કહેવાય છે. તેની પાસે લાખ કરતાં વધારે સેના હતી. ને તેનું નગર વીશ કોશ સુધી વસેલું છે. એ રાજાએ પોતાના બલના ગર્વમાં રાજસૂય યજ્ઞ કરવાનો આદર કર્યો. ને તે ભેગો પોતાની પુત્રી માટે સ્વયંવર કરવાનો પણ વિચાર રાખ્યો. એ યજ્ઞમાં એવો સંપ્રદાય છે કે ઘરના વાસીદા સુધીનું કામ પણ રાજાઓને હાથેજ કરવાનું હોય છે, ને એમ જ્યારે સર્વ રાજા વશ થાય ત્યારેજ એ યજ્ઞ કરાય છે, જયચંદના બોલાવ્યાથી સર્વ રાજા આવ્યા, પણ દીલ્હીપતિ તેને પત કરતો ન હતો, તે આવ્યો નહિ. જયચંદને બહુ ક્રોધ ચઢયો, તેથી તેને તેડવા દૂત મોકલ્યો, તોપણ તે આવ્યો નહિ, ત્યારે તેની સોનાની પ્રતિમા કરાવી દ્વાર-

પાલની જગોએ ઉભી રાખી, તથા પોતાના ભાઇને સેના લઇ તેની સામે મોકલ્યો. પૃથુરાજ અપમાન સહન કરે તેમ ન હતું, તે પણ સેના લઇ યજ્ઞમાં ભંગાણ પાડવા ચઢયો, અને માર્ગમાં જયચંદના ભાઇનો ઘાણ કાઢી પાછો વળ્યો, કેમકે સગાભાઇના મરણથી યજ્ઞ એની મેળેજ બંધ પડયો. યજ્ઞ બંધ પડવાથી જયચંદને બહુ ખેદ થયો, પણ જો સંયોગતાનો સ્વયંવર પાર પડે તો પણ ઠીક એમ તેને આશા રહેવા લાગી. આ વાતની ધામધુમ ચાલતી હતી, અને કેહર કંઠીર નામના રાજપુત્રને કન્યા આપવાનો જયચંદનો વિચાર હતો, તેવામાં કન્યાનો પોતાનો અભિપ્રાય જાણવા તેની સખીઓએ તેની સાથે વાત કરી તો તેણે કહ્યું કે " રાજા બકરાં જેવા બંધાઇને અહીં દોરાયા આવ્યા છે, તેમાંના કોઇનું મારે કામ નથી, મારે તો જ્યારે પેલા સોનાના પૂતળામાં જીવ આવશે ત્યારે વરવું છે. " આ વાત જયચંદને કાને પહોંચી તેથી તેણે બહુ ક્રોધ કર્યો, હાથ ઘસ્યા, અને કન્યાને ઘણી ઘણી સમજાવી, પણ તે એકની બે થઇ નહિ ને કહેવા લાગી કે જ્યારે સ્વયંવર કર્યો છે ત્યારે મને મારી ઇચ્છા પ્રમાણેજ પરણવા દેવી જોઇએ. આ સમાચાર પૃથુરાજને પહોચ્યા કે તુરત તેણે યોજના કરી, પણ જયચંદની અતિ વિપુલ સેનામાં જંપલાવવું એ સાહસ લાગવાથી એમ યોગ કર્યો કે જયચંદને આશિર્વાદ આપવા માટે ચંદબરદાઇને મોકલવો, અને પોતાની સેના થોડે દૂર રાખી, ચંદનાં માણસ ભેગા પોતે પણ વેષ પલટીને જવું, તથા જયચંદનું બલ જોઈ આવવું.

આ યુક્તિ પાર પડી, પણ જયચંદને બહુ પાકો વહેમ આવ્યો કે ચંદની સાથે જે માણસ છે તે પૃથુરાજ છે, તેથી તેનો નિશ્ચય કરવા માટે પોતે ચંદને મળવા ગયો. ત્યાં ચંદે પોતાના નોકરરૂપે રહેલા પૃથુરાજને કહ્યું કે રાજાને પાન આપો, પણ મહામાની પૃથુરાજ જયચંદને પાંચે આંગળીએ ઝાલી પાન આપવા લાગ્યો. રાજાને પાન આપવું હોય તો હથેલીમાં મૂકી ધરવું જોઇએ તેને ઉપાડી લે, બાકી પાંચ આંગળીએ પકડીને આપવું એતો દાન કહેવાય, તે રાજા લે નહિ, એવો રજપૂતોનો વિવેક હતો. આ વાતની રકજક થતાં પાન તો અપાયું, પણ તે પૃથુરાજે એવા ભારથી જયચંદના હાથમાં મૂક્યું કે જયચંદનો હાથ પણ કરમોડ ખાઇ ગયો. જયચંદને નિશ્ચય થયો કે આ પૃથુરાજ છે, તેથી તેણે ઘેર જઇ તુરત સેનાથી ચંદને વીંટી લીધો અને પૃથુરાજને પકડવાની વેતરણ કરી. પૃથુરાજની સેના પણ આવી પહોચી, જાગ્રત્ થઇ ગઇ, પણ લડાઇ મચે તે પહે-

માં પોતાનો યથાર્થ રાજવેષ ધારણ કરી પૃથુરાજ છાવણી બહાર કેટલા સમુ છે તે જોવા માટે નીકળી ગયો.

પણે યુદ્ધ આરંભાયું, પણ તે યુદ્ધ જોવા સંયોગતા બારીએ ચઢી ઉભી હતી તેની દૃષ્ટિએ પૃથુરાજ પડયો. તેણે તેને ઓળખ્યો, અને ઉપર બોલાવી લઇ તેની સાથે ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યું. પૃથુરાજે તેને એમ કહ્યું, કે રાતે તને લેઇને અમે જતા રહીશું; પછી પોતાનાં માણસો લઢતાં હતાં તેમાં જઇ મળ્યો. લડાઇમાં કોઇ પાછું હઠયું નહિ, ને સાંજ પડતાં યુદ્ધ બંધ પડયું. પછી મધ્ય રાત્રીએ પૃથુરાજે બધી યોજના કરી સંયોગતાને પોતાના ઘોડા ઉપર બેસારી સેના સહિત નાસવા માંડયું. આ વાત જયચંદે તુરતજ જાણી તેથી તેની સેના પણ પાછળ પડી. માર્ગમાં બન્ને સેના પાસે પાસે થઇ જાય, પણ પૃથુરાજના શૂરા સામંતો થોડાંક માણસો લઈ સામા થાય ને માર્ગ રોકે, ને જો કે પોતે તથા માણસો બધાંના પ્રાણ જાય, તોપણ પૃથુરાજ અને સંયોગતાને જે એટલો સમય મળે તેથી તે આગળ નાસી શકે. આમ કરતાં તે દીલ્હી પહોચ્યો, ને જયચંદની સેના નીરાશ થઇ પાછી વળી, પણ પૃથુરાજના સર્વ મહારથી આ કંકાસમાં ખપી ગયા.

નગરમાં સંયોગતાના લગ્નના ઉત્સવ થવા માંડયા, ને પૃથુરાજ ધીમે ધીમે સંયોગતાના અતુલ પ્રેમમાં લીન થઇ ગયો. રાજકાજ કશામાં લક્ષ ન આપતાં રાતને દિવસ સંયોગતાની પાસેજ પડી રહેવા લાગ્યો. સયોગતાએ પણ એવો યોગ કર્યો કે રાજાને કાને કશી બહારની વાત પોહોચેજ નહિ ! હાહુલીરાય નામે એક સામંતે, પ્રજાનો પોકાર સાંભળી, રાજાને ચંદ પાસે લખી મોકલાવ્યું કે, "તું ગોરીમાં ગરક થયો છે, પણ તારા ઉપર ગોરી તાકી રહ્યો છે." પણ એ સંદેશો સંયોગતાએ રાજાને પહોંચવા દીધો નહિ, ને ઉલટું હાહુલીરાયનું અપમાન કરાવ્યું. હાહુલીરાયને બહુ ક્રોધ ચઢયો તેથી તેણે એવી પ્રતિજ્ઞા કરી કે સંયોગતાથી પૃથુરાજને જુદો પાડવોજ, ને તેટલા માટે તે ગોરીને મળવા નીકળ્યો. અહો ! આ રજપૂત કન્યા શું કરે છે ! એના કરતાં એના પછીથી થયેલા રજપૂતોની સતીઓની રીતભાત કેવી પવિત્ર ધાર્મિક અને ઉત્તમ છે ! રાણા રાજસિંહ જે સમય એક રજપૂતકન્યાને ઔરંગજેબને પરણતી અટકાવવા ચઢતા હતા તે સમયે તેમના એક સામંતને ઘેર નવીજ વહુ આવેલી હતી તેથી તે સામંત યુદ્ધમાં જતાં જરા સંકોચાતો હતો, ને પોતાની પત્નીને વારંવાર

એમ કહેતો હતો કે "જો જો, તમે તમારો ધર્મ સાચવજો." તેણે છેલી વાર આવું કહાવ્યું ત્યારે પેલી સતીને એમ લાગ્યું કે મારો પતિ મારામાં જીવ રાખી પોતાને કાંઇક એબ લગાડશે, માટે તેણે પોતાનુંજ માથું પોતાને હાથે કાપી પતિને ભેટ મોકલાવ્યું કે "મેં મારો ધર્મ પ્રથમથીજ પાળ્યો." પતિ પણ એજ માથું પોતાને ગળે બાંધી યુધ્ધે ચઢયો, ને વિજય વિજય કરી રાજસિંહ સાથે પાછો વળ્યો. આવાં અનેક દૃષ્ટાંત રજપૂતોના ઇતિહાસમાંથી મળે છે, પણ સંયોગતાએ આ અવસરે પ્રેમનો અને ધર્મનો અર્થ યથાર્થ ન સમજવાથી બહુ અનર્થ કર્યો, ને આખા ભરતખંડને ધુળધાણી કરી નાખ્યો. હાહુલીરાયનો તેડયો શાહબુદ્દીન દીલ્હી ઉપર આવવા નીસર્યો.

દીલ્હીમાં ખબર થતાં બહુ ખળભળાટ થઇ ગયો. પણ પૃથુરાજને કોણ કહે! પૃથુરાજના બનેવી સમરસિંહને આ બધી વાતની જાણ થતાં તે અણતેડયો ચીતોડથી સેના લઇ આવ્યો. તેણે આઠ દિવસ સુધી પૃથુરાજને જાણ કરવા પ્રયત્ન કર્યા પણ કાંઇ ફાવ્યું નહિ, છેવટ તેણે યુક્તિથી વાત પહોચાડી. જાણ થતાંજ પૃથુરાજ સિંહ ગાજી ઉઠયો, સંયોગતાના પ્રેમના પાંજરામાંથી છુટયો. ચતુર સંયોગતા પણ અવસર સમજી ગઇ, ને તેણે પણ આ સમયે પોતાની ભૂલનો સ્વીકાર કરી, પતિને શૂર ચઢાવવા તથા શત્રુની સામા થવા ખરી રજપૂતાણીની પેઠેજ બોધ આપ્યો. પૃથુરાજ સમરસિંહને મળી સેના લઇ ચઢયો, પણ ગોરી આવી પહોચ્યો હતો, ને બહુ જમાવ કરી રહ્યો હતો, તેથી પૃથુરાજનું અતિ ઉગ્ર પરાક્રમ કામ આવ્યું નહિ. પૃથુરાજ પકડાયો અને દીલ્હી ગોરીને હાથ ગઇ, તથા તે દિવસથી આખું આર્યસ્થાન રાંડયું. સંયોગતા સતી થઇ, પણ એ બીચારીએ પ્રેમભાવથી પતિ સાથે આનંદ માણતાં એમ ઓછુંજ જાણ્યું હતું કે આવું પરિણામ આવશે. પ્રેમ છે તે એકતામાં રહેલો છે. પણ તે એકતા એવી હોવી જોઇએ કે પત્નીનાં તેમ પતિનાં પણ સુખ સન્માન સર્વ યથાર્થ સાચવવામાં પત્ની નિરંતર સહાયભૂત અને કાળજીવાળી રહે.

---

## સન્નારી પદ્મિની.

### ૩૦.

ઇસવીસન ૧૨૭૫ માં ચીતોડની ગાદીએ રાણો લાખમસી આવ્યો.

રાણાની ઉમર નાની હોવાથી તેનો કાકો ભીમસિંહ રાજ્યનો કારભાર ચલાવતો. એ ભીમસિંહ સિંહલના ચોહાણની કુંવરીને પરણ્યો હતો. તે અનેક ગુણ વિદ્યા સંપન્ન હોવા ઉપરાંત એવી રૂપાળી હતી કે આખા હિંદુસ્તાનમાં તેનો જોટો મળે નહિ. એવા રૂપ ઉપરથી ને ગુણ ઉપરથી એને પદ્મિની એવા નામથીજ સર્વ ઓળખતા. એ વખતે દીલ્હીની ગાદી ઉપર અલ્લાઉદ્દીન ખૂની રાજ્ય કરતો હતો, તે ઘણો વિષયલંપટ હતો, તેના સાંભળવામાં પદ્મિનીની વાત આવી. તેથી તેણે મેવાડ ઉપર સ્વારી કરી, અને ચીતોડને ઘેરો ઘાલ્યો, પણ કાંઇ વળ્યું નહિ. છેવટે પદ્મિનીનું મોં એક આરસીમાં બતાવે તો તે જોવાની શરતે તેણે ઘેરો ઉઠાવ્યો, અને પદ્મિનીએ શરીર છૂપાવી માત્ર મોંજ આરસીમાં બતાવ્યું, તે જોઇને અલ્લાઉદ્દીન ચાલ્યો ગયો. મોઢે સંતોષ બતાવતાં છતાં, પદ્મિનીનું મોં જોયા પછી તો એને વધારે ઇચ્છા થઇ, ને પદ્મિની લેવાનો વધારે પ્રયત્ન તેણે આદર્યો. તેથી વાતચીત કરતાં ભીમસિંહને પોતાની છાવણીમાં લેઇ ગયો, ને ત્યાં તેને કેદ કરી, એમ કહેવરાવ્યું કે પદ્મિની આપ્યા વિના તમને છોડવાના નથી.

ચીતોડમાં આ સમાચાર પહોંચતાં સર્વને બહુ ખેદ થયો પણ રજપૂતાણી સતી એમ પારકા હાથમાં પડે તે પહેલાં આખો દેશ નિર્મૂલ થાય તો પણ શું ? પદ્મિનીએ પોતેજ પોતાના કાકા ગોરાહને અને ગોરાહના એક બત્રીજા બાદલને બોલાવી વિચાર કરી અલ્લાઉદ્દીનને કહેવરાવ્યું કે પદ્મિની તમને આપીશું પણ અમારા રજપૂતોની રીત પ્રમાણે તેની સાથે ઘણાંક દાસ દાસીઓ આવશે, તેમનું, તેમ પદ્મિનીનું મોં તમારા વિના કોઇથી જોવાશે નહિ. આ શરત અલ્લાઉદ્દીને કબુલ કરી એટલે સાતસો મીઆના તૈયાર થયા, તેમાં એકેકો હથીયારબંધ રજપૂત યોદ્ધો બેશી ગયો, ને તેને ઉચકનારા પણ ચચ્ચાર યોદ્ધા ભોઇનો વેષ ધારણ કરી સજ્જ થયા. મીયાંના અલ્લાઉદ્દીનની છાવણીમાં પહોચ્યાં, ત્યાં પદ્મિનીનો મીઆનો એકાન્તમાં રાખવામાં આવ્યો, અને પદ્મિની મુસલમાન થાય તે પહેલાં ભીમસિંહને તેને મળી લેવાની રજા આપી, ભીમસિંહ મીઆનો ઉઘાડી અંદરના યોદ્ધાને બહાર કાઢી માંહે પોતે ચઢી બેઠો, ને મીઆનો કેટલાંક માણસ સહિત છુપાછુપ ચીતોડ ભણી ઉપડી ગયો. વાર બહુ થયાથી અલ્લાઉદ્દીન ગભરાયો તેથી પદ્મિની અને ભીમસિંહ જ્યાં મળતાં હતાં તે તંબુમાં આવ્યો પણ ત્યાં તો કોઇને દીઠું નહિ, ને ઉલટા ત્રણહજાર કરતાં

વધારે યોદ્ધા તેની નજરે પડયા. એ સમયેજ લડાઈ મચી, ને ભીમસિંહની પાછળ લશ્કર પડયું. પણ ભીમસિંહ તો વચ્ચે રાખેલે ઘોડે ચઢી ચીતોડમાં દાખલ થઇ ગયો હતો, અને ગોરાહ તથા બાદુલ દરવાજે લશ્કર સાથે ઉભા હતા તેમણે મુસલમાનોને પાછા હઠાવ્યા. અલ્લાઉદ્દીનની છાવણીમાં પણ કાપાકાપ બહુ ચાલી, ત્યાં બધા રજપૂત ખપી ગયા, કેમકે ઝાઝા આગળ થોડાનું શું ચાલે ?

અલ્લાઉદ્દીન આ સમયે પાછો ફર્યો પણ તેને પદ્મિની વિસારે પડી નહિ ! ને તેણે ફરીને ચીતોડને ઘેરો ઘાલ્યો. આ સમય રજપૂતોને અ-ણીનો હતો એટલે તેમણે છેવટનો માર્ગ લીધો ને કેશરીઆં કરવાનો ઠરાવ કર્યો. પદ્મિની આદિ રજપૂતાણિઓએ તેમને વિનતિ કરી કે અમને તમારી સાથે યુદ્ધમાં આવવા દો. અમે તમારી સાથે રહી મરીશું કે મારીશું, પણ તે તેમને રૂચ્યું નહિ કેમકે એકાદ પણ સતી મુસલમાનને હાથ પડે તો બહુ અનર્થ થઇ જાય. આમ વિચાર કરતાં પદ્મિનીએ નિશ્ચય કર્યો કે આપણે સર્વે રજપૂતાણીઓએ બળી મરવું, ને આપણા પતિને સ્વતંત્ર રીતે રણમાં કેશરીઆં કરવા જવા દેવા. ઘણીક રજપૂત સતીઓ સહિત પદ્મિની પોતાના પતિનું નામ સ્મરણ કરતાં આનંદે બળી મરવા ગઇ, ને બીજી પાસા રજપૂતો મુસલમાનોપર એકાએક તૂટી પડયા. પણ ઘણામાં થોડાનું પરાક્રમ કામ આવ્યું નહિ, સર્વે ખપી ગયા, ને અલ્લાઉદ્દીન છેવટ ચીતોડમાં હોંસ ભર્યો પેઠો. પણ જઇને જુવે છે તો ગામમાં એક જીવતું માણસ નથી, ને પદ્મિની તો રાખ થઇ ગયેલી છે ! ! ભીમસિંહે પોતાના એક દીકરા અજયસિંહને કેરવાડે નસાડી મૂકયો હતો કે તે આગળ જતાં આ પ્રસંગનું વેર વાળે, ને તેના બીજા અગીઆર દીકરા તેની સાથેજ રણમાં પડયા હતા. અલ્લાઉદ્દીન દેવાલય આદિ ભાગી પાછો વળ્યો, પણ એનું વેર આગળ જતાં અજયસિંહે ને તેના વંશજોએ વાળ્યું. ઉદયપુરના રજપૂતોએ કોઇ સમય પણ મુસલમાન જોડે સંબંધ સ્વીકાર્યો નથી, ને અનેક દુઃખ વેઠતાં છતાં, અકબર જેવાના સામદામ છતાં, પણ તેમણે બીજા રજપૂતોની પેઠે પોતાની કન્યા મુસલમાન કે મુગલ પાદશાહને આપી નથી એ પદ્મિની જેવી સતીઓના પ્રતાપથી તેમનો ટેક છેવટ સુધી ટક્યો, અને એમનાં તેમ એ સતીઓનાં નામ અમર થઇ ગયાં.

# બાલવિલાસ—વિભાગ—૩.

## પત્નીધર્મ ભાગ—૬.

૧.

મનુસ્મૃતિમાં કહ્યું છે કે "મરણ પર્યંત પણ પરસ્પરનો અવ્યભિચાર રહે, એ સંક્ષેપમાં પતિપત્નીના ધર્મનો સાર છે." આટલા ટુંકા વચનમાંજ સંસારી સ્ત્રીપુરુષોનો ધર્મ બહુ ઉત્તમ રીતે સમાગ્યો છે. એ ધર્મ સચવાય તોજ ગૃહસ્થાશ્રમ સારો થાય, અને ગૃહસ્થાશ્રમના સારા થવા ઉપર બધા સંસારનો આધાર છે. શ્રીમદ્ભાગવતમાં ગૃહસ્થાશ્રમનેજ સર્વ આશ્રમનો સાર કહ્યો છે, કેમકે ઉત્તમ ગૃહસ્થાશ્રમને આધારેજ બીજા બધા આશ્રમની ઉપજીવિકા છે. ગૃહસ્થાશ્રમમાં રહ્યાથી જગતમાત્રને ઉપકાર કરવાના એટલા પ્રસંગ મળે છે કે તેથી પ્રાપ્ત થતા પુણ્યે સહજમાં પરમ સુખ પ્રાપ્ત થાયછે. ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર સ્ત્રી છે, ને જે ગૃહસ્થને સ્ત્રી સારી ન હોય તેનો ગૃહસ્થાશ્રમ વ્યર્થ છે; ને તેનું બધું સુખ નકામું થઇ જાય છે. સ્ત્રીના સારા નઠારા હોવા ઉપરજ પુરુષનું સારા નઠારા હોવું ઘણે અંશે આધાર રાખે છે; એમ સ્ત્રીઓ સર્વ પ્રકારે પુરુષો ઉપર અસર કરનારી, અને ગૃહસ્થાશ્રમના મુખ્ય આધારરૂપ છે.

આવો સ્ત્રીપુરુષનો આખા સંસારને ઉપયોગનો જે સંબંધ તે ઉત્તમોત્તમ શી રીતે થાય એ વિચારવાનું બહુ આવશ્યક છે, ને તેનો નિશ્ચય ઉપર કહેલા મનુવાક્યમાં બહુ ટુંકામાં બતાવેલો છે. સ્ત્રી અને પુરુષે એવી રીતે વર્તવું કે જેથી તેમનો બન્નેનો મરતા સુધી અવ્યભિચાર, એટલે કદી પણ જુદાં ન થવાપણું, સચવાય. મરણ સુધી રહે એટલુંજ નહિ પણ નિરંતર ઉભયનું ઐક્ય રહે એમ થાય તોજ સ્ત્રીપુરુષના સંબંધથી ગૃહસ્થાશ્રમ શોભે. અવ્યભિચાર એટલે જુદાં ન થવું તે; એવી રીતે રહેવું કે જેથી એક બીજાની જુદાઇ જરાપણ થાય નહિ. જુદાઇ શરીરથી તેમ મનથી પણ થાય છે. શરીર એક બીજાથી જુદાં હોય છેઃ પરંતુ મન એવું એક હોય છે કે તેથી શરીરની જુદાઇ જરા પણ થાય નહિ; જુદાઇ નહિ જેવી થઇ જાય છે. શરીરથી તેમ મનથી જ્યારે સર્વથા ઐક્ય સિદ્ધ થાય ત્યારેજ માણુસ માણુસનો સંબંધ દીપે છે, ફલદાતા થાય છે, ને જગતને ઉપયોગી થાય છે. માણુસ માણુસનું એમ છે, તો એકજ ઘરનાં બે અંગ જે સ્ત્રી

અને પુરુષ તેમને માટે એવું હોય એ કેટલું આવશ્યક તેમ લાભકારક છે! આવો એકભાવ સિદ્ધ કરવો એ જેમ પુરુષના હાથમાં છે તેમ સ્ત્રીના હાથમાં પણ છે, ને વિશેષે કરી સ્ત્રીના હાથમાં છે, કેમકે ઘરમાં સ્ત્રીનુંજ મુખ્યપણું છે. સ્ત્રીએ જેમ બને તેમ પોતાની રીતિકૃતિ અને ઇચ્છાઓ એવાં રાખવાં કે નિરંતર તે સર્વેથી પોતાના પતિની ભક્તિ વિના બીજું કાંઇ થાયજ નહિ. જ્યારે એમ થાય ત્યારેજ એકભાવ સારી રીતે સિદ્ધ થાય અને સર્વ સુખ ફલે. સતી સ્ત્રીઓનાં ચરિત તમે જોશો તો જણાશે કે તેમણે મનસા, વાચા, કર્મણા એવું કાંઇ કર્યું નથી, કહ્યું નથી, કે વિચાર્યું નથી કે જેમાં તેમના પતિની સાથેના એકભાવનું કાંઇ પણ પ્રયોજન ન હોય. જેનાથી પતિની સાથેનો માનસિક કે કાયિક એકભાવ ન તૂટે, તે જેટલું જેટલું પતિનું વિસ્મરણ થાય એટલું બધું કામ વ્યભિચાર એટલે જુદાઇ ગણાય છે, ને તેમાંથી નિત્ય પોતાને પાપ અને સર્વેને દુઃખ પેદા થાય છે. આ પ્રકારે વ્યભિચારથી મુક્ત રહી અવ્યભિચાર સિદ્ધ કરવો એ સ્ત્રીના ઉપરજ મુખ્ય આધાર રાખે છે, જો કે પુરુષને પણ તેવોજ એકભાવ પોતાની પત્ની સાથે રાખવાનો નથી એમ નથી.

ઘણીક સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવા માટે કામણટુંમણ કે મંત્રતંત્ર ઉપરજ આધાર રાખે છે; તેમ કેટલીક સ્ત્રીઓ રીસાવામાં ને પજવવામાંથી પતિને સંતાપી વશ કરવા ઇચ્છે છે. આ બન્ને માર્ગ કેવલ ઉલટા છે. જગતમાં એવો કાંઇ મંત્ર નથી, કે એવું કશું જાદુ નથી કે જેનાથી આપણાથી વિરુદ્ધ વૃત્તિવાળું માણસ સહજમાં આપણે પગે આવીને પડે, ઘણી વાર એવું પણ થાય છે કે મંત્ર અથવા જાદુને મિષે કાંઇ વિષ કે એવોજ કોઇ પદાર્થ ખવરાવવા માટે આપવામાં આવે છે, કે જેનાથી જીવ જાય છે, અથવા તેમ ન થાય તો બુદ્ધિ એવી શૂન્ય થઇ જાય છે કે એવો વશ થયેલો ભર્ત્તા પછી કશા કામનો રહેતો નથી. આમ પોતાનું પાપ પોતાનેજ ખાય છે ને વિધવાપણાનું મહા દુઃખ, કે નિરાધાર પતિની ગરીબાઇની અતુલ પીડા, નિત્ય પોતાની જાતને ગાળો દેતાં, વેઠવી પડે છે. આ ઉપાય જેમ કેવલ હાનિકારક અને ખોટો છે, તેમ બલાત્કારનો ઉપાય તેથી પણ વધારે વિપરીત છે. આખા જગતમાં બલાત્કારથી કોઇ વશ થયું જાણ્યું કે સાંભળ્યું નથી; એથી ઉલટું પ્રીતિથી, માયાથી, આપણે તેને માટે પીડા વેઠીને પણ તેનું શુભ કરીએ છીએ એવા સ્વાર્પણથી, મહા વિકટ જણાતાં મનુષ્ય કે પ્રાણી પણ વશ થયેલાં છે. તો મંત્ર જંત્ર જાદુ

કે રીસાવા ખીજાવાની યુક્તિઓ કરતાં પતિને કે સર્વને વશ કરવાનો એકજ ઉપાય છે ને તે એ કે તેની અનન્યભક્તિ મન, કર્મ, વાણીથી આદરવી. એ ઉપાય કદાપિ નિષ્ફલ થયો નથી, ને નિષ્ફલ થનાર નથી. ગમે તેવા ક્રૂર આચાર વિચારવાળાં માણસ પણ, તેમની ઉપર જે કોઇ બહુ ભક્તિ રાખે તેમને સહજમાં વશ થાય છે, તો સાધારણ જનસ્વભાવમાં કોઇ સ્ત્રી એક નિષ્ઠાવાળી ભક્તિથી પતિને વશ ન કરી શકે એમ થવું અશક્ય છે. તેમાં પણ સ્ત્રીઓનામાં તો વિશેષ રીતે સામાને પલાળવાનો, ને વશ કરવાનો ગુણ હોય છે, તો પોતાના એ ગુણનો યથાર્થ ઉપયોગ કરવાનો દૂર મૂકી આડા માર્ગ લેવાથી અવ્યભિચાર કદાપિ પણ સિદ્ધ થતો નથી, ઉલટાં હાનિ અને દુઃખ પેદા થાય છે.

સ્ત્રીઓ ઘરની રાજા છે, પણ રાજાની આણ પ્રીતિપૂર્વક અને નમ્ર ભાવવાળી હોય તો સર્વને બહુ વહાલી લાગે છે. સ્ત્રીઓ રાજા છતાં પાછી પતિની તો સેવક છે, એટલે તેમણે પોતાનું રાજ્ય બહુ પ્રેમભાવ અને ભક્તિભાવથીજ ચલાવવું, ને એ સાધનથી પતિને વશ કરવો એમ સમજી રાખવું. એ વિનાના બધા માર્ગ કેવલ દુઃખ કરનારા છે.

સંસારમાં સંપૂર્ણ કોઇ નથી, સર્વમાં દોષ હોય છે, તેમ કેટલાક ઉત્તમ ગુણ પણ હોય છે. પણ નિત્યે સારા ગુણો ઉપરજ લક્ષ રાખવું, ને એકભાવ વધારવો. તેમ આપણો કોઇ દોષ પતિ કહે તો તેથી રોષ ન ધરતાં વિચાર કરી જો દોષ હોય તો તે સુધારવો. દોષ હોય તો પણ પતિને ટાઢો પાડી પછીથી તેને યથાર્થ વાત સમજાવવી, પણ કોઇ સમય સામાનો મીજાજ બગડ્યો હોય તે વેળે આપણો પણ મીજાજ બગાડી લડાઇ વધારવી નહિ. એમ સર્વ વાતમાં જેમ બને તેમ સમાધાનિ સચવાય તેવો માર્ગ લેવો, અને પતિનો અને આપણો જે તે રીતે એક ભાવ થાય એમ મનકર્મ વાણીથી વર્તવું. એકભાવથી આનંદ પામતાં દંપતીનું ઘર એમ સ્વર્ગતુલ્ય થાયછે.

પરપુરૂષ કે પરાયાં મનુષ્ય સાથે સંબંધ રાખવાની વાત પણ આ સ્થલે કહેવા જેવી છે. સ્ત્રીઓએ પોતાના પતિ વિના બીજા કોઇની મૈત્રી કરવી, કે તેની ગેરહાજરીમાં પરપુરૂષો સાથે પ્રસંગ પાડવો, એ વાત સારી નથી. સંસારમાં બધી વાત વિશ્વાસને આધારે ચાલે છે: જો સ્ત્રીપુરૂષને પરસ્પરના એકભાવનો વિશ્વાસ હોય તો તે અન્યોન્યના ગમે તેવા સમાગમોથી અવિશ્વાસ લાવતાં નથી. કામપ્રસંગે પરપુરૂષો સાથે વાતચીત કરવી પડે તેમાં, કે તેવા ઉત્તમપુરૂષોના સંબંધમાં, કાંઇ પાપ નથી, પણ તેમ

થવાથી જ્યાં કોઇ પણ રીતે પોતાના પતિના મનમાં અવિશ્વાસ પેદા થાય એવું હોય ત્યાં તો એવી વાત વિશેષે તજવી. એકાન્તે પોતાના પતિ વિના કોઇની સાથે બહુ પરિચય પાડવો સારો નથી; ઉત્તમ સતી સ્ત્રીને તો પોતાનો પતિ નિરંતર પોતાની પાસે છે, એટલે એકાન્ત છેજ નહિ, તેને કોઇના સમાગમની અપેક્ષાજ નથી. આમ છે ખરૂં તો પણ પતિની સાથે રહી સંસારનાં કાર્યો કરવામાં પુરૂષ કે સ્ત્રીઓના સમાગમમાં ફરવું પડે ત્યાં કોઇ રીતે કોઇનો અનાદર થાય એવી વર્ત્તણુક કદાપિ રાખવી નહિ. સંબંધથી, વ્યવહારથી, સ્નેહથી, કામથી, કશાથી પણ પોતાના અને પોતાના પતિના એકભાવમાં જરા પણ વિક્ષેપ પડે એવું ન કરવું એજ આ બધું લખવાનો સાર છે. એમાંજ ઉત્તમ સુખ છે, ને ઉત્તમ સતીપણું છે.

---

## ઉદારતા.

### ૨.

પારકાને દુઃખે દુઃખી થવું ને પારકાને સુખે સુખી થવું, એ ખરી ઉદારતાનું બીજ છે; ને જે દૃષ્ટાન્તરૂપ ઉદાર સ્ત્રીપુરૂષ થઇ ગયાં છે તેમણે તો પારકાનું સુખ વધારવા માટે જાતે દુઃખ પણ વેઠયું છે. પોતાની પાસે જે હોય તે બીજાને ભોગવાવવું એ ઉદાર માણસોની વૃત્તિ છે. ઉદારતાથી ઉલટો ગુણ કંજુસાઇ છે. ઉદારતાને મર્યાદા ઉપરાંત લેઇ જવાથી ઉડાઉપણું પેદા થાય છે. પોતાની જેટલી શક્તિ હોય, પોતાની જેટલી આવક હોય, તેમાંથી અમુક ભાગ પરાર્થે વાપરવા નિયમવો એ ઉદારબુદ્ધિનું લક્ષણ છે. કેમકે આપણા શ્રમથી બીજાને કશો લાભ ન થાય એમ થતું, એવું કરવાથી અટકે છે. મેળવેલી સમૃદ્ધિનો ખરો ઉપયોગ, ને તેની ખરી કીંમત, એટલામાંજ છે કે તેનો સદુપયોગ થાય. કહ્યું છે કે "પ્રાપ્ત કરેલા વિત્તનો ત્યાગ કરવો એજ તેનું રક્ષણ છે," માણસોને અન્યોન્યના આશ્રયની, અને અન્યોન્યની સાહાય્યની, આ જગતમાં જે આવશ્યકતા છે, તે સારામાં સારી રીતે પુરી પડે, એટલા માટે ઉદારતાનો ગુણ સર્વે કોઇને પોતાનામાં ધારણ કરવાની અપેક્ષા છે. ઉદારતામાં નાતજાત, દેશપરદેશ, ગુણ અવગુણ, કશું વિચારનો અવકાશ નથી, માત્ર દુઃખ જોવાનું છે, ને તે જ્યાં હોય ત્યાંથી પણ ઉદારતાથી દૂર કરવાનું છે.

પ્રાપ્ત કરેલી સમૃદ્ધિમાંથી આ પ્રમાણે વાપરવું એ ઉદારતા અતિ

ઉત્તમ પ્રકારની છે, પણ મનમાં ખરી ઉદારતા વસ્યા વિના એવું આચરણ થવું અશક્ય છે. મનની ઉદારતા એટલે શું ? મનની ઉદારતા એટલે એજ કે માણસો પોતપોતાની વચ્ચે જે ભાત ભાતના ભેદ માને છે તે ભૂલી જવા. કોઇ નાતજાતથી ઉંચું નીચું હોય છે, તો કોઇ પૈસે ટકે મ્હોટું ન્હાનું હોય છે; કોઇ અધિકારે ભારે હલકું હોય છે તો કોઇ શરીરે રૂપાળું કદરૂપું હોય છે; એમ અનેક પ્રકારે નાનાવિધ ભેદમય આ જગત્‌ની રચના છે. એવા ભેદને લીધે આપણી પોતાની જે કાંઇ સારી સ્થિતિ હોય તેને બહુ ખુશી ખુશી થઇને વારંવાર ગોખ્યાં કે ગાયાં કરવી, ને એમ કરતે કરતે એમ અભિમાન ધરવું કે મારા સમાન કોણ છે, એ ઉદારતાથી અવળે માર્ગે ચઢવાની પ્રથમ ભૂમિકા છે. એવો વિચાર બંધાયો, મનમાં એમ થયું કે શરીરે, અક્કલે, હોશીઆરીએ, પૈસે, અધિકારે, કે ગમે તે પ્રકારે, હું કાંઇક છું, એટલે મન બહુ સાંકડું થઇ જવાનું, ને બીજાની તેજ પ્રકારની ઉત્તમતા તેવા મનથી સહન થવાની નહિ. પારકાની મ્હોટાઇથી જાણે પોતાની મ્હોટાઇમાંથી કાંઇ ઉણું થતું હોય એમ કોઇની પણ વાત તેવા મનથી સહન થવાની નહિ, ને બધાંની નિંદા કરવાની અતિ હાનિકારક અને ધિક્કારવા યોગ્ય કુટેવ પડવાની. જે બૈરાં ઘણાં નવરાં હોય છે તેમનામાં આવું અભિમાન અને મનનું સાંકડાપણું સહજ પેદા થાય છે, ને તેમને રાત દિવસ નિંદા કરવાની ટેવ પડે છે. પારકાંની ખરી કે ખોટી, કલ્પિત કે જુઠી, ગમે તેવી પણ ખામીઓ ખોળી કાઢવી, તેને વધારી વધારીને પીછનાં પારેવાં કરવાં, એ નિંદા કરનારનું મુખ્ય લક્ષણ છે. નિંદા કરનારને કે સાંભળનારને જે શ્રમ પડે છે તેનાથી તેમને પોતાને કે જગત્‌ને કશો લાભ નથી, જેની નિંદા થાય છે તેને પણ લાભ નથી, કેમકે તેના જાણવામાં તો તે વાત ક્વચિતજ આવે છે; ઉલટી નિંદા કરનાર ને સાંભળનારને ઘણામાં ઘણી હાનિ છે કેમકે તેમને જુઠું બોલવાની, ખોટી વાતો ગોઠવવાની, ને જે વાત પ્રસિદ્ધ કરવાથી કશો લાભ નથી તેવાં છિદ્ર ખોળવાની ટેવ પડે છે. આમ થવાથી તેમનો કોઇ વિશ્વાસ રાખતું નથી, ને તે સારાં માણસમાં પંક્તિ પામતાં નથી. એમ થવાથી તેમના અભિમાનનો વધારે ભંગ થાય છે, ને તેઓ પોતાની જાત ઉપર ચીડાઇ, કશાથી સંતોષ ન માનતાં, પરનાંને હેરાન કરે છે, ને જાતે બહુ ક્લેશ પામે છે.

દુનીયાંમાં સંપૂર્ણ કોણ છે ! અભિમાન પણ સર્વને હોય છે, દોષ પણ સર્વમાં હોય છે, પણ સમજવાનું એટલું છે કે આપણે આપણા દોષ,

ઉપર દૃષ્ટિ ન કરતાં પારકાનામાં તેવા દોષ હોય તો તુરત નિંદવા મંડીએ છીએ એ કેવી મૂર્ખાઇ છે? તેમાં પણ માણસની કોઇ પણ ખામી કે તેનો કોઇ પણ દોષ જે પ્રસિદ્ધ કરવાથી કોઇને કશો લાભ નથી, તેને ચુંથીચુંથીને ચાવવામાં માત્ર તેમ કરનારનીજ હલકાઇ પ્રસિદ્ધ થાય છે. દુનીયાંમાત્ર દોષવાળી છે એમ જાણી, સર્વત્ર દોષને બદલે ગુણનેજ જોવો, તેનેજ પકડવો, ને વખાણવો. કોઇ નઠારામાં નઠારી વસ્તુ પણ એવી નથી કે જેમાં કાંઇ ગુણ નહિ હોય, કોઇ સારામાં સારી વસ્તુ પણ એવી નથી કે જેમાં કાંઇ દોષ નહિ હોય, પણ ઉદાર માણસોએ સર્વત્ર ગુણનુંજ દર્શન કરવું; દોષ ઉપર દૃષ્ટિજ કરવી નહિ. સામાન્ય માણસો પરત્વે આમ વર્તવું એ જ્યારે ઉત્કૃષ્ટતાનું લક્ષણ છે, ત્યારે જેને માન યોગ્ય છે, જેને વખાણ ઘટે છે, તેને તે ન આપવાં એ તો બહુજ હીણું ગણાય. બહુ સ્મરી રાખવું કે સામાને જે યોગ્ય હોય તે આપવામાં આપણે આપણી જાતનેજ માન આપીએ છીએ, કેમકે તેનામાં જે ગુણ છે તેની પરીક્ષા કરવા જેટલો ગુણ આપણામાં પણ છે એમ સિદ્ધ કરી આપીએ છીએ, ને તેથી તે ગુણને લીધે આપણે પણ પ્રતિષ્ઠા પામીએ છીએ. આમ ઉદારબુદ્ધિથી વ્યવહારમાત્રને અવલોકતાં શીખવું, અને સંસારમાં જે નાના પ્રકારના ભેદ પડેલા છે તે ઉપર દૃષ્ટિ બાંધી મનનું સાંકડાપણું કદી પણ પ્રાપ્ત કરવું નહિ. જ્યારે આવી ઉદારતાથી આખા જગતનો વ્યવહાર ભળાય, ત્યારે મનમાં કોઇનઃ ઉપર દ્વેષ પેદા થાય નહિ, ને તેવી સર્વને સહાય થવા રૂપી ઉદાર આચાર કરવાની પ્રેરણા સહજે સફલ થતી ચાલે.

ઉદારતા, સત્ય, સંપ, દયા, પ્રેમ, આદિ અનેક સદ્વૃત્તિઓની અપેક્ષા છે એમ વારેવારે કહેવાય છે, તેમાં મુખ્ય વાત એટલીજ છે કે એ બધી વૃત્તિના પ્રભાવ વિના આ જગતનો વ્યવહાર ચાલે નહિ, દુનીયાંમાં માણસ રહી શકે નહિ, કદાપિ સુખી થઇ શકે નહિ. જેનાથી માણસ માણસનો સંબંધ વધે, માણસ માણસને પ્રીતિની ગાંઠ બંધાય, ને તેમ થવાથી સર્વત્ર સુખ અને લાભ ફેલાય, એવી જે જે વૃત્તિઓ છે તે બધીને કેળવવી, તથા તેથી ઉલટી વૃત્તિઓને જેમ દૂર કરાય તેમ કરવી. સર્વનો પ્રેમ સંપાદન કરવા માટે, સર્વના માનને પાત્ર થવા માટે, સર્વનો વિશ્વાસ સંપાદન કરવા માટે, ઉદારતા જેવો એક પણ ગુણ નથી ઉદારતામાંથી અનેક સારા ગુણ પેદા થાય છે, ને આખી સદ્વૃત્તિ બાંધવાનું મુખ્ય ધોરણ ઉદારતારૂપી ગુણમાંથી સંભવે છે. પરસ્પરની વર્તણુકો, પોતાનાં ગુરુજન-

ના વ્યવહાર, અને દુનિયાંની રીતિ કૃતિ, સર્વેનો જે મનુષ્ય ઉદારતાથી વિચાર કરી શકે છે, ને ગુણમાત્રનેજ ગ્રહણ કરી સર્વને ખુશી રાખી પ્રીતિ વિસ્તારે છે, તથા યથાશક્તિ પ્રસંગાનુસાર પારકા માટે કરી છૂટે છે, તે માણસે સર્વસ્વ સાધ્યું છે, તેણે પોતાનું જીવિત કૃતાર્થ કર્યું છે. કહ્યું છે કે "ઉદારાચતવાળાંને તો આખી પૃથ્વી પોતાનું કુટુંબ છે" તે સત્ય છે.

## ધૈર્ય.

### ૩.

"ઉતાવળે આંબા પાકતા નથી" એ કહેવત જેમ માણુસને અધીરાં ન થવાનું સૂચવે છે, તેમ "ઉતાવળા તે બાવરા" એ કહેવત ધીરજના લાભની સૂચના કરે છે. વસ્તુમાત્રને પોતપોતાનો સમય નિયમિત કરેલો છે, ને તે સમય આવ્યા વિના તે વસ્તુ થનીજ નથી. સૂર્ય ઉગે છે તેને પણ અમુક સમયનો નિયમ છે, ઝાડ ઉગે છે ને ફૂલે છે તેને પણ નિયમ છે. માણુસે સમજવું જોઇએ કે પોતાનો સમય થયા વિના કશું થતું નથી. માણુસ પોતે તેમાં કશો પરિવર્ત કરવાને શક્તિમાન્ નથી. કુદરતના સ્થાપિત નિયમો પ્રમાણે જે થાય છે, તેમાં તેનાથી ફેરફાર બનેજ નહિ, તેને જે કરવાનું છે, ને જે તે કરી શકે છે, તે માત્ર શ્રમ, પ્રયાસ, યત્ન. અમુક ફલને માટે અમુક યોજના કરવાનો શ્રમ કરીને તેને વિરામવાનું છે; તે ફલને માટે તજે ઉપર થઈ જઈ ચિંતાતુર બની અધીરા થવામાં માત્ર તેને દુઃખ થાય છે એટલોજ લાભ છે. તેથી પેલા ફલને પેદા થવામાં કશી ઉતાવળ થતી નથી. કવચિત તેમાં કંઇ બિગાડ થાય છે. આપણે નિરંતર મહેનત કર્યા કરવી, ને ધીરજથી તેનું ફલ જે આવે તે ઉપર વિશ્વાસ કરી બેસવું.

આવી ધીરજ રાખવાની જેને ટેવ હોય છે તે મનુષ્યનામાં બે મ્હોટા ઉપયોગી ગુણો, અને તેમને અંગે બીજા ઘણાક નાના ગુણો, પોતાની મેળે ખીલી ઉઠે છે. એક ગુણ તો એ છે કે તેને કોઇ પ્રકારનો ગભરાટ થતો નથી તેથી તેની બુદ્ધિ શાન્ત અને સ્વચ્છ રહે છે, ને ગમે તે સમયે પણ તે માણુસ હરકોઇ કામનો નીકાલ કેમ કરવો તેનો નિશ્ચય ઝટ લઇને કરી શકે છે. એકાએક આવી પડેલી વિપત્તિમાંથી નીકળી જવાનું પણ તેવાં માણુસ તુરત યોજી શકે છે. જે બીજો મુખ્ય ગુણ તેમનામાં ખીલે છે તે એ છે કે જે નિશ્ચય થાય તેને શી રીતે પાર પાડવો તેની યોજના પણ તેવાં મનુષ્ય બહુ ચતુરાઇથી ઘડે છે, ને ભારે કામનો પણ ધીમે ધીમે તે યો-

જનાથી પાર લાવે છે. આથી ઉલટી રીતે જોઇએ તો જે અધીરાં માણુસ છે તે કોઇ કામ આવ્યું તો ગભરાઇ જાય છે, ને પછી તેને પાર પાડવા જતાં ગુંચવાઇ પડે છે. દોડાદોડ ઘણી કરે છે પણ તસુએક આગળ વધી શકતાં નથી. બાથોડીયાં ઘણાં મારે છે પણ કાંઈ પકડી શકતાં નથી; તે કામને વણસાડે છે એટલુંજ નહિ પણ દોડાદોડમાં પોતાનો હાથ કે પગ પણ ભાગે છે. આવાં માણુસ ઘણાં હોય છે ને કશું પણ કામ હોય તો ધાલમેલ કરવા માંડે છે, એનું નામ ખરી કામ કરવાની છૂટ કહેવાય નહિ, શાન્ત અને સ્થિર બુદ્ધિથી, તથા ઠરેલી મુખમુદ્રાથી, જે કાર્ય નિયમિત રીતે નિશ્ચય પૂર્વક ઉકેલાતુ જાય તેનુંજ નામ ખરી છૂટ છે. તે ધૈર્ય વિના આવતી નથી. સમયસૂચક બુદ્ધિ અને તે બુદ્ધિએ કરેલો નિશ્ચય પાર ઉતારવાની યોજના, એ બે ધૈર્યનાં ખરાં અંગ છે, નહિ તો આળસ પણ ધૈર્ય ગણાય, ધાલમેલ પણ ચતુરાઇ ગણાય, ને મુર્ખાઇ ડહાપણ ગણાય.

આવું ધૈર્ય રાખીને કરેલા શ્રમનું ફલ ઘણીવાર ઇચ્છાનુસાર આવતું નથી, કે કેટલીકવાર ઉલટુંજ આવે છે. ખરા ધૈર્યની કસોટી તો તે સમયેજ છે. વિઘ્નથી વારંવાર પ્રતિહત થયા છતાં પણ ઉત્તમ મનુષ્યો કાર્યથી વિરામ પામતાં નથી; જગતના જે જે મહા શોધ છે તે બધા એકજ સમય વિચાર કરીને યોજના કર્યાથી થયા નથી; પ્રયત્ન, નિષ્ફલતા, ને પાછો પ્રયત્ન, એમ એક પછી એક ચાલ્યાંજ ગયાં છે, તે જેણે વિચાર કર્યો હશે ને પ્રયત્ન આદર્યો હશે તે પોતાના પ્રયત્નનું ફલ જોવા પણ પામ્યાં નથી, પણ એમજ સર્વ મહા કાર્ય સિદ્ધ થયાં છે. નિષ્ફલ થવાયું કે ધૈર્ય બમણું વધવું જોઇએ; એજ ખરા ધૈર્યનું લક્ષણુ છે. માણુસે પ્રયત્ન કરવો એટલામાંજ તેને ધન્ય છે, એટલામાંજ તેના જીવિતનું સાર્થક છે, જે સમય જેવો વેષ આવી પડે તેવો પૂરેપૂરો ભજવવો એમાં માણુસાઇ છે.

ઘણાંક મનુષ્ય આ પ્રમાણે ઉત્તમ પ્રકારનું ધૈર્ય બતાવી શકે છે, ને ધીરજથી કાર્ય કરે છે તેમ ધીરજથી તેની પાછળ મંડયાં રહેછે, "નથી આવડતું" કે "એનો મને શોખ નથી" એવાં વચન તે કદી બોલતાં નથી, તેમ સમજતાં પણ નથી. તેમની ધીરજ આગળ કશું ન આવડે તેવું નથી, તેમને કશાનો શોખ નથી એમ નથી. આજ, કાલ, નિત્ય, ફરી ફરી મંડયાં રહેવું ને "કરવું" એજ તેમનો નિશ્ચય છે, પણ તેવાં મનુષ્ય પણ કોઇવાર એકાએક આવી પડેલી આપત્તિથી બહુ વિહ્વલ થઇ જાય છે, ને સર્વ ધૈર્ય તજી દે છે. કોઇ કારણુથી આવી પડેલી દ્રવ્યહાનિ, શરીરપીડા, કે મનુ-

વ્યહાનિ, એ બધું માણુસો ધીરજથી સહન કરી લેતાં નથી, ધીરજવાળાં પણ તે ધીરજ વિનાનાં જણાય છે. એવા પ્રસંગોમાં ધૈર્ય તજવાથી કશો લાભ નથી. હાનિ તો સ્પષ્ટજ છે ત્યારે જેમાં લાભ નથી ને હાનિ છે એવું કામ ડાહ્યાંએ કરવું ઉચિત નથી. દ્રવ્યપ્રાપ્તિ, નીરોગિતા, કે આયુષ્, એમાંની એક વાત માણુસના હાથમાં નથી. તો જે વાત હાથમાં નથી તેનો શોક શા માટે ? તેમાં પણ ધૈર્ય તજી ગભરાવાથી એ ત્રણે વાતોનો અભાવ, હોય તે કરતાં વધારે દુ:ખ પેદા કરવાવાળો થઇ પડે, કેમકે ધૈર્ય વિના તેમાંથી મુક્ત થવાનો કશો ઉપાય પણ સુઝે નહિ, કોઇ મનુષ્ય મરી ગયું તો તેની પાછળ રોવા કકળવાની ને કૂટવા રડવાની કશી અપેક્ષા નથી, હૃદયની લાગણીને લીધે ખેદ થાય એ ખરૂં છે, પણ તેમાં ધીરજ તજી દઇ અતુલ શોક કરવા માંડવાથી શું ફલ છે ? હાનિ તો સ્પષ્ટજ છે કે શરીરને તેથી વ્યાધિ થાય છે, ને દુ:ખમાં વધારો થાય છે. એમજ ઘણાંક સ્ત્રી પુરુષ પ્રજા ન હોય તો પણ અતિ દુઃખ પામે છે; પણ એવી દૈવાધીન વાતમાં આપણાથી થાય તેમ પ્રયાસ કરી ધૈર્ય રાખી સંતોષમાં રહેવાથીજ સુખ છે.

વિપત્તિ કોને નથી આવતી ? સંસારમાત્ર વિપત્તિનોજ ભરેલો છે. એક વૃદ્ધ માતાનો એકનો એક જવાન પુત્ર મરી ગયો, ત્યારે તે પણ તેની પાછળ મરવાને તત્પર થઇ. ગામના લોકે બહુ વારી, સમજાવી, પણ તે માને નહિ. ત્યારે સર્વે તેને મહાત્મા શ્રીબુદ્ધ પાસે લઈ ગયા. બુદ્ધદેવે કહ્યું કે " મા તમે થોડાક રાઇના દાણા લાવો તો તમારો દીકરો જીવતો કરી આપું." ડોશી કહે કે " હા, એ તો સહજ છે, " ત્યારે બુદ્ધદેવે કહ્યું કે " તે તો ખરૂં પણ જેના ઘરમાં કોઇ કદી પણ મરી ના ગયું હોય તેના ઘરની રાઇ જોઇએ. " ડોશી કહે કે ઠીક છે. પછી ડોશી ગામમાં ઘેર ઘેર ફરી પણ એકે ઘર એવું ન મળ્યું કે જ્યાં કોઇને કોઇ મુવું ના હોય, એટલે રાઇ ન મળવાથી નીરાશ થઇ બેઠા, ને વિચાર કરતાં સમજી કે સર્વેનાં મરે છે તો મારો દીકરો મરે તેમાં શું ? ફરી બુદ્ધદેવ પાસે ગઇજ નહિ, તેમ છોકરા સાથે મોઇ પણ નહિ. એમ મરણ તેમ સર્વ પ્રકારની વિપત્તિથીજ સંસાર ભરેલો છે. એમાં જેટલી ધીરજ રખાય તેટલુંજ સુખ: વિપત્તિ સમયે બીજાં વિપત્તિવાળાંને સંભારી ધીરજ રાખવી, ને સંપત્તિ સમયે વિપત્તિનો સંભવ જાણી ફુલાઇ ન જતાં ધીમાશથી ચાલવું. ધૈર્ય છે તે અતિ ઘણો મહોટો ગુણ છે, ને માણુસો જેને સુખ માને તેનું અર્ધું અંગ છે કેમકે સુખનું ત્રીજું અર્ધું અંગ સંતોષ છે.

## ચમત્કાર.

### ૪.

એક વિદ્વાને કહ્યું છે કે પૃથ્વી ઉપર કશું નવીન પેદા થતું નથી; અને જેટલી વાતો શોધ કરનારા ખોળી કાઢે છે, તેટલી, હોય તેનો નાશ કરનારા પણ ખોળી કાઢતાજ ગણાય. આવું કહેવાનું તાત્પર્ય એ છે કે આ વિશ્વરચના જે અનાદિથી ચાલીજ જાય છે, તેમાં કોઇ કાલે કેવું હશે, ને કોઇ કાલે કેવું હશે, તે કહી શકાતું નથી; ને જે જે વાત શોધ રૂપે કહેવાય છે તે ઘણીવાર કોઇ જૂની વાતજ નવે રૂપે આવેલી હોય છે, ને તે જૂનીનો નાશ થવાથી તેને લોક વિસરી ગયેલા હોવાને લીધે, તેના રૂપાંતરને મોટી ચમત્કારિક શોધ સમજે છે. કાચ બનાવવાની અને તેને કેળવવાની કલા, વિજળી અને વરાળનો ઉપયોગ કરવાની કલા, એ બધાં આજની દુનીયાંને નવાં લાગે છે, પણ ઇતિહાસ લખનારા કહે છે કે અલેકઝાન્ડ્રિયાની પાઠશાલામાં તે બધાં સારી રીતે જાણીતાં હતાં, અને કોઇ કહે છે કે આર્ય ઋષિઓ પણ તે જાણતા. કોઇક વાત નવી છે એમ જાણવામાં આપણને બહુ આશ્ચર્ય લાગે છે, ને જે આપણે નથી કરી શકયાં તે બીજાએ કર્યું એમ જાણવાથી તે આશ્ચર્ય વધીને તેના કરનારને માન આપવા ઉપર આપણને દોરેછે. માણુસનો સ્વભાવ એવો છે કે જ્યાં સુધી ચાલે ત્યાં સુધી સર્વ વાતનો જે તે રીતે પણ તે ખુલાસો આપે છે, ને જ્યાં ખુલાસો આપી શકાયો ત્યાં એને ઝાઝું આશ્ચર્ય લાગતું નથી, અને ભક્તિ પેદા થતી નથી. જ્યારે કેવલ અગમ્ય વાત માણુસ દેખે છે, ને ત્યાં આગળ તેની બુદ્ધિ અટકે છે ત્યારે તેના મનમાં કોઇ ભવ્ય અસર થાય છે, તેને તેની પોતાની અલ્પતા, લઘુતા, પ્રત્યક્ષ સમજાય છે, તેનો અભિમાન ઓગળી જતાં તે લાંબુ થઇને નમન કરે છે. આવા જનસ્વભાવમાંથીજ ધર્મમાત્રની ઉત્પત્તિ થઇ છે. જે ભવ્ય પદાર્થ સંભવ આદિ તેને અગમ્ય લાગ્યા છે, તેને તેણે ઇશ્વર રૂપે પૂજ્યા છે. જે જે દેવ કે મહાત્માઓ થઇ ગયા છે તે પણ આવા કોઇ ભવ્ય પરાક્રમથીજ લોકભક્તિના પાત્ર થઇ ગયા છે. એકલા શ્રીકૃષ્ણના જન્મ સમયે બંદીખાનાની સાંકળો તૂટી ગઇ નથી; કે યમુનાએ માગ આપ્યો નથી; પણ જીજસ ક્રાઇસ્ટના જન્મ સમયે અનેક તારાગણે દૂર દેશના મહાત્રષિયોને તેની પાસે તેડી આણ્યા છે, મૂસા પેગંબરને લાલ સમુદ્રે માગ આપ્યો છે. ચમત્કાર ન હોત તો ધર્મબુદ્ધિજ બહુ નબળી રહત, ને ધર્મબુદ્ધિને સબળ કરવા માટે જે શ્રદ્ધા અને ભક્તિની અપેક્ષા છે, તે પેદા થાત નહિ.

ચમત્કારથી શ્રદ્ધા થાય છે, શ્રદ્ધાથી ભક્તિ થાય છે, ભક્તિથી જ્ઞાન થાય છે, એમ પરંપરા મનાય; પણ ચમત્કારમાત્ર ઉપરજ જે શ્રદ્ધા જીવે છે તે કશા ઉપયોગની નથી. એવી શ્રદ્ધા કોઇવાર પણ પોતે પ્રાપ્ત કરેલા નિશ્ચયની સત્યતા ઉપર આધાર રાખી શકતી નથી, ને નિત્ય નવા નવા ચમત્કારની આશા રાખે છે. જે શ્રદ્ધા સત્યનો નિશ્ચય કરવાથી થાય છે તે કદાપિ ડગતી નથી, ને જે પોતે યથાર્થ જાણ્યું છે, તેજ ખરૂં માન્યું છે, એમાં કદાપિ વિક્ષેપ પેદા થતો નથી. એવી શ્રદ્ધા તેજ ખરૂં જ્ઞાન છે, ને તેમાંજ ખરો ધર્મ છે. ત્યારે ચમત્કાર ઉપર શ્રદ્ધા તો થયા વિના રહેતી નથી, અને તે શ્રદ્ધા ખરી છે કે નહિ એ સંશયવાળું છે, તો ચમત્કાર પોતેજ શું છે એ જાણવું પ્રથમ આવશ્યક છે. પણ ચમત્કાર ઉપર પણ શ્રદ્ધા કરવીજ એવો બધાં માણસોનો નિયમ નથી. ઘણાક પોતાના જ્ઞાનમાં અને પોતે બધું જાણે છે એવા અભિમાનમાં એટલાં નિમગ્ન હોય છે કે ચમત્કાર એવી વાતને અશક્યજ ગણે છે, ને કશી વાત પોતાના જાણ્યા બાહારની હોય, તેને સ્વીકારતાં નથી. બીજાં એવાં હોય છે કે તે વાત તેમને ન સમજાતી હોય એટલે તે વાતને અગમ્ય માને પણ અશક્ય કે શક્ય કહી શકતા નથી. ત્રીજાં એવાં છે કે જે બધી વાતોને નીરાંતે ગળે ઉતાર્યાજ કરે છે, ને ગમ્ય, અગમ્ય, શક્ય, કે અશક્ય, કશાનો વિચાર જ કરતાં નથી. પ્રથમ પ્રકારનાં જે માણસ કહ્યાં તે ઘણુંકરીને નાસ્તિક એટલે જે તે પોતે જાણતાં હોય તે વિનાની બીજી વાત ઉપર આસ્તા કે શ્રદ્ધા નહિ તેવાં હોય છે. બીજા પ્રકારનાં મધ્યસ્થ હોય છે; ને ત્રીજા પ્રકારનાં અંધ શ્રદ્ધાવાળાં એટલે ભોળાં હોય છે. એથી અંધશ્રદ્ધાનું વર્ણન આપણે હવણાંજ કર્યું છે, અને બતાવ્યું છે કે એવી શ્રદ્ધા કશા કામની નથી તેમ છેક નાસ્તિક બુદ્ધિ પણ સારી નથી કેમકે આ વિશ્વમાં શા બનાવ બને છે, ને શા શા બની શકે તેવા છે, તે બધાજ આપણે જાણી બેઠાં હોઇએ એવું સંભવતું નથી, અને જ્યારે આપણે એમ કહીએ કે અમુક વાત તો અશક્યજ છે, ત્યારે તો આપણને આખા વિશ્વનું જ્ઞાન હોવું જોઇએ. આમ છે એટલે નાસ્તિકતા પણ સારી નથી. બૈરાં ઘણું કરીને બહુ ભોળાં હોય છે, ને ગમે તેવી જુજ વાતને પણ ચમત્કાર ગણી તેના કરનારાને પરમેશ્વર માને છે; અને જરાતરા ભણેલાં સ્રીપુરૂષ ઘણું કરીને નાસ્તિકતા સખવામાં માન સમજે છે. પણ આ બંને વાત સારી નથી. પરમેશ્વર ચમત્કાર કરવાને માટે બેશી રહ્યા નથી; એ એક નવરો બેઠેલો જાદુગર નથી કે જેને જેવી ઇચ્છા થાય તેવા ચમત્કાર બતાવ્યા માટે

રાત દિવસ દોડાદોડ કરે, તેમ તેની રચનામાં એવું પણ નથી કે તે આખી રચનાને જાણવાનું અભિમાન કોઇ રાખી શકે, એવું હોવાથી મધ્યસ્થ એટલે વચલો માર્ગ લેવો બહુ સારો છે. તે માર્ગ એવો કે અમુક સંભવ અગમ્ય હોય, પણ તે અશક્ય છે કે નહિ, એ તો પૂરેપૂરી નિરીક્ષા અને પૂરેપૂરો વિચાર કર્યા વિના કહી શકાય નહિ.

એમ મધ્યસ્થ માર્ગ રહી વિચાર કરીએ તો ચમત્કાર એ શું છે તેનું કાંઇક તત્ત્વ આપણે જાણી શકીએ. એક વાત સારી પેઠે લક્ષમાં રાખવાની છે કે આ વિશ્વમાં જે નિયમોથી વિશ્વની રચના ચાલે છે, તે નિયમો અનાદિ કાલના સ્થાપિત થયેલા છે, ને તેમાં જે પરિવર્ત થતો સમજાય તે પણ કોઇક તેવાજ સ્થાપિત નિયમ વિના થતો નથી. જ્યારે આવું છે ત્યારે વિશ્વના નિયમોની વિરૂદ્ધ કાંઇક બની આવે એ કેટલું અશક્ય અને વિચારી પણ ન શકાય તેવું છે ? સાધારણ લોક એમજ જાણે છે કે ચમત્કાર છે તે વિશ્વનિયમની વિરૂદ્ધ જે કાંઇ થાય તેનો ઇશ્વરે કરેલો બનાવ છે, પણ ઇશ્વર પોતે પણ સ્થાપિત નિયમોથી કદાપિ વિરૂદ્ધ જતો નથી, તો નિયમ વિરૂદ્ધ બનાવજ હોય નહિ. આવી સમજણથી વિચારીએ તો જે જે વાતો ચમત્કાર લાગે છે તે બધી નિયમાનુસાર થયેલી હોવી જોઇએ એમ આપણને નિશ્ચય થશે. માણસો પોતાના જ્ઞાન પ્રમાણે વિચાર કરી પોતાની સર્વ પાસા થતા બનાવોનો ખુલાસો આપી નથી શકતાં માટે તે તે બનાવને ચમત્કાર જાણે છે. એનાં ઉદાહરણ અનેક છે. વરાળના ઉપયોગથી ગાડી અને સંચા ચાલી શકે છે, કે વિજળીના ઉપયોગથી હજારો ગાઉ સુધી સંદેશો મોકલી શકાય છે, એ વાત આજથી બસો ત્રણસો વર્ષ ઉપર કોઇ ખરી માનતું નહિ; ને એથી બીજાં ત્રણસો વર્ષ ઉપરની વાત વિચારીએ તો તેવી તેવી રીતે કાંઇક ક્રિયા કરવાની શક્તિ ધરાવનારને યુરોપમાં પણ ભૂતની સાધનાવાળાં જાદુગર ગણી બાળી નાખવામાં આવતાં; છતાં એની એજ વરાળ અને એની એજ વિજળી આજે કોઇને જોવાનું મન થાય એટલું આશ્ચર્ય પણ પેદા કરી શકતાં નથી. આ જગતનો નિયમજ એવો છે. ચાલતી વાતો જૂની થાય છે. જૂની વાતો ભુલી જવાય છે, ને નવી વાતો છતી થાય છે; પણ એકે નિયમ વિના બનતી નથી. માણસોને અનેક વાતો અગમ્ય છે. ખરી રીતે કહીએ તો માણસનું જીવિતજ અગમ્યતાનું ભરેલું છે. જે જે વાત વિચાર આપણે જાણીએ છીએ તેનું શું જાણીએ છીએ. તેનો અમુક આકાર, તેનું અમુક નામ, તેના સંબંધ, પણ

એ વસ્તુ પોતે શું છે તે તો કદાપિ જાણતાં નથી; ઘણું કરીને કદાપિ જાણનારાં નથી, પગલે પગલે આપણે અગમ્યતાથીજ ગુંથાઇ ગયેલાં છીએ, છતાં એ વાત નક્કી જાણીએ છીએ કે નિયમ વિના કશું બનતું નથી, એટલે કે ચમત્કાર એવી વાતજ સંભવતી નથી, ને કશું પણ અશક્ય નથી. માણસને પોતાને માત્ર સ્થૂલ સૃષ્ટિનું પ્રત્યક્ષ જ્ઞાન છે. જેને રૂપ રંગ હોય છે તેવાંજ પદાર્થ માણસો સત્ય માને છે. પણ સ્થૂલ પદાર્થો અને તેમણે પેદા કરેલા વિચાર એજ આખી સૃષ્ટિ નથી. જેવી સ્થૂલ છે તેવી પાછી સૂક્ષ્મ સૃષ્ટિ છે, જેમાં પદાર્થ વસ્તુ વિચાર સર્વ કલ્પનારૂપીજ છે, વાસનાનુંજ બનેલું છે. એ સૃષ્ટિનો અનુભવ આપણને સ્વપ્નામાં થાય છે; કેમકે ત્યાં સ્થૂલ પદાર્થ ન છતાં પણ જાણે તે હોય એવોજ અનુભવ થાય છે. આ બે સૃષ્ટિઓ એક એકને બહુજ નિકટ રીતે જોડાયલી છે. એ બે છે તેવી બીજી પણ હશે; ને તે પણ એ બેની સાથે કોઇ વિલક્ષણ પણ સિદ્ધ રીતે જોડાયલી હશે. તો એ બધી સૃષ્ટિનાં કાર્ય તેમના નિયમ સહિત આપણે કાંઇ જાણતાં નથી, એટલે કોઇ વાત અશકય કેમ કહી શકીએ, તેમ કોઇને ચમત્કાર પણ કેમ કહી શકીએ ! જે જે વાતોના કારણ આપી શકાય, તેમ તેને ઉત્પન્ન કરવાના અમુક નિયમો પણ નક્કી ઠરાવી શકાય, તે વાતો આપણા સિદ્ધજ્ઞાનમાં ગણાય છે, ને જેટલાં જેટલાં સિદ્ધ શાસ્ત્રો છે તે તેમનાથીજ ઘડાય છે. જે વાતોના નિયમ સમજાતા નથી, જેમને ઉપજાવવાની ક્રિયા હાથ લાગતી નથી, તે બધી અજ્ઞાની લોક ચમત્કારમાં ગણે છે, નાસ્તિકો અશક્યમાં નાખે છે, ને વિચારવાન અગમ્યમાં મૂકી, કાલાંતરે પણ તેમને સમજવા પ્રયત્ન કરી સિદ્ધિ મેળવે છે. એવું કાંઈ નથી કે જેના નિયમ ન હોય, અને એવું કાંઇ નથી કે જે યથાર્થ નિયમો પાળવાથી માણસો પ્રાપ્ત કે પેદા ન કરી શકે, તો આંધળી શ્રદ્ધાથી ભોળાં બનવું, કે કેવલ અશ્રદ્ધાથી નાસ્તિક થવું, એના કરતાં મધ્યસ્થ રહી વિચાર કરી સર્વ વાતનો સાર લેવો એજ ખરો માર્ગ.

---

## પત્નીધર્મ ભાગ-૭.

### ૫.

સંસારમાં અવતરીને મનુષ્યે જે તે પ્રકારે, બીજાંને દષ્ટાંતરૂપ થઇ પડે એવી ઉત્તમતા સંપાદન કરવી; અને જેમ બને તેમ પોતાની જાતથી બીજાંને ઘણામાં ઘણા ઉપયોગી થઇ શકવું. માણસની મ્હોટામાં મ્હોટી

કર્તવ્યતા આવી છે એમ આપણને, ધર્મ નીતિ ઇત્યાદિના સર્વ પાઠ વિચારતાં નિશ્ચય થાય છે. જ્યારે સામાન્ય રીતે આખા જગત્ પ્રતિ માણસનો આવો ધર્મ છે ત્યારે જેની સાથે જીવતાં સુધી બંધાયા હોઇએ તેના પ્રતિ એ ધર્મ આચરવો એ તો પ્રત્યેક જનનો કેટલો આવશ્યક ધર્મ છે તે સમજવું સહજ છે.

માણસની સર્વથી પહેલી ફરજ પોતાની જાતે આ પ્રમાણે સારાં થવાની છે, ને તેના ભેગી અથવા તે પછીની બીજાને પોતાના જેવાં સારાં કરવાની છે. સ્ત્રીઓએ સારી કન્યારૂપે ઉત્તમ જીવિત ગાળ્યા પછી, સારી પત્નીરૂપે ઉત્તમ જીવિત ગાળવાનું છે, ને છેવટ સારી માતારૂપે ઉત્તમોત્તમ વાત્સલ્યમાં વિરમવાનું છે. સ્ત્રીઓ આવી ઉત્તમ હોય તેના લાભ અનંત છે. જ્યાં સ્ત્રીઓ સતીધર્મ પાળી ખરી ઉત્તમાધિકારી નીવડેલી હોય છે તે કુટુંબ પ્રતિષ્ઠિત થાય છે, તે કુટુંબમાં લક્ષ્મીનો વાસ વસે છે, ને તે કુટુંબ સર્વથા સુખી થાય છે. જ્યાં સ્ત્રીઓ દુરાચારી, સ્વચ્છંદી, અને કંકાસ કરનારી હોય છે, ત્યાં અતિ દરિદ્રતાનો નિરંતર વાસ વસે છે, ને સર્વ પ્રકારનાં દુઃખ તે ઠામે ખેંચાઇને ભેગાં થાય છે જેમ એક કુટુંબનું છે તેમ આખા દેશનું પણ છે. કોઇ દેશની સ્થિતિ વિષે વિચાર કરવો હોય તો તે દેશની સ્ત્રીઓની અવસ્થાનો વિચાર કરવો એટલે તે દેશના સાંસારિક સુખનો હીસાબ સહજે હાથમાં આવી શકશે. વિદ્વાનોએ આવું જે કહ્યું છે તે બહુ યથાર્થ છે કેમકે સ્ત્રીઓના પ્રેમભાવથી ઉત્તેજન પામે તોજ સંસાર સુખરૂપ પ્રવર્તે છે, નહિ તો કેવલ દુઃખમય વેરાન જેવો ખેદકારક લાગે છે. આ પ્રમાણે સંસારનું સારા કે નઠારા હોવાપણું સ્ત્રીઓના પ્રેમ અને ઐક્ય ઉપર આધાર રાખે છે.

સ્ત્રીઓ આટલુંજ કરી શકે છે એમ નથી, પણ તેમની શક્તિથી જેમ એક પાસા મહાપરાક્રમી અને મહાવિદ્વાન્ પુરૂષો ભાત ભાતના પ્રેમામૃતથી સજીવન થઈ પ્રવર્ત્યા છે, તેમ બીજી પાસાથી અતિ કુમાર્ગગામી દુષ્ટો સત્સ્ત્રીના પ્રેમમાં પીગળી તવાઇને શુદ્ધ થઇ બહાર આવ્યા છે. આમ સ્ત્રીઓનામાં એવી કોઈક શક્તિ છે કે જે મહાકાર્યો પ્રતિ પ્રેરવાને સમર્થ છે, પુરૂષોને નવાં નવાં કામ કરવાને ઉત્સાહ આપે છે, ને સર્વદા તેમને આનંદથી શ્રમ કરાવવાનું સાધન છે; તેમ નઠારાને પણ સારૂ કરી લેવાનું, દુષ્ટને પણ પવિત્ર કરવાનું એક જાદુ છે. સ્ત્રીઓની પ્રેરણા વિના કોઇ મહા કાર્ય સધાયું નથી, સ્ત્રીઓના અભાવે પુરૂષોએ કશું કસયું નથી. આમ જેમ આખા સંસારમાં સુખનું મૂલ સ્ત્રી છે, તેમ પુરૂષમાત્રને ઉત્તમ પ્રવૃત્તિએ ચઢાવનાર પણ સ્ત્રીજ છે.

આ પ્રમાણે પરણેલી સ્ત્રીઓની શક્તિ અસાધારણ તેમ અતુલ છે. જેમ સારી છે તેમજ નઠારી છે ને આવી અતિ ઉત્તમ શક્તિની તે અધિષ્ઠાતા છે માટેજ તેને આર્ય ધર્મવાળા દેવતા જેટલી પૂજ્ય ગણે છે. જે પત્ની આવું પોતાનું રૂપ સમજતી નથી, કે સમજીને તે પ્રમાણે આચાર રાખતી નથી, તેણે પોતાનો અવતાર એળે ગુમાવ્યો છે, ને પોતાના સંબંધીને મહા નરકના ખાડામાં ઉતાર્યા છે.

આ પુસ્તકમાં તથા આગળનાં બે પુસ્તકમાં ધર્મ વિષે, સદ્‌વૃત્તિ વિષે, અને પત્નીધર્મ તથા શીલ વિષે જે જે પાઠ તમે વાંચ્યા છે, તેમાં જે જે ઉત્તમ પ્રકારની રીતભાત અને આચાર વિચાર બોધ્યાં છે, તે બધાં તમે ગ્રહણ કરો, અને તમારા હૃદયમાં નિરંતર ધારણ કરી, તેમ તમે વર્તો. વાતો કરવામાં ઘણાં સ્ત્રી પુરૂષ કુશલ હોય છે, પણ તે વાત પ્રમાણે આચાર રાખવામાં કુશલ હોતાં નથી. તેમને કશો લાભ થતો નથી, ને ઉલટાં તે ઢોંગી ગણાઇ કોઇના વિશ્વાસને પાત્ર થતાં નથી. જે વાંચવું તેને ખુબ વિચાર કરી મનમાં ઠસાવવું, જે મનમાં ઠસાવવું તેને ચાવી ચાવીને મન સાથે એકાકાર કરી નાખવું, ને જે એકાકાર કરવું તેને મનની સાથે એવું મેળવવું કે જેથી તે વિના બીજો વિચાર મનમાં અવકાશજ પામે નહિ. આનુંજ નામ ખરો અભ્યાસ કહેવાય. અનેક કુથલીઓ કરતા કરતાં કે નકામી જીદ કરીને સંબંધીઓને સંતાપવા કરતાં પોતાના ઘર કામમાં લક્ષ આપો, નવરાશના સમયમાં નકામા તડાકા મારવા કરતાં સારો અભ્યાસ વધારો, અને એમ સર્વ પ્રકારે સર્વ સંબંધીને તમારા રૂપ કરી લઇ, સર્વને વશ કરો; આમ આમ કરવાથી તમે ઉત્તમ પત્ની રૂપે પૂજાશો, અને સંસારમાં સર્વે તમારૂં દૃષ્ટાન્ત પૂજ્ય ગણશે, તમારો સંસાર સ્વર્ગ રૂપ નીવડશે, ને જીવતાં તેમ મુવા પછી પણ અનન્ત સુખ ભોગવવા તમે સમર્થ થશો.

## આચાર. ભાગ–૧.

૬.

શરીર અને મનની અનેક પ્રકારની ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કર્યા છતાં ઘણાંક માણસ બહારની રીતભાતે એવાં જાડાં અને જંગલી જેવાં હોય છે કે તેમના ઉત્તમ ગુણો લોહની પેટીમાં પૂરેલા સુવર્ણની પેઠે કવચિતજ જણાઈ શકે છે. બહારની રીતભાતથી પોતાની અંદરની ઉત્તમતા સહજે જણાઇ આવે એમ વર્તણુંક રાખવાની જનમંડલમાં ફરનારને બહુ આવશ્યકતા

છે. સારી રીતભાત, ઉત્તમ કેળવણી, ઉત્તમ કુલ, કે ઉત્તમ કુશલતાની નીશાની છે; ને જો કે કેટલીક વાર દુષ્ટ માણસો પણ બહારના ડોળ-ડમાકથી બીજાને છેતરી શકે છે તો પણ તેમનો ઢોંગ લાંબો ટકતો નથી. જે ખરેખરાં ઉત્કૃષ્ટ સન્મનુષ્ય છે તેમની રીતિ કૃતિ સ્વાભાવિક રીતેજ સરલ હોય છે ઘણાંક એવાં હોય છે કે એક ઉપકાર કરે તે પણ એવી રીતે કરે કે તે ઉપકારના પામનારને માઠું લાગે; તેમ બીજાં એવાં પણ હોય છે કે જે માગેલા ઉપકારની ના પાડે તોપણ સામાને પ્રસન્ન કરીને કાઢે. આ બન્ને માણસ બહુ સારાં હોય, પણ તેમનામાં જે અંતર પડયો તે માત્ર તેમની રીતભાતની કેળવણીને લીધેજ છે. જેનામાં ઉત્તમ પ્રકારની સદ્વૃત્તિ રાત દિવસ રમી રહી છે તેનામાં ઉત્તમ પ્રકારની રીતભાત પણ સહજેજ આવી રહેલી છે.

બહારની રીતભાત સારી રાખવી એનો અર્થ એવો નથી કે અંદર તેવો વિચાર ન હોય તોપણ બહારથી ગમે તેવું ડોળ કરી બતાવવું. રીત-ભાતમાં પણ એવો નિયમ છે કે જે રીતભાતથી અંતરની સદ્વૃત્તિ સિદ્ધ થઇ શકતી હોય તેજ ઉત્તમ ગણાય છે. રીતભાતનો મુખ્ય નિયમ એજછે કે અંતરની સદ્વૃત્તિને બહારના આચારમાં જણાવવી. એવી રીતે જણા-વવામાં જરા પણ કૃત્રિમતા આવી જવી જોઇએ નહિ. જે થાય તે બધું સહજ રીતેજ થવું જોઇએ, ને તે કરવામાં આપણને જરા પણ છુપો સરખો એ પ્રયાસ પડતો હોય એમ જણાવું જોઇએ નહિ. આટલી વાત લક્ષમાં રાખવાથી ઘણીક ઉત્તમ રીતભાત શીખી શકાશે.

આચારમાં શરીર મન અને વાણી ત્રણેને સંભાળવાનાં છે, ને સર્વથી પહેલી વાત તો એજ છે કે એ ત્રણે એક સરખી રીતે સાથેજ ચાલવાં જોઇએ. શરીરનો એક પણ લહેકો, કે તેના ઉપરનાં ઘરેણાં કે પોશાખ તેમાંની એક પણ વસ્તુ એવી નથી કે જે તે શરીરના મનની અવસ્થા વિષે પણ કાંઇ સૂચના કરી શકે નહિ. શુદ્ધ વૃત્તિવાળાં માણસે શરીરને બહુ સ્વચ્છ રાખવું, તથા કોઇ સ્થલે બેઠાં કે ઉભાં હોઇએ ત્યાં શરીરના અવ-યવોને સહજ રીતે સુખ પડે તેવી સ્થિતિમાં રાખી, હાથથી કે પગથી કશા આળસવાળા ચાળા કર્યા કરવા નહિ. શરીર ઉપર ઘરેણાં લુગડાં આછાં પાતળાં મળે તેવાં પહેરવાં પણ તેમને અત્યંત સ્વચ્છ રાખવાં, તથા એવાં ઠાકેઠી રીતે ગોઠવીને કાળજીથી પહેરવાં કે તેમાં પહેરનારની ચતુરાઇ અને કાળજી રાખવાની ટેવ સહજે જણાઇ આવે. ઘરેણાં

લુગડાંને પહેર્યાં પછી, તેમને કોઈ જુએ તો ઠીક, એવી ઇચ્છા હોય તેમ બહાર પડતાં રાખવાં નહિ, કે લુગડાં પણ અંદરનું સૌંદર્ય બહાર જણાય તેવાં ઝીણાં વાપરવાં નહિ, અને પોતાનાં લુગડાં ઘરેણાં ઉપર પહેરનારે જો જો કરવું નહિ. લુગડાંના રંગમાં ને ઘાટમાં તથા ઘરેણાંના ઘાટમાં પણ ઉંચા વર્ગના લોક જેવું પહેરતા હોય તેને અનુસરવું, અને છત પ્રમાણે આછું પાતળું વાપરવું.

શરીર પછી મનની સંભાળ રાખવાની છે. કોઇ ઠેકાણે વાતચીતમાં અથવા વ્યવહારમાં, વિના કારણ, આપણું મન સામા સાથે અપ્રસન્ન છે એમ જણાવવાની ટેવ સારી નથી. આપણને પોતાને દુઃખ હોય તો તે બીજાના ઉપર નાખવાનો આપણને હક નથી, ને તે સમયે મંડળીમાં ન ભળવું એજ વધારે સારૂં છે. પણ ભળવું પડે તો તે મંડલીના ચાલતા આનંદમાં આપણી અપ્રસન્નતાથી વિઘ્ન કરવું એ નઠારા સ્વભાવનું લક્ષણ છે. સારી સોબતમાંજ બેસવું, અને તેમાં જે પ્રસંગ ચાલતો હોય તેમાં ભળી જવું. સારાં પણ કવચિત્ ભુલ નથી કરતાં એમ નથી, પણ તેવે પ્રસંગે પણ ભુલ સુધારતી વાર બહુ પ્રીતિથી ને નરમાશથી વાત કરવી તથા સામા માણસનું માન ભંગ થાય તેવો કશો ઘાટ કરવો નહિ. વાત કહી જાણવી કે વાત સાંભળી જાણવી એ ઉત્તમ ગુણ વિના બનતું નથી. સામું માણસ વાત કહેવા માંડે કે તેને સાંભળવું નહિ અને વચમાં પોતાની મ્હોટાઇની વાતો ગોઠવવી, કે આડો લવારો કરવો, એ ઘણું હલકાઇનું કામ છે; તેમ, વાત કહેવામાં પણ પોતેજ બધી વાત કહે કહે કરવી ને બીજાને બોલવાનો અવકાશ ન આપવો એ પણ તેટલીજ નઠારી ટેવ છે. વાત કહેવી અને સાંભળવી તેમાં મંડલનાં સર્વે ભાગ લે તેમ કરવું, અને આપણેજ બધામાં હોંશીઆર છીએ એમ જાણી ગમે તેવો લવારો કરી, બીજાંને બોલવા ન દેવાં એમ કદી કરવું નહિ. વાત કરવામાં પણ જે વિષયનું આપણને જ્ઞાન ન હોય તે વિષય ડોળવા બેસવું નહિ, ને જે વાતની ખબર ન હોય તે વાત સ્પષ્ટ કહી દેવી કે મને ખબર નથી: વળી વાત કરવામાં એક મુખ્ય વાત એ સ્મરી રાખવાની છે કે ટોળ અથવા ગમત કરી મઝા કરવી કરાવવી એ તો ઠીકજ છે, પણ તેથી આખા મંડલમાંના કોઈનું કે ત્યાં ન હોય તેવા પણ કોઇનું મન દુઃખાય તેવું કશું કરવું નહિ. તમારા ઘરની વાતો પણ ચાર માણસમાં કહી બતાવવાની કશી જરૂર નથી. સ્ત્રી પુરૂષ ભેગાં થાય છે કે પોતપોતાના ઘરની

કથા કહેવાનો આરંભ કરે છે, ને તે ખૂટે એટલે પારકી નિંદાનો માર્ગ લે છે, ને ઘણું કરીને લડાઇ કરીને વેરાઇ જાય છે. આ બધી રીત કેવલ નઠારી છે, ને નીચપણું બતાવનારી છે. જે વાતમાં ઘરની ગુપ્ત વાત બહાર પડતી ન હોય, ને જે જાણવાથી બીજાને લાભ હોય, તથા જે જણાવવામાં જણાવનારની શોભા હોય, તેવી ઘરની વાત કરવામાં બાધ નથી. પણ તે પણ પ્રસંગ વિના લવ્યાં જવાની કશી અપેક્ષા નથી. મંડલમાં બેઠાં હોઇએ ત્યાં જે વાત ચાલતી હોય તેમાંનો કોઇ પણ ઇશારો સ્પષ્ટ રીતે કહેલો ન હોય તો, આપણી જાત ઉપર ખેંચી લઈ મનમાં માઠું લગાડવાની કે લડાઇ કરવાની ટેવ પણ ખોટી છે. એવે પ્રસંગે શાન્તિ રાખવામાં જેટલું ભૂષણ છે તેટલું બોલવામાં નથી. તમે બેઠા હો ત્યાં જેને જે યોગ્ય હોય તેવા માનપૂર્વક વાતચીત કરવામાં કદાપિ પછાત પડશો નહિ, તેમ નાને મ્હોટે સર્વ પ્રસંગે, માર્ગમાં કે ઘરમાં, મંડલીમાં કે એકાન્તમાં, તમારી શક્તિ પ્રમાણે અને રીતિ પ્રમાણે, પારકાને ઉપયોગી થવામાં સર્વદા આગળ રહેજો. આમ સર્વ પ્રકારે તમારા વિચાર એવા રાખજો, ને એવી રીતે જણાવજો, કે જેથી તમે ખરેખરાં સદ્દૃત્તિવાળાં છો એમ સમજાય. સર્વ પ્રકારે નમ્રતા રાખવી બહુ સારી છે. પણ જ્યાં આગળ તમે કશા હિસાબમાં નથી એમજ મનાતું હોય ત્યાંથી સર્વદા દૂર રહેવામાંજ શોભા છે.

શરીર અને મનની રીતભાત ઉપરાંત વાણીની રીતભાત ઉપર ઘણામાં ઘણું લક્ષ આપવાનું છે. શરીરની કઢંગી રીતિથી, કે મનના સાંકડાપણાથી, એટલી બધી હાનિ થતી નથી કે જેટલી નઠારી વાણીથી થાય છે. તરવારના ઘા રૂઝાય છે, પણ વાણીના ઘા રૂઝાતા નથી, ને તેથી જીવતા સુધી સાંભરે છે, ને સાંભરે છે ત્યારે ઘા કરનારને કાંઇક કરવાની પ્રેરણા કરે છે. એવો પ્રથમ નિયમ રાખવો કે જરૂર જેટલુંજ બોલવું, ને પૂછે તેનુંજ ઉત્તર કરવું; અતિશય લવલવ કર્યા કરવી નહિ. જે બોલવું તેમાં પણ જે સાર હોય તે થોડા શબ્દોમાં સમાવી દેવો, ને નિત્યે એમ નક્કી રાખવું કે સાંભળેલી અથવા અનુમાનથી કલ્પેલી વાતને જાણતાં હોઇએ તે કરતાં ઓછી કહેવી. જેનો પ્રત્યક્ષ નિશ્ચય હોય તે તો યથાર્થ જણાવવી. બોલવામાં સંકોચ રાખી રાખીને કદાપિ બોલવું નહિ, કેમકે એમ થવાથી સાંભળનારને શંકા પડી જાય છે, ને તમારી વાત ખરી હોય તોપણ મનાતી નથી. જેમ ચાલવામાં કે બેસવામાં શરીરને

સંકોચ સંકોચ કરવું એ એક કુટેવ છે, તેમ બોલવામાં પણ સંકોચ પામી ગાળા ચાળા કરવા એ બહુજ હાનિ કરનારૂં છે. સ્પષ્ટ રીતેજ બોલવું; તે જે જેવું હોય તેવું જણાવવું. વાણી એવી રાખવી કે જેથી સર્વને પ્રીતિ થાય, એક પણ કડવો શબ્દ તેમાં વાપરવો નહિ, ને કડવામાં કડવી વાત પણ મીઠી રીતે કહેવી. માને બાપની વહુ કહેવામાં કાંઇ અસત્ય નથી, પણ બોલવામાં કેટલો ફેર પડી જાય છે! બોલવામાં જે શબ્દો વાપરવા તેમાં કદાપિ પણ હલકા લોક વાપરે છે તેવા શબ્દો વાપરવા નહિ, કેમકે એથી તમારી સોબત હલકી છે એમ સાબીત થાય છે, ને તેથી તમે સારાં માણસના વિશ્વાસને પાત્ર થતાં નથી. શબ્દો સારા વાપરવા એટલુંજ નહિ, પણ બોલતે બોલતે કોઇને ગાળ દઇને વાત કરવાની કે એવી અટક ઘણાંને હોય છે તે કદી વાપરવી નહિ. સાધારણ રીતે સોગન ખાવાનો રીવાજ પણ હલકા લોકમાં ઘણું કરીને દીઠામાં આવે છે, ને સારાં સદ્‌વૃત્તિવાળાં કદાપિ પણ સોગન ખાઇને વાત કરતાં નથી; માટે એ ટેવ પણ કેવલ કાઢી નાખવી. શબ્દો દ્વેઅર્થી કે કોઇ રીતે કરડાકી વાળા પણ વાપરવા નહિ: તેવો પ્રસંગ હોય ને તેમ કરાય તે જુદી વાત છે, પણ સાધારણ વાતચીતમાં તેમ કરવું નહિ, તેમ કોઇની નિંદા કે કોઇની કાંઈ ખોડનો ઇશારો આવે એવું પણ બોલવું નહિ. બોલવામાં તમે સ્વાભાવિક રીતે જેવું બોલી શકતા હો તે કરતાં વધારે ચીપીને કદાપિ બોલવું નહિ.

આમ સર્વ પ્રકારે શરીર મન અને વાણી ત્રણેને અતિ ઉત્તમ સદ્‌વૃત્તિ બતાવનારાં કરવાં, અને સહજ તથા સ્વાભાવિક રીતે અંતરની સદ્‌વૃત્તિને બહાર પાડવી.

---

## વિચાર.

### ૭.

બધી વાત માણસના વિચાર ઉપર આધાર રાખે છે. મનમાં જો અમુક નિશ્ચય હોય તો તેજ પ્રમાણે માણસ વર્તવાનું; પછી તેને પ્રસંગને અનુસરી ગમે તે રીતે બોલવા ચાલવાની અપેક્ષા પડે, તોપણ કામ થવાનું તે તો અંદરના નિશ્ચય પ્રમાણેજ. એમ છે તેમ એવું પણ છે કે વિચાર માત્ર કોઇને કોઇ રૂપે ફળ્યા વિના રહેતા નથી. જેટલા જેટલા વિચાર થાય છે તેટલા બધા આપણા કામ રૂપે કોઇને કોઇ સમય પણ પરિણામ પામ્યા વિના રહેતા નથી. સ્વપ્નનો જે અનુભવ આપણને થાય છે, તેથી

સહજ સમજાય છે કે કેટલાક નજીવા, અને આપણને સ્મરણ પણ નહોય તેવા વિચાર કેવાં કેવાં રૂપ ધારણ કરે છે, ને કેવી કેવી અસરો પેદા કરે છે. એમ વિચાર કદાપિ પણ પ્રત્યક્ષ થયા વિના રહેતો નથી. વળી એમ પણ બને છે કે કોઇ વિષયનો વિચાર મનમાં વારંવાર ઘોળાયાં કરે તો તેનો રંગ બેઠા વિના રહેતો નથી. ગમે તેવી નઠારી વાત હોય તોપણ તેનો વિચાર જો મનમાં ચાલ્યાં કરે તો તે ઉપરથી માણસને કાંઇક પણ અસર થયા વિના રહેતી નથી. આ પ્રમાણે જયાં જુઓ ત્યાં દુનીયાંમાં વિચારનુંજ બલ છે. કશી વાત પ્રથમ વિચારમાં યોજાયા વિના પ્રત્યક્ષ કરી શકાતી નથી: એટલે વિચાર એજ સર્વ કાર્યનો રાજા છે, આ જગતને ગતિ આપનાર મુખ્ય યંત્ર છે, એથી પણ આગળ જઇને વિચારીએ તો મનુષ્યોની ઉત્તમમાં ઉત્તમ વૃત્તિ, ઉત્તમમાં ઉત્તમ અમર કીર્તિ, એક વિચાર માત્રનેજ વળગી રહેવામાંથી પેદા થઇ છે. સત્ય, પ્રેમ, આત્માર્પણ, ઇત્યાદિના જે ઉત્તમોત્તમ દાખલા સંભળાય છે, હરિશ્ચંદ્ર, ધર્મ, કે શિબિ, જેવાની વાતોથી જે સપુલક હર્ષ આપણામાં વ્યાપે છે, તે બધા, એક એક ઉગ્ર વિચારને પ્રત્યક્ષ કરવામાં પોતાનું જીવિત ગાળવાથી એવી ભક્તિ પામવા યોગ્ય થયા છે. મહાન્ શોધકો, મહાકવિઓ, સર્વે શું કરે છે ? એક એક વિચારને પ્રત્યક્ષ કરવા પ્રયાસ કરે છે, ને એમ જગત્‌ને સુખ કરી આપી, અમરત્વ ભોગવે છે.

એવો કોઇએક વિચાર તમે બાંધ્યો છે ? તમે એવો કોઇ નિશ્ચય કર્યો છે કે જેને અવલંબી તમે આ સંસારનાં દુઃખમાં પણ સુખે પ્રયાણ કરો, જેને પ્રત્યક્ષ કરવાના પ્રયત્નમાંજ આનંદ માનો, અને જેને માટે તમારો જીવ પણ અર્પણ કરો. માણસે નિરંતર આવો કોઇ વિચાર દૃઢ રીતે મનમાં બાંધવો જોઇએ, ને તે એક વિષય માટેજ નહિ પણ સર્વ વિષય માંટે બાંધવો જોઇએ; અને પછી મરણ પર્યંત તેનેજ વળગીને ચાલવું જોઇએ. તે વિચાર બાંધવામાં પણ જેમ અતિ ઉચ્ચાભિલાષી થવાય તેમ થઇને વિચારનો આકાર ઘડવો. આપણા મનમાં વિચારો અનેક માર્ગે પ્રવેશ કરેછે. જોવાથી, સાંભળવાથી, વાચવાથી, અનેક રીતિથી વિચારો આપણા મનમાં પ્રવેશ પામેછે, ને આપણે પોતે પાછાં તેમને પરસ્પરમાં ભેળી નાંખી તેમનાં નવાં રૂપ પેદા કરીએ છીએ. પણ તે બધામાંથી જેને નિત્યના ધોરણ રૂપે પકડી રખાય તેવા વિચાર તો એજ ગણાય કે જેનાથી આપણે આત્મભાવનો વિસ્તાર કરી શકીએ, ને જગત્‌ની ને આપણી જે સ્થિતિ હાલ છે તે કરતાં સારી સ્થિતિ કરી શકીએ.

જેટલી સોબત રાખવી, જેટલાં પુસ્તક વાંચવાં, તે બધાંમાંથી જે વિચારોનો સંગ્રહ કરવો તે ઉત્તમ પ્રકારનોજ જોઇએ. એટલા માટે નઠારી વૃત્તિ પેદા કરે તેવા લોકનો સંબંધ તજવો જોઇએ, તેમ ઉત્તમ વૃત્તિ પ્રેરે નહિ તેવાં પુસ્તક પણ જોવાં ન જોઇએ. એકાન્તમાં હોઇએ તોપણ કોઇ અયોગ્ય વિચારમાં મનને રમવા દેવું ન જોઇએ; ને તેમ થતું અટકે માટે કોઇ ઉત્તમ વિચાર નિત્ય રૂપે રાત દિવસ મનમાં રમી રહેવો જોઇએ, વ્યાપી રહેવો જોઇએ, નાનામાં નાનો વિચાર પણ આજ કે સો વર્ષે ફલ પેદા કર્યા વિના રહેવાનો નથી એમ જાણી સર્વદા શુભ વિચારમાંજ પ્રવર્તવું, અને શુભ વિચારોનોજ સંચય થાય એવી પ્રવૃત્તિ રાખવી.

આપણને જેટલા વિચારો થાય તેટલા પૂરેપૂરા અમલમાં આવી શકતા નથી, કેટલાક તો સમૂલગા અમલમાં આવતા નથી. પરંતુ તેટલા માટે ઉત્તમ વિચારોનો સંગ્રહ કરતાં અટકવાની જરૂર નથી; કેમકે વિચાર છે તે અમર છે એટલે તેનું ફલ જ્યારે ત્યારે પણ થશે; ને આચાર તો મર્ત્ય છે તે આજ થઇને કાલ નાશ પામશે. વળી વિચાર નક્કી કરી તેને પ્રત્યક્ષ કરવા માટે મથવું એમાં જે કીર્તિ છે, જે આનંદ છે, ને જે ઉત્તમ પ્રવૃત્તિ છે, તે તેનું ફલ મળે તેમાં નથી. માટે વિચારોને ઉત્તમ માર્ગે ચઢાવી સંગ્રહી રાખવાની સર્વેએ કાળજી રાખવી. પણ તેમાં એવા વિચારોએ ન ચઢી જવું કે જેથી આ દુનીયાંની પ્રત્યક્ષ વાતો છેકજ વિસરી જવાય, અને આ દુનીયાં પારની કેવલ વિચારમય નવી દુનીયામાંજ રહેવાની ટેવ પડે. જો કે આવું થાય તે પણ નઠારા વિચારમાં પડાય તે કરતાં સો ગણું સારુ છે, તથાપિ સામાન્ય વ્યવહારમાં પડનારાંને તે બહુ લાભકારક નથી. વિચારની એજ શક્તિ છે કે તે નવી સૃષ્ટિ કરી શકે છે, ને તે સૃષ્ટિના આનંદમાં પોતાના ભક્તને અનંત સુખ ભોગવાવે છે.

વિચાર સંઘરવાનું ઉત્તમમાં ઉત્તમ સ્થાન પુસ્તકો છે, ને તેનુંજ બીજું સ્થાન અવલોકન છે. જે જે લખનારા થઈ ગયા છે તેમણે પોતાના વિચાર પોતાની પાછળ મૂકેલા છે, ને એમ દુનીયાંમાં જ્યારથી લખવાની કલા જણાઇ હશે, ત્યારથી મનુષ્યોના વિચાર સંઘરાતા ચાલ્યા છે. એમ વિચારનો અમર પ્રવાહ વહે છે, તેમાં નહાઇ આપણે પણ તેનું આચમન કરીએ તો આપણો આત્મા પવિત્ર થાય, આપણા વિચાર ઉત્તમતાને પામે. પુસ્તકો કેવાં વાંચવાં તે બહુ સંભાળવાનું છે. મનને ઉશ્કેરી નાખે, અથવા અયોગ્ય અસર

પેદા કરે, તેવાં પુસ્તક જુવાન સ્ત્રી પુરુષોએ વાંચવાં નહિ; તેમણે તો પોતાના ઘડાતા વિચાર પાકા થવામાં પુષ્ટિ મળે તેવાં ઉત્તમ પુસ્તકોનું અવલોકન કરવું. મહોટપણે જ્યારે વિચાર પાકા થાય ત્યારે ગમે તે પુસ્તક વાંચી તેના સારની તુલના કરવી, ને તેમાંથી જે યોગ્ય હોય તે ગ્રહણ કરવું, ને બીજાું વિસારે પાડવું. વિચાર જે ઘડાયા હોય તે પણ આવી તપાસથી ફેરવવા યોગ્ય લાગે તો ફેરવવા, એમાં જરાપણ હઠીલાઇ રાખવી નહિ પણ નિરંતર સત્ય ઉપર દૃઢપ્રીતિ રાખવી. નવરામાં બેશી ગપાટા મારવા, કે એકાન્તમાં પડી કોઇના હિતાહિતના કુતર્ક કરવા, તે કરતાં સારાં પુસ્તક વાંચી, કે વિશ્વની ભવ્ય રચનાનું અવલોકન કરી, ઉત્તમ વિચારની વૃદ્ધિ કરવામાં સર્વ પ્રકારનું કલ્યાણ છે.

જે માણસને કશો નિશ્ચય પૂર્વક વિચાર નથી, જેને આખું જીવન ચલાવવાનું એકે ધોરણ નથી, ને જે ગમે તે સમયે ગમે તે રીતે વર્તે છે, તે માણસ સંસાર રૂપી સમુદ્રમાં સુકાન વગરના નાવ જેવું છે. જેમ સુકાન વગરનું વહાણ દરીયામાં ગમે ત્યાં અફળાઇ ભાગી જાય છે, તેમ નિશ્ચયપૂર્વક વિચાર વિનાના માણસોનો પણ વિનાશ થાય છે. આપણે ઘણાંક માણસ એવાં દેખીએ છીએ કે જેમને કાંઇ નિશ્ચયપૂર્વક વિચારજ ન હોય એવાં જણાય, ને સમયાનુસાર જુદા જુદા રંગ બતાવે; પણ તેમના વિષે આપણે જે વિચાર બાંધીએ છીએ કે તેમને કોઇ નિશ્ચય નથી તે વિચાર ખરો નથી. તેવાંને એક ઉગ્ર નિશ્ચય હોય છે, ને તે ઘણો નીચો તથા હલકો હોય છે, કે જે તે પ્રકારે સ્વાર્થ સાધવો. આવા નિશ્ચયવાળાં માણસની વૃત્તિ બહુ નીચ હોય છે, ને તે કશા નિશ્ચય વગરનાં હોય એવાં દેખાય છે, પણ બગલાની પેઠે તાકીને બેઠાં હોય છે, કદી ચોટ ચૂકતાં નથી જે નિશ્ચય રાખવાની વાત આ પાઠમાં કહી છે તે ઉત્તમ નિશ્ચય, ઉત્તમ વિચાર, રાખવાની કહી છે. જેને કાંઇ વિચાર નથી એવાં જે મૂર્ખ કે કુથલી કરનારાં છે તેમનો વિનાશજ થાય છે, જે અધમ વિચારવાળાં છે તે નીચપણાને પામી લોકોનો તિરસ્કાર પામે છે, પણ જે ઉત્તમ વિચારવાળાં છે તેજ સર્વ પ્રકારે સુખી થઇ પૂજાય છે.

---

## શાસ્ત્રાર્થ.

૮.

પંચતંત્રમાં એક વાત છે કે કાશીથી ભણીને ચાર પંડિતો આવતા

હતા, તે માર્ગમાં જતાં, ચાર રસ્તા હતા તેને ઠેકાણે આવ્યા. સંસય પડયો કે કીયે માર્ગ જવું, એટલે તુરત શાસ્ત્રનાં પોથાં છોડીને વાંચવા માંડયાં તેમાંથી એવું વાકય નિકળ્યું કે "જે માર્ગથી મહાજન જાય તેજ ખરો માર્ગ." આ ઠેકાણે "માર્ગ" અને "મહાજન" એ શબ્દનો અર્થ 'ખરેખરો માર્ગ' અને 'ઘણાં માણસ' એમ તેમણે કર્યો અને એક મડદું લઇને ઘણા લોક જતા હતા તે માર્ગે ચાલવા મંડયા. સ્મશાનમાં પહોચ્યા તો ત્યાં એક ગધેડો દીઠો કે પાછાં પાનાં પોથાં તપાસવા માંડયાં. તેમાંથી નીકળ્યું કે "દુઃખ સુખ સર્વ કાલે અને રાજદ્વારમાં તેમ સ્મશાનમાં જે સાથે હોય તે બંધુ જાણવો.' આ ઉપરથી પેલા ગધેડાને તે ભાઇ જાણીને ભેટવા લાગ્યા. આવી અનેક રીતે એ પંડિતોની હાસિ કરેલી છે. આપણાં શાસ્ત્રોનો અર્થ કરવામાં પણ આ પંડિતોના જેવું ઘણી વાર થઇ જાય છે. શાસ્ત્રમાં જે કહ્યું હોય તેનો અક્ષરે અક્ષર અર્થ લેવો એનાથી એ ભુલ થાય છે. આવો વિચાર રાખવાનું ધોરણ આપણને વેદનો અર્થ કરનારાં શાસ્ત્રોજ બતાવે છે. વેદનાં વચનને તો અક્ષરશઃ સત્ય માનવાં તથા પાળવાં એવો નિયમ છે તથાપિ તેમાં પણ વિધિ, નિષેધ, અર્થવાદ, એવા ત્રણ પ્રકાર માન્યા છે. જે વચનમાં 'અમુક કરવું' એવી આજ્ઞા છે, તે વચન તેમનું તેમજ પળાય છે; તેમ જેમાં 'અમુક ન કરવું' એવી આજ્ઞા છે તે પણ એમનું એમજ અનુસરાય છે એ બેનું નામ વિધિ અને નિષેધ, પણ ઘણાં વાકય, ઘણી કથાઓ, એવાં હોય છે કે જેનો અક્ષરે અક્ષર પાળવામાં આવતો નથી, માત્ર તેમનો સારજ ગ્રહણ થાય છે, અથવા કોઇ વાર તેમનો હેતુજ લક્ષમાં લેવાય છે. એવાં વચનોનો હેતુ માણસને રુચિ ઉત્પન્ન કરી શુભ માર્ગમાં વાળવાનો, કે કોઇ ગૂઢ વાર્તા સરલ રીતે સમજાવવાનો હોય છે. વેદના કેટલાક ભાગ અર્થવાદ છે એટલુંજ નથી, પણ ઘણાંક પુરાણ અને તંત્ર આખાંને આખાં અર્થવાદ હોય છે. આટલા માટે શાસ્ત્રને નામે કહેવાતી વાતોનો નિશ્ચય કરવો કે તે વિધિ છે, નિષેધ છે કે અર્થવાદ છે, ને પછી તે પ્રમાણે આચાર કરવા વળવું. સાધારણ વ્યવહારમાં પણ એવો નિયમ છે કે જે કામ કરવું હોય તેનો અધિકાર, ફલ, અને સ્વરૂપ, ત્રણેનો યથાર્થ નિશ્ચય સમજ્યા વિના કરવા માંડીએ તો તેમાંથી લાભ નથી થતો, કદાચિત્ હાનિ પણ થાય છે. જ્યારે સાધારણ વ્યવહારનું આવું છે, ત્યારે અતિ ઉત્તમ ફલ આપનાર, અને શરીર મન અને આત્મા ત્રણેને સાચવવામાં ઉપયોગી એવા ધર્માચારમાં તો એ વાત કેટલી વધારે આવશ્યક હોય છે

એ સમજવું સહજ છે. વેદ વિનાના બીજાં જે જે શાસ્ત્ર છે તે, એક રીતે વેદની ટીકા જેવાં છે એટલે તેમનો ઘણો ભાગ અર્થવાદ જેવોજ હોય છે. માટે શાસ્ત્રોની વાતોને અક્ષરે અક્ષર ખરી માની તે પ્રમાણે વર્તવા પૂર્વે તેમનો અર્થ યથાર્થ નક્કી થવો જોઇએ, આપણા ધર્મમાંથી જે જે રીતભાત નિત્ય પાળીએ છીએ તે કોઇ એકજ નિયમથી ઉત્પન્ન થયેલી હોતી નથી, જો કે તે બધીનો હેતુ આપણા પોતાના કલ્યાણ વિના બીજો હોતો નથી, પ્રથમ વેદની આજ્ઞાઓ, તેને વધારે સ્પષ્ટ કરવા સ્મૃતિનાં વચનો, તે બંનેનું ખરૂં રહસ્ય નિયમ રૂપે બતાવવા યોગ વેદાન્ત ન્યાય ઇત્યાદિ છ શાસ્ત્રો, ને એ સર્વનો થોડો થોડો આધાર રાખી બધું વિસ્તારથી સ્પષ્ટ કરવા માટે પુરાણની કથાઓ છે. ત્યારે આપણે જે આચાર કે નિયમને વિચારતાં હોઇએ તેના વિષે એટલું પ્રથમ જાણવું જોઇએ કે તે વેદમાંનો છે, સ્મૃતિમાંનો છે છ શાસ્ત્રમાંનો છે, કે પુરાણમાંનો છે. એટલું જાણ્યા પછી એમ પણ જાણી શકાય કે, તેમાંનો જે અર્થ છે તે વિધિ રૂપ છે, નિષેધ રૂપ છે, કે અર્થવાદ રૂપ છે. આ બે વાત જાણ્યા પછી એક ત્રીજી વાત પણ જાણવાજેવી છે. શાસ્ત્રનાં વચનો, ને તેમાં પણ મુખ્યત્વે કરી અર્થવાદરૂપ વચનો, ત્રણ પ્રકારે અર્થ બોધે છે. એક તેનો સ્થૂલ એટલે આપણે દેખીએ છીએ તેવી વ્યવહારદૃષ્ટિમાં લાગુ પડે તેવો અર્થ હોય છે; બીજો સૂક્ષ્મ એટલે હાલ દેખી શકતાં નથી, પણ જે વિચારમાત્રથી સમજાય તેવી છે, તે સૃષ્ટિને લાગુ પડે તેવો અર્થ હોય છે; ને ત્રીજો જે સર્વાકાર આત્મા સર્વત્ર એકરૂપે રહેલો છે તેને લાગુ થતો અર્થ હોય છે. આ ત્રણને આધિભૌતિક, આધિદૈવીક, ને આધ્યાત્મિક અર્થ એમ કહીએ.

આ બધી વાત કેટલાંક ઉદાહરણોથી સ્પષ્ટ કરીએ. પુરાણોમાં શિવ, વિષ્ણુ, એવા ઘણા દેવનાં નામ આવે છે, ને તે દેવ એક એકની જોડે માણસોની પેઠે દ્વેષ, કલહ, યુદ્ધ ઇત્યાદિ કરતા પણ જણાય છે. આવાં યુદ્ધ અને જય અથવા પરાજયની વાર્તાઓ એક અર્થવાદ જેવીજ છે. કેમકે જે દેવ છે તે એવા ક્ષુદ્રભાવને અવલંબી યુદ્ધ કરવા જતા નથી, ને એટલે ઉંચે પદે રહ્યા પછી તેમને એવી વાસના પેદા થતી નથી, પણ જે લોક જે દેવના ભક્ત હોય તેમને તે દેવ ઉપર દૃઢ શ્રદ્ધા કરાવવા માટે તેમનાં શક્તિ, સામર્થ્ય, પરાક્રમ, ઇત્યાદિનું વર્ણન કરેલું હોય છે, ને એમ કરવામાં કાંઇ બાધ પણ નથી, કેમકે ગમે તે દેવને ભજીએ તોપણ બધાએ એકજ સર્વવ્યાપી આત્માના અંશ છે, ને બધાએ મોક્ષ આપે તેમ છે. શ્રીમદ્

ભાગવતમાં કહ્યું છે કે "આકાશમાંથી વરસતું જલ જેમ સમુદ્રમાં જાય છે, તેમ ગમે તે દેવની કરેલી ભક્તિ પરમાત્માનેજ પહોંચે છે." અભેદમય ભક્તિની અપેક્ષા છે, ને તે પેદા કરવા માટે આવો અર્થ રચેલો છે.

---

## અનુભવ.

### ૯.

અનુભવ આ જગતમાં મ્હોટો શિક્ષક છે. ઘણાં અઘરાં જણાતાં કામ પણ અનુભવથી સહજમાં ઉકેલતાં આવડે છે, ને કામ કામને શીખવે છે; તેમ અતિ વિકટ અને મરણ તુલ્ય સમજાતિ આપત્તિને પણ અભનુવ સહન થાય તેવી કરી મૂકે છે. વિચારના તરંગોને એક પાસાથી અનુભવ નિયમમાં રાખે છે, તો બીજી પાસાથી વિચારને માર્ગે દોરવાથી વધારેમાં વધારે લાભ થશે તેનો વિવેક સમજાવે છે. ઘરમાં વ્યવહારમાં, ધર્મમાં, જ્યાં જુઓ ત્યાં અનુભવ સર્વનો નિયમનાર છે, ને અનુભવનું જ્ઞાન સર્વ જ્ઞાન કરતાં ઉત્તમ છે. કેવલજ્ઞાન ઘણા કામમાં આવતું નથી, જ્ઞાનની સાથે અનુભવની એટલી બધી અપેક્ષા છે કે તેના વિના જ્ઞાન પોતે બહુ વાર પાંગળું થઇ પડે છે, ગમે તે કોઇ સાધારણ ઉદાહરણ લઇએ તોપણ સમજાશે કે સંસારની કોઇ વાતમાત્ર તેને જાણવાથી સિદ્ધ થતી નથી. કુંભારને ઘડા કેમ ઘડવા તેનું જ્ઞાન હોય, પણ તે જ્ઞાન સાથે તેને તે જ્ઞાનને શી રીતે વ્યાપારમાં મૂકી ઘડો ઉપજાવવો તેવો અનુભવ ન હોય તો તે કુંભાર કશા કામનો રહેતો નથી. અમુક સમયે અમુક રીતે ચાલવું, ને અમુક પ્રકારના સિદ્ધાન્તો સર્વદા પકડી રાખવા એવા નિશ્ચય વિચારમાત્રમાં બહુ સારા લાગે છે, પણ તેમને દુનીઆંદારીના અનુભવમાં ઉતારવા વેળે એટલાં વિઘ્ન નડે છે કે, કોઇ ખરાં ભાગ્યશાલીજ તે નિશ્ચયોને વળગી પાર પડે છે. અનુભવમાં આવતાંજ ઘણાંક તો પોતાના નિશ્ચયને દૂર મૂકી દે છે, ને કહે છે કે ભાઇ ! વાતો કરવી તે જુદી વાત છે, ને સંસારમાં તે પ્રમાણે કરવું એ જુદી વાત છે. કેટલાંક પોતાના નિશ્ચયને મારી મચરડીને હોય તે કરતાં કોઇ બીજોજ આકાર આપે છે ને જેમ તેમ નિર્વાહ કરે છે. કેટલાંક એકજ વિશ્વાસથી નિશ્ચયને વળગી રહી પોતાનો સંસાર વણસાડે છે, ને દુનીયાંમાં "ભણ્યાં પણ ગણ્યાં નહિ" એવી હાંસિમાત્રજ કમાય છે. પણ જેમને વિચાર તેમજ તે વિચારના અનુભવનું યથાર્થ સમાધાન જાણવામાં હોય છે તેજ સંસારમાં આડે અંગે વિજયી

નીવડે છે, ને સત્યમાર્ગેથી ચાલ્યા વિના સિદ્ધિએ પહોચે છે.

કોઇ પણ વાતનું આપણને જ્ઞાન છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે આપણે તે વાતના જ્ઞાન ભેગોજ તે વાતનો અનુભવ પણ ગ્રહણ કર્યો હોય, નીતિની વાતો કરવાથી કે જાણવાથી નીતિમાન્ થવાતું નથી, તેની સાથેજ તેનો અનુભવ પણ રાખવાથી નીતિમાન થવાય છે. જ્ઞાન એનુંજ નામ કહેવાય કે જેમાં જાણવું અને કરવું બે એક સાથે એકઠાંજ પ્રાપ્ત થયેલાં હોય; મન, કર્મ ને વાણી, ત્રણેની એકતા રાખવી એમ જે કહેવાય છે તેનો અર્થ એજ છે કે જે વાત જાણતાં હોઇએ તે સાનુભવ જાણવી; કેમકે જાણ્યા પ્રમાણેજ કરવી. જ્ઞાન શબ્દમાં માત્ર જાણવાનોજ સમાસ નથી થતો, પણ અનુભવવાનો પણ થાય છે; ને એટલાજ માટે ધર્મમાં પણ જ્ઞાનનેજ ઉત્તમ કહ્યું છે કેમકે તેમાં જે આત્મભાવ, અભેદ કહ્યા છે તે જાણવા સાથે અનુભવ્યો પણ છે એમ જ્ઞાનનો અર્થ છે.

જગતમાં નઠારાં ને સારાં માણસ વચ્ચેનો ભેદ શાથી પડે છે? માત્ર તેમના હૃદયની વૃત્તિથી પડે છે; રૂપ રંગ સમૃદ્ધિ પોશાખ કે સારી સારી વાતો તે કશાથી એ ભેદ પડતો નથી. સારી વૃત્તિ એટલે સારૂં જ્ઞાન સારૂ જ્ઞાન એટલે જે ઉત્તમ પ્રકારની વાત જાણવામાં છે તેજ પ્રમાણે કરી બતાવવા રૂપ અનુભવ, એમ જે માણસનામાં હોય તેજ સારાં માણસ. આમ અનુભવ એ આ સંસારમાં સર્વત્ર આવશ્યક છે, ને એના વિના નીતિ, વ્યવહાર, ધર્મ, કર્મ, કશું સારૂં થતું નથી. ઘણાંક એવાં મનુષ્ય પણ હોય છે કે જેમને મ્હોટા મ્હોટા વિચાર અને વાતો આવડતાં હોય નહિ, પણ જેમનો અનુભવ એવો પાકો થયો હોય કે જેથી વાતો કરનાર કરતાં પણ અતિ ઉત્તમ પ્રકારનાં તે હોઈ શકે. એજ અનુભવનો મહિમા છે, એટલાજ માટે જેણે ઘણાં વર્ષ આ જગતમાં ગાળી ઘણો અનુભવ મેળવ્યો છે તે માનને પાત્ર છે.

વાતમાત્ર અનુભવથી પાકી થાય છે, ન આવડતી હોય તોપણ અનુભવથી શીખાય છે. માણસો પણ અનુભવથી ઓળખાય છે, ને અનુભવના પ્રસંગોમાં નવા નવા સ્નેહ બંધાઇ આત્મભાવ વિસ્તરે છે. પણ તે અનુભવ આવે સી રીતે? ઘરમાં બેશી રહેવાથી કે જંગલમાં એકાન્તે પડી રહેવાથી અનુભવ આવતો નથી. જનમંડલમાં હળવા મળવાથી, સંસારમાં વિકટ કામો સાથે વહેવારવાથી, ને સર્વત્ર ઉઘાડી આંખે ખુલ્લા કાને અને શુદ્ધ બુદ્ધિએ અવલોકન કરવાથી, અનુભવ વૃદ્ધિ પામે છે. અવલોકન

એ તેનો સારામાં સારો પેદા કરનાર સાથી છે. ઘણીક વાતો આપણી જાતે અનુભવીએ છીએ, ને ડાહ્યાં થઇએ છીએ; પણ સારો માર્ગ એ છે કે અવલોકનથી, ને બીજાના અનુભવનો વિચાર કર્યાથી આપણે ઘણુંક ડહાપણ પ્રાપ્ત કરીએ. આટલા માટે તીવ્ર અવલોકન શક્તિ ધારણ કરી સંસારમાં વિચરવું ને પ્રેક્ષકવત્ સર્વત્ર અવલોકન કરતાં અનુભવ ગ્રહણ કરતાં ચાલવું, અનુભવમાં એથી પણ અધિક વધવા માટે સંસારનાં જે મહા કાર્યો હોય, જેનાથી ઘણાંને લાભ થવાનો સંભવ હોય, તેવાં કાર્યો માથે લેવાની હીંમત કરવી, ને તેમાંથી અનેક અનુભવ પ્રાપ્ત કરવા. એવા અનુભવમાંથી કાર્ય આવડે છે એટલુંજ નહિ પણ બીજા અનેક ગુણ પણ સ્વતઃજ સ્ફુરી આવે છે.

અનુભવ કરવામાંથીજ આપણી કસોટી થાય છે. વાતો કરવામાં સર્વ શૂરા હોય છે, ઘરના ખુણામાં સર્વ પવિત્ર હોય છે, પણ સંસારની હચડાહચડીમાં, ને ભાતભાતનાં પ્રલોભનની, જગતના મિથ્યા પ્રલાપ અને કપટમય વ્યવહારની તાણાતાણમાં, જેનું સચ્ચરિત પોતાના હૃદયની પ્રતીતિ પૂર્વક નિષ્કલંક રહે, તેજ ખરાં પૂજ્ય છે. એમ અનુભવ જેમ સર્વ પ્રકારનો શિક્ષક છે, તેમ સર્વ ઉત્તમ ગુણની કસોટી છે. માટે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે તમે જે જે જ્ઞાન પ્રાપ્ત કરો તે અનુભવ સહિત પ્રાપ્ત કરજો; ને જે જે વસ્તુ તમે શીખો તે બીજાને શીખવી શકો નહિ ત્યાં સુધી પૂરી શીખ્યાં છો એમ જાણશો નહિ. વળી જે અનેક ગુણના લાભ અનુભવથી થાય છે તે ગુણો પ્રાપ્ત કરવા સારૂ અનુભવની આંટીએ ચડતાં કદાપિ ડરશો નહિ, કે પાછાં હઠશો નહિ; તેમ અનુભવમાં ઉતર્યા પછી તમારા જે સદ્વિચાર હોય તેથી ડગશો નહિ, કેમકે એના તાપમાંથી તવાઇને શુદ્ધ નીકળશો તોજ તમારા સદ્વિચારની શુદ્ધતા છે. એક પાસાથી જેમ કેવલ વિચારના તરંગે ચડેલાં ભોળાં ન કહેવાઓ તેમ બીજી પાસાથી કેવલ અનુભવનેજ વળગી રહી પ્રપંચી ન કહેવાઓ તેની સારી પેઠે સંભાળ રાખજો; ને જે અનુભવમાં તમારે પ્રારબ્ધ વશાત્ પડવું પડે તેમાં એવાં નીવડજો કે જેથી તમારૂં વર્તન તમારી પાછળ થનારને તેમ તમારાં સાથીને એક ઉત્તમ દૃષ્ટાન્ત થઇ પડે. તમે આ પાઠમાલા વાંચી અનેક વિચાર મનમાં ભર્યા છે, પણ એ વિચારોને અનુભવની સંગ્રામ ભૂમિમાં દોરાડવાનો સમય હવે આવે છે: તે સમય તમે તમારા વિચારરૂપ દૂતને અનુભવથી હઠવા નહિ દો, પણ બન્નેની સરખી મૈત્રી કરાવી વિજયી થશો, એમાં તમારૂં કલ્યાણ છે.

## શાસ્ત્રાર્થ ભા–૨.

### ૧૦.

એમજ કાંઇક હેતુ લક્ષમાં રાખીને જે જે ક્રિયાઓ કરવાની કહી છે તે પણ એક પ્રકારે અર્થવાદ જેવીજ છે. સ્ત્રીઓ અથવા પુરુષોએ સ્નાન, સંધ્યા, દેવપૂજા, વ્રત, જપ, આદિ કરવાં તેમાં જે જે હેતુ રહેલા છે તે હેતુ પ્રમાણે તે બધાં થાય તો લાભ છે, નહિ તો તે કામ એકલુંજ કરવામાં લાભ નથી. નહાવા ધોવાનો હેતુ શરીરને અત્યંત સ્વચ્છ રાખવાનો છે, તો તે યથાર્થ સચવાય માટે નહાવામાં પાપ છે ઇત્યાદિ ભયરૂપ અર્થવાદ મૂકેલો છે. સંધ્યા સમયે પ્રાણાયામ નામની ક્રિયા થાય છે તેથી શરીર અને મન શુદ્ધ તથા સ્થિર થાય છે, તે જો ન થઇ શકતું હોય તો શાસ્ત્રમાં કહેલા "ત્રણ દિવસ સંધ્યા ન કરે તો શૂદ્ર થાય" એ અર્થવાદરૂપ ભયને લીધે નાક માત્ર પકડીને કાંઇ ગગણી જવામાં કશો લાભ નથી. સ્ત્રીઓએ કપાલે ચાંદલો કરવો તેથી સૌભાગ્ય વધે એવો અર્થવાદ મૂકેલો છે પણ ખરું કારણ એમ છે કે કપાલમાં બે ભ્રમરની વચમાં જ્યાં ચાંદલો થાય છે તે સ્થાને યથાર્થ ધ્યાન ટકાવાય તો પોતને નિરંતર પોતા ઉપર પ્રીતિપૂર્ણ રાખી શકાવા જેટલુંજ નહિ, પણ સર્વને પોતા ઉપર સ્નેહ પેદા કરાવા જેટલું સામર્થ્ય આવે છે; એવો યોગ શાસ્ત્રનો અનુભવ છે, તે સચવાય. દેવપૂજા વ્રત આદિ કરવાં તે પણ અંતઃકરણની ભટકતી વૃત્તિ સ્થિર થાય તે માટે છે, ને જો તે હેતુ તે કરવાથી થતો ન હોય તો એ બધાં કામમાં જે પુણ્ય કહ્યું હોય તે એક રુચિ પેદા કરવા માટેનો અર્થવાદજ છે. એમજ તીર્થયાત્રાદિનું સમજવાનું છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે "જલમાત્રથીજ 'તીર્થ' થતું નથી, માટી પથરાથીજ દેવ થતા નથી, એ બધાં તો સાધુઓના સંસર્ગેથી પવિત્ર થાય છે. તીર્થમાં જઇ ચિત્તવૃત્તિ શુદ્ધ રાખી સાધુ સમાગમ કરવો એ હેતુ છે, તે સધાવવા માટે અમુકનું અમુક પુણ્ય એવો અર્થવાદ છે. એજ પ્રમાણે બીજી અનેક વાતો વિચારવી.

આતો અર્થવાદનો વિષય થયો. હવે ત્રણ પ્રકારે અર્થ થાય એમ જે કહ્યું તેનાં થોડાંક ઉદાહરણ જોઇએ. શિવ, વિષ્ણુ એવા જે દેવ છે તેવા દેવ હોવા એ વાત બહુ જન માને તેવી નથી, તેમ તેમને રહેવાનાં સ્થાન અને તેમના પરિવારની વ્યવસ્થા પણ તેમના દેવપણાને યથાર્થ ઘટે તેવી નથી. પણ એમાં અક્ષરાર્થ લેવાથીજ એવી ભૂલ થાય છે. શિવ એવું વેદકાલમાંના રુદ્રનું નામ છે, ને રુદ્ર છે તે અગ્નિનું નામ છે. જે અગ્નિ

આપણે જોઇએ છીએ, જે બધું બાળી નાખી સંહાર કરવાને સમર્થ છે તે શિવનું આધિભૌતિક રૂપ છે: એ અગ્નિ ગુપ્ત રીતે પ[illegible] સર્વત્ર [illegible] ઉષ્મા, તેજ આદિ રૂપે વ્યાપી રહીને યોગીઓને [illegible] શિવનું આધિદૈવિક સ્વરૂપ છે; અને એ અગ્નિ જ્ઞાન રૂપે [illegible] નામ રૂપ ઇત્યાદિનું જે જગત્ તેને મિથ્યા ઠરાવી ખોટું બતાવે છે. તે [illegible] સર્વત્ર સર્વરૂપ છે એમ અનુભવાવે છે તે શિવનું આધ્યાત્મિક રૂપ છે. એમજ વિષ્ણુનું પણ જાણવાનું છે. વિષ્ણુ એવું વેદમાં સૂર્યનું નામ છે, ને પ્રાચીન અર્વાચીન સર્વ શાસ્ત્રોથી સિદ્ધ થયેલું છે કે સૂર્ય એજ આખા ગ્રહમંડલમાં જીવનું કારણ છે. સૂર્ય રૂપે જીવની ઉત્પત્તિ અને જીવના સ્થાનરૂપ જે સ્વર્ગના દેવતા ગણાય છે એ તેમનું આધિભૌધિક રૂપ છે; સર્વત્ર ઉત્પત્તિ કરવાની શક્તિવાળી સૂર્યની પ્રભારૂપે સર્વને પાલનાર એ એમનું આધિદૈવિક સ્વરૂપ છે; અને સર્વમાં વ્યાપી રહેલો સર્વત્ર એકાકાર આત્મા એ તેમનું આધ્યાત્મિક સ્વરૂપ છે. બ્રહ્મા સાવિત્રી શક્તિ આદિ સર્વને એજ પ્રમાણે સમજી શકાય, તેમના જુદા જુદા પરિવાર પણ એમજ ઘટાવી લેવાય. શિવ વિષ્ણુ ને બ્રહ્મા તેમાં વિષ્ણુ તે સૂર્ય છે, ને સૂર્ય એજ જીવની ઉત્પત્તિનું સ્થાન છે, તથા પુણ્યવાનને જવાનું પણ સ્થાન છે, માટે જે અવતાર થયા છે, તે એકલા વિષ્ણુનાજ હોવા જોઇએ, ને તેમજ છે. અવતારના પણ અર્થ આવાજ પ્રકારે લેવાના છે. શ્રીકૃષ્ણાવતારનેજ વિચારો. ગોકુલમાં વિહાર કરતા બાલક એ તેમનું આધિભૌતિક રૂપ છે; વિષ્ણુરૂપે સર્વત્ર દુષ્ટદમન કરનાર એ તેમનું આધિદૈવિક રૂપ છે; ને ગોકુલ એટલે ઇંદ્રયોના સમૂહરૂપી શરીરમાં નિત્ય જ્ઞાનરૂપ એકરસ આત્મારૂપે સર્વને નિયમનાર એ તેમનું આધ્યાત્મિક રૂપ છે. આવી રીતે અનેક કથા આદિને વિચારાય. પુરાણો આવી કથાઓથી ભરેલાં છે, પણ આમ વિચારતાં તે ઉત્તમમાં ઉત્તમ ધર્મગ્રંથ છે. જે જે પંથ ચાલ્યા છે તે તો પુરાણની વાતોને શક્તિ પ્રમાણે સમજી તેમનો પ્રાકૃત ભાષામાં અર્થ સમજાવવામાંથી થયા છે.

શાસ્ત્રમાં વારંવાર કહે છે કે વિદ્યા અથવા જ્ઞાનથીજ મોક્ષ થાય તેનો અર્થ એજ કે બધાં શાસ્ત્રાદિનો યથાર્થ વિવેક સમજાય, અને તેમાંથી એકાકાર એક આત્માનો અનુભવ લેવાય, તે વિદ્યા સત્ય જાણવી, ને તેજ મોક્ષ આપે. શાસ્ત્રનાં વચન શા હેતુવાળાં છે, ને તેમનો અર્થ કીયા પ્રકારનો છે, એ બે વાત લક્ષમાં રાખીએ તો કોઇ પણ વચન, કોઇ પણ વાત, મિથ્યા લાગશે નહિ, અને બુદ્ધિપૂર્વક શ્રદ્ધા પેદા થઇ આનંદ ઉપજાવશે,

અનેક અર્થ અને અનેક હેતુ રાખી જે શાસ્ત્રરચના થઈ છે, તે કોઇને નકામા ગુંચવાડા જેવી લાગે, પણ એ વાત જાણવા જેવી છે કે જ્યાં સુધી યથાર્થ સમજવાની શક્તિ આવી નથી ત્યાં સુધી સત્ય વાત સમજાતી નથી, તેથી જેવી જેની સમજ હોય તેવું સમજીને આચરણ કરે તો કલ્યાણ થાય એમ જાણી સર્વેને કામે લાગે તેવી યુક્તિ બહુ કુશલતાથી રાખેલી છે.

## માતૃધર્મ ભા–૨.

### ૧૧.

માતા થવામાં કેટલી જવાબદારી સમાયલી છે, અને માતા કોણ થઇ શકે, એ વાત માતૃધર્મ વિષેના પ્રથમ પાઠમાં કહેવામાં આવેલી છે; બાલક શું છે, ને તે ક્યારે નીરોગી સ્થિતિમાં, અને ઉત્તમ મનોબલ સહિત જન્મ પામે છે તે પણ સમજાવેલું છે. હવે જે કહેવાનું છે તે એ બાલકનો જન્મ થયા પછીની વાત વિષે છે. બાલક આગળ જતાં કેવું નીવડશે એનો જેટલો આધાર, જેનાથી તે ઉત્પન્ન થયું છે તેમનાં શરીર અને મન ઇત્યાદી ઉપર રહે છે, તેટલોજ, કે તેથી પણ વધારે, તેને જે માવજત, કેળવણી, અને સહવાસ, થાય તે ઉપર રહે છે. પેલી પોપટનાં બે બચ્ચાંની વાતમાં સારા અને નઠારા સહવાસની જે અસર બતાવી છે તે વાસ્તવિક રીતે બાલકોની કેળવણીના સંબંધમાંજ સમજવાની છે. ઉખાણો પણ એવો ચાલે છે કે "ઘરમાં બોલે ડોકરાં તો બારણે બોલે છોકરાં." બાલકને માત્ર ગ્રહણ શક્તિજ હોય છે, તે વિના તેને સ્પષ્ટ જ્ઞાન કાંઇ પણ હોતું નથી. તે માત્ર અનુકરણથી ને અવલોકનથી પોતાના જ્ઞાનનો ભંડોળ વધારતું ચાલે છે, પણ તેમાંથી સારૂં નરતું વિવેક કરી જુદું પાડવું એ બુદ્ધિ તેનામાં હોતી નથી. બાલકમાં વિવેકબુદ્ધિ નથી હોતી એમાં આશ્ચર્ય નથી કેમકે વિવેકબુદ્ધિ પૂરેપૂરી ખીલવી એ ઘણા સમયના બહોળા અનુભવનું ફલ છે, જે ઘણાંક મરી જતા સુધી પણ પામી શકતાં નથી. ત્યારે તાત્પર્ય એટલુંજ છે કે બાલકો તો માત્ર દેખે છે સાંભળે છે ને અનુકરણ કરે છે; એમ તેમના વિચાર, તેમનું મન, તેમની નીતિ, બંધાય છે તે જાતે સારાસારનો વિવેક કરતાં નથી, કરી શકતાં નથી, તો તે વિચાર તેમને માટે તેમનાં માબાપે કરવાનો છે, એટલાજ માટે શાસ્ત્રમાં પણ કહે છે કે પાંચ વર્ષ સુધી બાલક જે કરે તેનું પાપ તેનાં માબાપને માથે છે.

માબાપનું પહેલું કર્તવ્ય બાલકના શરીરને સંભાળવાનું છે. માબાપમાં

પણ પિતા કરતાં માતાની એ સવિશેષ કર્તવ્યતા છે, કેમકે બાલક નિરંતર તેનીજ પાસે રહે છે. બાલકના શરીરની સામાન્ય રીતે સંભાળ કેમ રાખવી તેનાં અંગ સચવાય ને દૃઢ થતાં ચાલે, તેને કશો રોગ થાય નહિ, અથવા આવ્યો તો તે ટાળી શકાય, એટલા માટે પ્રતિ માતાએ, માતા થતા પૂર્વે કે થતાની સાથેજ, શરીરશાસ્ત્રના સાદા નિયમો, સ્વચ્છતાને સુખાકારીનાં મૂલતત્ત્વો, તથા રોગનાં કારણ અને તેનું નિવારણ એનો કેટલોક વિવેક, એ બધું કોઇ સારા ગ્રંથદ્વારા, કે કોઇ વિદ્વાનદ્વારા યથાર્થ જાણી રાખવું જોઇએ. આવું જાણવામાં ન હોય તો કોઇ સારા દાક્તર કે વૈદ્યની સલાહ લેવી, પણ જેને ડોશીવૈદું કહે છે તેવા ઉંટવૈદ્યથી છોકરાંના શરીરને બગાડવું નહિ. કુદરતના નિયમો એવા સુશ્લિષ્ટ છે કે જો તેમને યથાર્થ સાચવ્યા હોય તો રોગ પેદા થવા પામતો નથી, ને થાય તોપણ તે એજ નિયમો યોગ્ય રીતે સાચવ્યાથી દૂર થાય છે. ઓષધ રોગને મટાડે છે એમ જાણવું નહિ પણ કુદરત પોતેજ તે મટાડે છે એમ જાણવું; ઓસડ તો માત્ર કુદરતને સહાય થાય છે; એટલે ઘણીક માતાઓ જેમ પોતાનાં છોકરાંને સારાં રાખવા એક કે બીજા પ્રકારનું ઓસડ તેના પેટમાં કારણ વિના ભર્યા જાય છે તેમ કરવું બહુ હાનિકારક છે એમ સમજવું. નિયમિત રીતે બાલકને રુચી પ્રમાણે બે ચાર પાંચ વાર સારો આહાર દેવો. અથવા ખાતું ન હોય તો ધાવવા કે દૂધ પીવા દેવું, ને તેની જે કુદરતી ઇચ્છાથી તેને રમત કરવાનું મન થયાં જાય તે રમતો, તેને પોતાને હાનિ ન થાય કે કશી કુટેવ ન પડે, તેટલે સુધી અંકુશમાં રાખી સ્વતંત્રતાથી કરવા દેવી. પણ તેમાં એ જેમ બને તેમ તેની માનસિક શક્તિ ખીલતી જાય, તેનું શરીર સબલ થતું જાય, અને તેને પોતાની જાત ઉપરજ વધારે આધાર રાખવાની ટેવ પડે, એવી રમતો વિશેષે કરીને આપવી.

ઘણીક માતાઓ પોતાનાં બાલકોને અનેક કારણને લીધે ધવરાવતી નથી, પણ રોગ કે એવા કારણ વિના કેવલ એવી રુચિને માટેજ એમ કરવામાં બહુજ હાનિ છે. પોતાની માનું દૂધ પીવાથી બાલક જેનું દૂધ પીએ તેનાં શરીર અને સ્વભાવની પ્રકૃતિ લેતું ચાલે છે, ને એમ સારી ઉત્તમ કુલની માતાનું બાલક ઘણીવાર તેને એબ લગાડે એવા સ્વભાવવાળું, કે કલંક લગાડે એવી નીતિવાળું નીવડે છે. ધવરાવવાને સમયે કોઇ પણ બાલક જેમ પ્રફુલ્લ રહે તેમ કરવું, અને માતાએ પોતે તે સમયે કોઇ પણ પ્રકારે પોતાના બાલક ઉપરના પોતાના એક પ્રેમમાં ખામી પડે તેવી માનસિક કે

કાયિક સ્થિતિમાં રહેવું નહિ. પોતાનાં બાલકને નોકર ચાકર, ધાવ આયા, ઇત્યાદિ પાસે ખવરાવરાવવાં, કે ગાય બકરી કે ભેંસના દૂધ ઉપર રાખવાં, એ બધું બહુ ઉપદ્રવ અને હાનિ કરવાવાળું છે, ને નીરોગી માતાના પોતાના દૂધ વિના બાલક જેવું થવું જોઇએ તેવું થતું નથી એમ ઘણા પ્રસિદ્ધ દાક્તરો, ઘણાક માનસિક તત્વજ્ઞાન જાણનારા, ને ઘણાક અનુભવી વિદ્વાનો, તે સર્વેનો અભિપ્રાય છે.

બાલકોને તેમની સ્વતંત્રતાથી રમવા ફરવા કે જવા આવવા ન દેવાં, પણ પોતાનીજ ઇચ્છા પ્રમાણે એક ઠેકાણે પૂરી રાખવાં એવી ટેવ કેટલીક માતાઓને હોય છે; પણ એમ થવાથી બાલકના મન ઉપર જે અસર થાય છે તે તો જુદી પણ તેનું શરીર પણ બહુ નિર્બલ થવા માંડે છે, ને તે ખાધેલું પચી શકતું નથી, તથા રોગી થઈ, ક્વચિત્ મરી પણ જાય છે. સારામાં સારો માર્ગ એ છે કે બાલકો માબાપને દેખી જરા પણ બીહે નહિ, પણ ઉલટાં માબાપ રાજી થશે એમ જાણી આનંદમાં રમે, તેમ થવું જોઇએ; પણ તેની સાથેજ એમના મનમાં એમ રહેવું જોઇએ કે આપણે કોઇ નિષિદ્ધ વાત કરીશું તો માતાપિતાની અરુચિ થઇ તે ખીજ્યા વિના રહેવાનાં નથી. કેટલીક હલેતી માતાઓ બાલકને ગમે તેમ તેડે છે, રમાડે છે, પાડી નાખે છે, ને તેને તેથી જે કાંઈ હાનિ થાય તે પોતાનાં વડીલોને જણાવતી નથી; પણ એમ કરવાથી બાલકનો આખો અવતાર બગડે છે, આવા મિથ્યાભયની સાથે ઘણીક નવી માતાઓને પોતાની જીભને પણ કબજે રાખતાં આવડતી નથી; બાલકને જેથી ઉપદ્રવ થાય એવો આહાર માતા કરે છે, છાની છાની ખાય છે. ને બાલકને બહુ દુઃખનું કારણ થઇ પડે છે. આવી બધી કુટેવોથી માતાઓએ સાવધાન થઇ દૂર રહેવું, નહિ તો એ જવાબદારીનો ધંધો યથાર્થ રીતે કરવા જેટલું શરીર, મન, અને નીતિનું બલ આવે ત્યાં સુધી એ સ્થિતિમાં આવવાથી દૂર રહેવું.

ઘણીક માતાઓ બાલક પોતાની ઇચ્છાથી અવળું ચાલે, કે પોતાની કાંઈ સગવડમાં વિઘ્ન પાડે, કે તેને મારે છે, કે ઝીના ઝીના ચીમટા પણ દે છે. આમ કરવું બહુજ ખોટુંજ છે ને છેવટ એમાંથી બાલક નઠોર અને નઠારું થઇ શકે છે. પણ એમ થવાથી બાલક રડે છે ત્યારે વળી માતા તેના ઉપર પોતાનું અધિક જોર ચલાવે છે, તેને રડતું રહી જવાની બહુ ધમકી સાથે ઉતાવળ કરે છે. આમ કરવું બહુ હાનિકારક છે. બાલકને આલસ્ય

સુધી રડવાનો માર્ગજ શીખવવો નહિ, તેને માર્યા વિનાજ તેની પાસે જે કરાવવું હોય તે કરવાની તેને ટેવ પાડવી: પણ ક્વચિત્ તે રડે તો તેના રડવાના વેગને એકાએક બંધ ન પાડી દેવો, કેમકે એકાએક તેમ થવાથી ઉશ્કેરાયલું બલ અંદરની પાસા ઘેરાઇ રહે છે ને પ્રત્યાઘાતથી બાલકના રુક્તાશયને કે એવા કોઈ અવયવને હાનિ કરી તેના પ્રાણ પણ હરે છે.

બાલકના શરીર વિષે આટલી સાધારણ સુચનાઓ કર્યા પછી તેના મન વિષે પણ કહેવાની આવશ્યક્તા છે. બાલકનું મન માત્ર અનુકરણની શક્તિરૂપજ હોયછે; તેનામાં અનુકૂલ પ્રતિકૂલ સમજવાની સ્વાભાવિક શક્તિ હોય છે. પરંતુ તે તો વિશ્વમાં જંતુમાત્રને હોય છે. માનસિક શક્તિ સંબંધે તો તેને પ્રથમમાં પ્રબલ વૃત્તિ અનુકરણનીજ હોય છે. એમ હોવાથી ઘણો લાભ છે. કેમકે બાલકને જે માર્ગે દોરવું હોય તે માર્ગે દોરવાનું એથી કરીને સરલ પડે છે. જો આબાપ કુશલ હોય તો બાલકને એવી રમતોએ ચઢાવે, એવાં રમકડાં આણી આપે, એવી વાતો ને કહાણીઓ સંભળાવે, કે જેમાંથી તેની સાધર્મ્ય વૈધર્મ્ય પરખવાની સ્મરણ શક્તિ, સંયોજન શક્તિ, કલ્પનાશક્તિ, તુલના શક્તિ, અવલોકન શક્તિ, વિચારશક્તિ, વિવેકશકિત, બધું અજાણતાંજ ધીમે ક્રમે ખીલતું અને કેળવાતું ચાલે. લોકો એમ જાણે છે કે નીશાળમાં બેશી ચોપડી લઇને ભણવું તેનુંજ નામ કેળવણી છે. પણ એના જેવી બીજી ભુલ એકે નથી, કેમકે માણસ અવતરે ત્યારથી તે મરે ત્યાં સુધી તે એક નીશાળેજ બેઠેલું છે, ને વિશાલ વિશ્વના ગૂઢ ગ્રંથનાં પાનાંનો પાઠ તેની ઇંદ્રિયો અને તેની બુદ્ધિ નિરંતર લીધાંજ જાય છે. માટેજ અજાણતાં પણ એ પાઠ મળ્યાંજ કરે છે. બાલકની રમતો, વાતો, એટલુંજ નહી, પણ તેનાં સોબતી, તેને રહેવાના, રમવાનાં, ફરવા જવાનાં, ઠેકાણાં તે પણ ચતુર માબાપ વિચારી વિચારીને યોજે છે. બાલક અનુકરણ કરે છે તેમ જે નવી વાત દેખે છે તે સમજવાને પણ બહુ ખંતવાળાં હોય છે; પણ માતાઓ શું કરે છે ! બાલક પૂછેછે, મા ! મા ! પેલું શું ? મા તેને ટપલી મારીને કહે છે કે તારા બાપનું કરમ, પડી રહેને છાનુંમાનું. આમ કરવું બહુજ હાનિકારક છે. બાલકને જિજ્ઞાસા વધતી ચાલે તેવી રીતે- તેની જિજ્ઞાસા પૂરી પાડવી જોઇએ; એમાં કંટાળો આવાથી બાલકના મનનો તંત્ર ખીલીને વૃદ્ધિ પામવાને બદલે કરમાઇને મરી જાય છે. જો એવી ટેવને તેની શક્તિ પ્રમાણે તે સમજે તેવી રીતે વધારી હોય તો બાલકને અવલોકન કરવાની ટેવ પડે છે; ને એમ તેની બુદ્ધિ ખીલે છે. કોઇ વાત કરવાની કે જોવાની

હોય તો તે બાલકને જેમ બને તેમ પોતાની મેળેજ કરવા કે જોવા દેવી, કેમકે એમજ તેને સ્વાશ્રયની ટેવ પડે છે, ને સંસારમાં પોતે પોતાની મેળેજ પોતાનો માર્ગ કરતાં શીખે છે. અનુભવ સમાન બીજો શિક્ષક જગતમાં નથી, માટે તે શિક્ષક પાસેજ તેને ઘણામાં ઘણું રહેવા દેવું. દેવતા જોઇ બાલક કુદશે, રમશે, પણ તેને ઝાલવા જશે, માબાપના કહેવાથી તે અટકનાર નથી, એકાદવાર તેને ઝાલશે પણ ખરૂં. જ્યારે દાઝશે ત્યારે ફરી ત્યાં જશે નહિ, પણ દૂરથીજ જોશે, આમ અનુભવ વિના તેને નિશ્ચય થતો નથી, માટે અનુભવની શાલામાંથી તેને જ્ઞાન મેળવવા દેવું. મા બાપે માત્ર એટલી નજર રાખવી કે તેમ કરતાં તે પોતાના તન મન કે નીતિના વર્તમાન કે ભાવિ સુખને હાનિ કરતું હોય નહિ.

આ વાત જુદી જુદી પાડીને લખતાં તો આખો ગ્રંથ ભરાય, ને તેવા ઘણા ગ્રંથો વિદ્યમાન છે, પણ ચતુર માતાને આટલી સામાન્ય સૂચનાઓથી બાલકનાં તન અને મન ખીલવવાની અનેક યુક્તિ પ્રયુક્તિ સહજ સમજાશે.

## સંસ્કાર–ભાગ–૫.

### ૧૨.

જેને સોળ સંસ્કાર કહે છે તેનો વિવેક તો સંસ્કાર વિષેના આગલા પાઠમાં થઇ રહ્યો છે, બીજા જે નવ સંસ્કાર વધારાના મનાય છે અને પળાય છે તે આપણાં ઘરકામમાં નિત્ય ઉપયોગમાં આવે છે, તથા મરણ પછીની કેટલીક ક્રિયાઓ જોડે સંબંધ રાખે છે આવું છે એટલે તેમનું પણ ટુંકું વર્ણન કર્યા વિના સંસ્કારનો વિષય અધુરો રહે એટલુંજ નહિ પણ આપણને આપણાં કેટલાંક અગત્યનાં કામનો હેતુ અને અર્થ યથાર્થ સમજાયા વિનાનોજ રહી જાય. આ જે નવ કર્મ કહીશું તે સૂક્ષ્મ રીતે જોતાં સંસ્કાર ગણાય નહિ. કેમ જે આગલા સોળ કહ્યા તે સંસ્કાર કર્યા પછીજ દ્વિજ એટલે બે વાર જન્મ પામેલું માણસ થાય છે; પણ આ નવ કર્મની અસર તેવી મનાતી નથી.

જે પાંચ નિત્યકર્મ છે તે પ્રથમ સમજવાં જોઇએ, કેમકે જેટલાં સ્ત્રીપુરુષ ગૃહસ્થ થાય તેમણે તે કર્મ નિત્ય કરવાનાં છે. ગૃહસ્થાશ્રમની જે ઉત્કૃષ્ટતા આશ્રમધર્મના પાઠમાં કહી છે તે આ પાંચ કર્મ કરવાથીજ ઉત્પન્ન થયેલી છે. એ કર્મને યજ્ઞ અથવા મહાયજ્ઞ કહે છે, કેમકે એમ હોમ હવનાદિ જેવા સામાન્ય યજ્ઞ કરતાં પણ આ યજ્ઞ વધારે ફ-

લદાતા છે. એનું કારણ એટલુંજ કે પેલા યજ્ઞોથી તો પોતાની કોઇક કામના તૃપ્ત થાય છે. પણ આ યજ્ઞથી તો પોતાની શુદ્ધિ થવા ઉપરાંત કરોડો મનુષ્યને ઉપકાર કરવાનું મુખ્ય પુણ્ય પેદા થાય છે. માટે એ કર્મ મહાયજ્ઞ કહેવાય છે. એ પાંચનાં નામ બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, નૃયજ્ઞ, એવાં છે. એમનો અર્થ અને હેતુ એક પછી એક સમજાવીએ.

બ્રહ્મ એવું વેદવિદ્યાનું નામ છે, તેની ઉપાસના કરવી તે બ્રહ્મયજ્ઞ. એનો વિધિ એવો છે કે પ્રાતઃકાલે અરુણોદય સમયે ઉઠવું, અને શૌચ સ્નાન આદિ કરીને પોતાના વર્ણાશ્રમાનુસાર સંધ્યાવંદન, પ્રાણાયામ, ગાયત્રીજપ આદિ કરવું, પછી પોતે જે વેદવિદ્યા પ્રાપ્ત કરી હોય તેનું પારાયણ એટલે પુનઃ સ્મરણ કરી જવાનું કામ કરવું. એમ કર્યા પછી જેને ભણાવવાનો અધિકાર છે તેણે વિદ્યાર્થીઓને કાંઇ પણ લીધા વિના તે વિદ્યા ભણાવવી. માણસ પોતે જે વિદ્યા ભણ્યું હોય, તે વિદ્યા કોઇને ભણાવે નહિ તો પોતે ભુલી જાય તેમ દુનિયાને પણ કશો લાભ કરી શકે નહિ. માટે શાસ્ત્રકારો એમ બતાવે છે કે જે માણસ વિદ્યા પ્રાપ્ત કરે છે તેનું કર્તવ્ય છે કે તેણે તે વિદ્યા બીજાને આપવી આમ ન કરે ત્યાં સુધી તેને માથે એક પ્રકારનું દેવું છે. સંસ્કૃતમાં દેવાને ઋણ કહે છે, ને જે ભણેલી વિદ્યા એટલે જે બ્રહ્મ તે પાછી વાળી નથી ત્યાં સુધી બ્રહ્મ ઋણ છૂટયું નથી એમ કહેવાય છે. આ યજ્ઞ કરવાથી બ્રહ્મ ઋણ છૂટે છે.

પિતૃ એટલે જેને ગુજરાતીમાં પિતરી કહે છે તે; પણ એના અર્થમાં થોડુંક સમજવાનું છે. આપણાં શાસ્ત્રોમાં પુનર્જન્મ માનેલો છે એતો આગળ તે વિષયના પાઠમાં આવી ગયું છે. જ્યારે મુવા પછી જન્મ છે, ત્યારે અવતાર પહેલાં પણ કહીંક જન્મ તો હોવોજ જોઇએ. એ જન્મ આપણી પૃથ્વીમાં હોય કે ગમે તે પૃથ્વીમાં હોય. પૃથ્વી અથવા સૃષ્ટિ કાંઇ એક આપણે જે ગોલ વિષે ભૂગોલમાં વાંચીએ છીએ તેટલીજ નથી. પ્રાચીન તેમજ કેટલાંક વિશ્વાસ કરવા યોગ્ય અને પ્રતિષ્ઠિત અર્વાચીન શાસ્ત્રોથી એમ સમજાયું છે કે સૂર્ય, ચંદ્ર, તારા, જે જે જણાય છે તે પ્રત્યેક એક એક સૃષ્ટિ છે, ને તેમનાં હવા પાણીમાં રહી શકે તેવા લોકથી વસેલાં છે. એ લોક અને આપણા લોકને સંબંધ હોય એતો સ્વાભાવિક છે, કેમકે સૂર્યનો તાપ, ચંદ્રની શીતલતા, એ બધાં આપણને અસર કરી આપણાં પ્રત્યેક કામ કરી આપે છે. આપણા શાસ્ત્રવાળા એમ માને છે કે આપણી પૃથ્વી, મૂલ ચંદ્રમાંથી પેદા થઇ છે, ને આપણી પૃથ્વી ઉપર પ્રથમ પહેલી, જ્યારે પણ

માણસની વસતિ થઇ હશે ત્યારે તે પણ ચંદ્રમાં વસનારા લોકોમાંથી આ-વેલી છે. એ લોક તે પિતૃ કહેવાય છે, ને માણસમાત્રના ગમે તેટલે છેટે પણ મૂળ માબાપ તે છે. તેમનાં શરીર કાંઇ આપણા જેવાં હશે નહિ, ચંદ્ર લોકમાં રેહેવાને જેવાં જોઇએ તેવાં હશે, પણ કહે છે કે પુનર્જન્મના પાઠમાં જેને આપણે સૂક્ષ્મદેહ કહ્યો છે, તેવાં હોય છે, ને વાસનાથીજ જીવે છે. દેવ એવા જે લોક કહેવાય છે તે સૂર્યમાં વસે છે ને કોઇકવારજ કોઇ મહાત્મારૂપે અવતરે છે; પણ દેવથી ઉતરતા જે પિતૃ તે ચંદ્રલોકમાં છે. પિતૃ લોકનો વર્ગ નિત્ય છે. આ વાત આપણાં શાસ્ત્રોમાં કહી છે ત્યારે જુઓ કે જો આપણા કોઇ પિતૃ ચંદ્રલોકમાં હોય તો તેમને સંતોષવાથીજ આપણી ઉન્નતિ થાય, ને આપણું શુભ થાય. એ સંતોષવાનું કામ આપણે શ્રદ્ધાપૂર્વક તેમનું ધ્યાન કરીએ એટલી વાસનાથીજ થાય છે. એવું જે કરવું તેનું નામ પિતૃયજ્ઞ. પિતૃનાં નામ દઇને તર્પણ કરવાનો એ કામમાં વિધિ છે. ગૃહસ્થા-શ્રમમાં રહી પિતૃયજ્ઞ કરવાથી પિતૃ તૃપ્ત થઇ પુત્ર પ્રજા આપે છે, એમ થવાથી પિતૃપ્રતિ આપણી જે કર્તવ્યતા છે તે પૂર્ણ થાય છે, કેમકે પિતૃયજ્ઞ શ્રાદ્ધાદિથી તૃપ્ત કરનાર પેદા થાય છે. આમ પિતૃનું જે ઋણ તે પિતૃયજ્ઞ કરવાથી છૂટે છે. આમાંથીજ સપિંડ, પીતરાઈ, ગોત્ર એ બધા વિચાર પેદા થયેલા છે; તેમ કુલદેવતા ઇત્યાદિ પણ સંભવ્યાં છે.

દેવયજ્ઞ એટલે દેવને સંતોષી પ્રસન્ન કરવાનો યજ્ઞ. ગૃહસ્થાશ્રમ કર્યો ત્યારથીજ તે અગ્નિદેવની સાક્ષીએ કર્યો છે. વિવાહ સમયે જે અગ્નિ હોય તેને ઘરમાં સ્થાપી એને નિત્ય પૂજવો જોઇયે, તથા જાગ્રત્ રાખવો જોઇએ; ને મરણ થાય ત્યારે તેનાથીજ બળવું જોઇએ આવું શાસ્ત્ર કહે છે. તેનાથીજ બળવાની આજ્ઞા છે માટેજ, આપણા ઘરમાં વિવાહાગ્નિ સ્થાપેલો હોતો નથી, તેમાંથીજ લેઇ જતા હોઇએ તેમ મડદાની આગળ આગ ઘેરથી લઇ જઇએ છીએ. અગ્નિની પૂજા કરવાથી, તેમાં શુદ્ધ પદાર્થોનો શ્રદ્ધાપૂર્વક હોમ કરવાથી, હવા સ્વચ્છ થાય અને સુખ રહે એતો ઠીક, પણ અગ્નિનું જે આધિદૈવિક સ્વરૂપ તે પ્રસન્ન થાય અને તે દ્વારા સર્વ દેવ પ્રસન્ન થાય. કેમકે અગ્નિ છે તેજ આપણો અને દેવતાનો સંબંધ કરાવનારૂ દ્વાર છે, આનું નામ દેવયજ્ઞ. દેવ-તાઓ જે અનેક ઉપકાર આપણને રક્ષણપોષણથી કરે છે, તેટલાં આપણે તેમનાં ઋણી છીએ; માટે દેવયજ્ઞ કરવાથી દેવઋણ છૂટે છે.

ભૂત એટલે પિતૃથી ઉતરતો પણ મનુષ્યના કરતાં વધારે સામર્થ્યવાળો, કેવલ સૂક્ષ્મ દેહમય, એક વર્ગ છે, તે પોતાનાં અનુકૂલ સ્થાનોમાં વસે છે,

તે અનેક ઉપકાર કે ઉપદ્રવ કરે છે, તેમને પ્રસન્ન રાખી ઉપદ્રવ ન કરે તેવાં રાખવા માટે બલિદાન અપાય છે તે ભૂતયજ્ઞ.

નૃ એટલે માણુસ તેને સંતોષવું તે નૃયજ્ઞ. જેને ઘરબાર છે નહિ, ને જે એક ઠેકાણે એક રાત્રી કરતાં વધારે નિવાસ કરતું નથી એવું જે માણુસ હોય તેને અતિથિ કહે છે. તેજ ગૃહસ્થની પરોણાગત પામવાને પાત્ર છે; તેમાં પણ જો અતિથી વિદ્વાન હોય તો બાકીજ શી ? એવો નિયમ છે કે ભૂતયજ્ઞ કરી રહીને જમવા બેસતા પૂર્વે ગૃહસ્થે કોઇ અતિથિને બોલાવી જમાડવો, ને પછી જમવું. એને અભ્યાગત પણ કહે છે; કેમકે કોઇ નોતરૂં દેવા જતું નથી; જે આવી મળે તેજ અતિથિ થાય છે. આનું નામ નૃયજ્ઞ.

આ પાંચ કર્મનો સમાસ ત્રણમાં પણ કરી શકાય છે. બ્રહ્મયજ્ઞ કરીને પછી પિતૃ, દેવ, અને ભૂત, એમ ત્રણ જુદા યજ્ઞ ન કરતાં એક વૈશ્વદેવ કરે ને પછી નૃયજ્ઞ કરે તોપણ ચાલે.

હવે બીજાં ચાર કર્મ સંસ્કાર રૂપે ગણ્યાં છે તેનો સંક્ષેપ બતાવીએ. મનુષ્ય મરી જાય એટલે તેનો સૂક્ષ્મદેહ સ્થૂલ દેહથી જુદો પડે એમ પુનર્જ-ન્મના પાઠમાં કહ્યું છે. સૂક્ષ્મદેહ, જો સારી કરણી હોય તો સૂર્ય લોકમાં જાય ને પછી આ પૃથ્વીમાં આવે નહિ, પણ સાધારણ યોગ્યતા હોય તો તે દેહ પોતાના મૂલ પિતૃ ભેગો મળી જાય છે, ને કાલાન્તરે પુનઃ પૃથ્વીમાં અવ-તરે છે. પિતૃ ભેગો થાય તે પૂર્વનું જે તેનું સ્વરૂપ તેને પ્રેત કહે છે. મરી જાય ત્યારથી બાર દિવસ સુધી પ્રેતદશા રહે છે, ને પછી પિતૃલોકમાં જાય છે. જેનું આમ નથી થતું તે ભૂત થઇ આ લોકમાં રખડે છે. મરનાર પ્રેતભાવ તજી પિતૃલોકમાં જાય તે માટે જે જે ક્રિયાઓ કરાય છે તેને શ્રાદ્ધ કહે છે. શ્રદ્ધાથી કરેલું કૃત્ય તે શ્રાદ્ધ. જો શ્રદ્ધા હોય તોજ મનમાં વેગ પેદા થાય છે, વેગ હોય તો દૃઢ સંકલ્પ થાય છે, ને દૃઢ સંકલ્પ હોય તો ઉત્તમ વાસના બંધાય છે, ને વાસનાજ પ્રેત તથા પિતૃને ખપે છે, વા-સનાથી તેમને સંતોષ થાય છે, માટે શ્રદ્ધાથી કરેલાં શ્રાદ્ધનો અવકાશ છે. શ્રાદ્ધના મુખ્ય ચાર વિભાગ છે. નાન્દી, એકોદિષ્ટ, સપિંડન, પાર્વણ, કોઇ પિતૃથી ઉત્પન્ન થયેલા કુલમાં પુત્રનો જન્મ થાય અને એમ થવાથી પિતૃ-ની સંતતિ ચાલતી રહે એટલુંજ નહિ પણ મૂલ પિતૃ તથા તે કુલના સર્વ પિતૃને શ્રાદ્ધથી સંતોષનાર પણ મળે, એ આનંદના નિમિત્તે કરેલું શ્રાદ્ધ તે નાન્દી. બાકીનાં ત્રણ છે તે મરણ પછી પ્રેતોદ્ધાર માટેનાં છે, ને તેમના બહુ સૂક્ષ્મ સૂક્ષ્મ વિવેક અને ભેદ છે. બારમાના દિવસનું શ્રાદ્ધ તે મુખ્ય

શ્રાદ્ધ છે તેને સપિંડન કહે છે, કેમકે પિતૃનું પિંડ એટલે જે શરીર તેમાં પ્રેતને મેળવી દેઇ પિતૃ ભેગુ કરવું એ તેનો ઉદ્દેશ છે. બીજાં બધાં એટલે મરવાના દિવસથી તે બારમા સુધી તથા પછી વર્ષ સુધીમાં, મહીને, બે મહીને, ત્રણ, છ, મહીને એમ થાય છે તે, એકોદિષ્ટના જુદા જુદા વિભાગમાં સમાય છે. પાર્વણશ્રાદ્ધ તે એ કે જે પર્વ અથવા જેને પર્વણિ કહીએ છીએ તે દિવસે કરવાં પડે. આગ્રયણ અષ્ટકા ઉત્સર્ગ અને ઉપાકર્મ એવાં જે ચાર આપણે આગળ ગણ્યાં છે તે એક પ્રકારનાં પાર્વણ કર્મ છે. નવું ધાન્ય પાકે ત્યારે તેનાથી આસો મહીનામાં ઇષ્ટિ એટલે પૂજા થાય છે તે આગ્રયણ, ને માગશરથી તે ફાગણ સુધીમાં કૃષ્ણપક્ષની અષ્ટમીએ શ્રાદ્ધ થાય છે તે અષ્ટકા; એને અંગે સાતમે પૂર્વેદ્યુ અને નોમને દિવસ અન્વષ્ટકા એમ પણ શ્રાદ્ધ કરવાં પડે છે. વેદાધ્યયનનો અમુક કાલે ત્યાગ, અને અમુક કાલે અંગીકાર, એમ થાય તે ઉત્સર્ગ અને ઉપાકર્મ કહેવાય છે. બળેવને દિવસ જનોઇ બદલવાનો ચાલ છે તે ઉપાકર્મનો ભાગ છે. આવો શ્રાદ્ધાદિનો સાર છે, પણ તેમાં જે બ્રાહ્મણભોજન કહ્યું છે તે માટે શાસ્ત્રમાં વારંવાર લખ્યું છે કે જમાડવાનો બહુ વિસ્તાર કરવો નહિ તેમ જમણવારો કરવી નહિ; ને ભણેલા, શુશીલ, શ્રદ્ધાવાળા, અને સર્વ પ્રકારે યોગ્ય હોય તેવા બ્રાહ્મણ જમાડવા.

આ પ્રમાણે સોળ સંસ્કાર તથા તે ઉપરાંત જે કર્મ સંસ્કારમાં ગણાય છે તેનો સાર છે. એને યથાર્થ સમજીને આચરણ કરવાથી આલોક ને પરલોક બન્ને સુધરે છે. શ્રાદ્ધાદિ તથા સંસ્કાર યથાર્થ સમજવા અન્ય લેખ જોવા જોઇએ.

## સ્ત્રીત્વ—ભાગ—૩.

### ૧૩.

સ્ત્રીઓના સ્ત્રીપણાની ઉત્તમતા શામાં છે તે સ્ત્રીત્વ વિષેના આગલા બે પાઠથી સમજાઇ ગઇ હશેજ. સ્ત્રીઓનું રાજ્ય ઘરમાં છે, ને તેમના સ્વાભાવની ઉત્તમતા પ્રેમમાં છે એ વાત વારંવાર કહેવામાં આવેલી છે. આવું છે એમ કાંઇ મારી મચડીને મનાવવાનું નથી, પણ કુદરતી જે રચના છે તેનાથીજ એ વાત સિદ્ધ થાય છે; ને એમ સિદ્ધ થવાથી સ્ત્રીઓનો જે ઉપયોગ સંસારમાં ઠરે છે તે કરતાં બીજા ઉપયોગમાં તેમને દોરવાથી હાનિ પેદા થાય એ પણ સ્વાભાવિક છે. પ્રત્યેક વસ્તુને પોતાનો સવિશેષ ઉપયોગ હોય છે, ને તે ઉપયોગ કરતાં બીજા કામમાં વાપરવાથી તે વસ્તુ

બગડે છે. સ્ત્રીઓનો સવિશેષ ધર્મ પ્રેમ છે, ને તેમનું રાજ્ય ઘરમાં છે, એ વાત એટલી બધી સિદ્ધ છે કે એ કરતાં બીજા પ્રકારનો ધર્મ સ્ત્રીઓનામાં કેળવવાથી, કે ઘર કરતાં ઘર બહારના વ્યવહારમાં તેમને પ્રવેશ કરાવવાથી, તેમને તેમ જગતને હાનિ થાય એમ સિદ્ધ છે.

સ્ત્રીઓ જ્યારે પ્રેમધર્મ તજી બલ અને પરાક્રમથી સાધવાનો પુરુષધર્મ ગ્રહણ કરે ત્યારે એક તો તેમને પોતાનેજ હાનિ થાય. તેમનું શરીર સ્વભાવિક રીતે ઘણું નાજુક અને નિર્બલ છે, તેમ તેમનાથી નિરંતર લાંબો અને વિકટ શ્રમ કરી શકાતો નથી, તો ધંધા રોજગારમાં તેમને જેની સાથે સ્પર્ધા કરવી પડે એવા પુરુષો કરતાં તે કદાપિ સારી નીવડી શકે નહિ. આમ ધંધામાં શ્રમને લીધેજ તેઓ નિષ્ફલ થાય એટલુંજ નથી, પણ તેમના માનસિક બંધારણથી પણ નિષ્ફલ થાય એમ છે. સ્ત્રીઓનો સ્વભાવ પ્રેમમય એટલે અતિશય લાગણીવાળો ને તેથી નરમ અથવા પોચો હોય છે તેમને હાથે ન્યાય કે ઇનસાફનાં કામ બરાબર થવાની આશા રાખવી યોગ્ય નથી તેમ તેમનાથી કોઇ ભારે વ્યવસાયમાં પણ યથાર્થ તુલના કરી શકાય એ સંભવિત નથી. ધંધામાં સ્ત્રીઓ આમ નિષ્ફલ થાય, તેમ ઘરમાં તેમનાં બાલક તેમના વિના સુકાઇ જાય, ને મરવા પડે. કદાપિ નબળા પુરૂષો ઘરધંધો સંભાળી શકે, પણ બાલકોને ધવરાવી કે સંભાળી તો નજ શકે, એટલે ત્યાં પણ સ્ત્રીઓને બહાર કામે લગાડવાથી હાનિ થાય. સ્ત્રીઓને ને પુરૂષોને પોતાને પરસ્પર હાનિ થાય; તેમ આખા જગતને હાનિ થાય; કેમકે જે વાત જેનાથી સારામાં સારી થતી હોય તે વાતમાંજ તેને કામે લગાડવાથી લાભ છે, ને તે વિનાની બીજી વાતમાં તેને નાખવું એ એકંદરે અલાભ છે. આ પ્રમાણે જોતાં સ્ત્રીઓ પુરૂષધર્મ ગ્રહણ કરે કે પુરૂષો સ્ત્રીધર્મ ગ્રહણ કરે એમાં બહુજ હાનિ છે; તેઓ પોતપોતાનાં યોગ્ય કામમાં રહી શોભે એમાં તેમને તેમ જગતને બહુ લાભ છે. જે વાત કુદરતે પોતે આ સૃષ્ટિના નિર્માણના સમયથી સ્પષ્ટ રીતે વિભાગ કરી ચોખી કરી આપી છે, તેને માણસો બદલવા માગે તો, જેમ બીજા કુદરતના નિયમ ફેરવવા જતાં દુઃખી થાય છે, તેમ દુઃખીજ થાય. મહોટામાં મહોટું દુઃખ તે સમયેજ પેદા થાય છે કે જે જે વખતે સ્ત્રીઓ પુરૂષધર્મ લેવા જાય છે કે પુરૂષો સ્ત્રીધર્મ ગ્રહણ કરવા વળે છે.

ઘણાંક કહે છે કે સ્ત્રીઓ પણ મનુષ્ય છે, પુરૂષો પણ મનુષ્ય છે, તો તે બન્ને જેમ ફાવે તેમ કરે એમાં વિભાગની શી અપેક્ષા છે ? પણ આ વાત આપણા હાથમાં નથી, એ વિભાગ કાંઇ આપણે કર્યો નથી, કુદરતથી થયેલો છે,

ને તે ફેરવ્યો ફરવાનો નથી. ઉલટું તેને ફેરવવામાં દુઃખ છે. સ્ત્રી પુરુષના હક સમાન છે તે ખરૂં છે, પણ તેનો અર્થ એવો નથી થતો કે સ્ત્રીએ તેના પતિની જગો લેવી, ને પતિએ તેની પત્નીની જગો લેવી. એનો અર્થ એટલોજ છે કે સ્ત્રી પુરૂષે બન્નેએ પોતપોતાના ધર્મમાં રહી એવી મૈત્રી મેળવવી કે જેથી બન્ને વચ્ચે કલેષ થવાનો સંભવ આવે નહિ; ને તેમાંથી એક બીજાને વિના કારણ દુઃખ કરનાર થઇ પડે નહિ; બન્ને પોતપોતાની યોગ્ય મર્યાદાપૂર્વક રુચિ અનુસાર વર્તી શકે. સ્ત્રીઓ પુરૂષની સમાન નથી પણ પુરૂષથી ઉત્તમ છે કેમકે તેમને સ્મૃતિકારોએ "દેવતા" કહી છે તે વિચાર કરતાં પણ તેમજ જણાય છે. સ્ત્રીઓ દેવતા છે. માટે પુરૂષો તેમના પૂજારા કે ગુલામ નથી, તે તેમના "ગુરુ" કહેલા છે એમ કહેવાનો અર્થ એટલોજ છે કે સ્ત્રીઓએ જેમ સર્વ પ્રકારનો આધાર તેમના પતિ ઉપર રાખવો, તેમ પુરૂષોએ સર્વ પ્રકારનાં સુખ ભોગવવાનો સંભવ પોતાની પત્ની પાસથી કરવો, સ્ત્રીનો ધર્મ માત્ર કેળવવું ભોગવવું, ભોગવાવવું, એવો પોષણ કરવાનો એટલે પ્રેમમય રહ્યો; પુરૂષોનો ધર્મ મેળવવું, લાવવું, એવો પ્રાપ્ત કરવાનો એટલે પરાક્રમનો રહ્યો. સ્ત્રીઓથી કદી પણ પરાક્રમનો એટલે પુરૂષનો ધર્મ થઇ શકતો નથી; ને કરે તો તેમાં તેમના સ્ત્રીત્વનો ભંગ થઇ તેઓ જાતે દુઃખી થઇ બીજાને દુઃખી કરે. એટલાજ માટે સ્મૃતિઓમાં વારંવાર એવું કહેલું છે કે સ્ત્રીઓ સ્વતંત્ર નથી. સ્વતંત્ર નથી એટલે ગુલામ છે, કે દાસી છે, કે ગમે તેમ મારકૂટ કરવાનું ઢોર છે, કે પોતાના પ્રાકૃતિક સ્વભાવાનુસાર વર્તન યોજવે સ્વતંત્ર નથી, એમ નહિ, પણ તેમને કદાપિ પુરૂષધર્મ ગ્રહણ કરી ઉપાર્જન કરવા માટેના ધંધામાં પડવાનું નથી એટલોજ અર્થ છે. બાલપણામાં સ્ત્રીઓને માબાપ પોષણ આપે છે, યુવાવસ્થામાં પતિ પાળે છે, ને વૃદ્ધાવસ્થામાં પુત્રાદિ પાળે છે પણ સ્ત્રી પોતે પોતાનું ઉપાર્જન કરવા જતીજ નથી, તેણે જવુંજ ન જોઇએ, એમ તે સ્વતંત્ર નથી. સ્ત્રીઓએ ઉપાર્જન ન કરવું એટલે કાંઇ કામ ન કરવું એમ નહિ પણ પુરૂષ જે કામ કરે છે તે કરવા માટે ઘર બહારના ધંધામાં ન પડવું. આમ સ્ત્રી પુરૂષનાં કામના વિભાગ છે તેને યથાર્થ અનુસરી સ્ત્રીઓએ પોતાના ગૃહરાજ્યમાં પ્રેમરાજ્ય વિસ્તારવું એમાંજ તેમને, તેમનાં કુટુંબીને, સર્વને, ને આખા જગતને સુખ છે.

## મતાંતર.

### ૧૪.

કોઇ શિવને મહોટા કહે છે, કોઇ વિષ્ણુને વખાણે છે, ને કોઇ શ-

ક્તિને સર્વોપરિ બતાવે છે. કોઇ લોક ઇશ્વરને આકારવાળો કહે છે, કોઇ નિરાકાર કહે છે; કોઇ ઇશ્વર એવું કે જુદા જુદા દેવ એવું કાંઇ માનતાંજ નથી. આવા મુખ્ય ભેદમાં વળી બીજા પંથ ને સંપ્રદાય ઘણા છે, ને કોઇ કબીર તો કોઇ રામાનુજ, કોઈ સ્વામિનારાયણ તો કોઇ રામાનંદ, એમ અનેક ભેદ ચાલે છે. પણ એ બધા તો એકજ ધર્મના ભેદ છે. બીજા ધર્મવાળા એ આખા ધર્મનેજ માનતા નથી ને પોતાની વાતનેજ માને છે. ત્રીજા વળી એવા છે તે ખાઇ પીને સુખમાં ફરવા ઉપરાંત કશો ધર્મજ માનતા નથી.

ક્રિશ્ચીઅન ધર્મવાળા એમ માને છે કે ઇજીપ્તના રાજાથી નાશી છૂટતી વખતે મૂસા પેગંબરને લાલ સમુદ્રે માગ આપ્યો: પણ જ્યારે એમ સાંભળે છે કે શ્રીકૃષ્ણને લેઇને જતાં વસુદેવને પણ યમુનાએ માગ આપ્યો હતો ત્યારે તે માનતા નથી, ને હસે છે. મુસલમાનો એમ માને છે કે કાબા આગળ એક પથ્થર છે તેને ચુંબન કર્યાથી પાપ નાશ પામે છે; છતાં હિંદુઓનાં રમણરેતી ગોપીચંદન અને ભસ્મ વિભૂતિને હસે છે; ને એ બન્ને જણાને આતશની પૂજાથી અને તેનાં દર્શનથી મોક્ષ માનનારા પારસીઓ હસે છે. હિંદુધર્મમાં પણ જુદા જુદા પંથવાળા ને જુદા જુદા સંપ્રદાયવાળા એમજ જાણે છે કે અમારા વિના બીજો મત પાળનારા નરકે જવાના છે. હિંદુ ધર્મમાંજ મતભેદ છે એમ નથી, પણ મુસલમાન, ક્રિશ્ચીઅન, પારસી બધામાં મતભેદ છે. ને તે પ્રત્યેક ધર્મમાં ઘણા ઘણા પંથ છે. એ બધા પંથવાળા પોતપોતાના પંથમાંજ મોક્ષને નક્કી ઠરાવી રાખે છે. ઘણાક એવા નાસ્તિક હોય છે કે કશું માનતા નથી; ને આ બધો મતભેદ જોઇ તે ઉપર કટાક્ષ કરીને કહે છે કે ધર્મ આવો હોય નહિ, ને ખરો હોય તો તેમાં આવા આવા ભેદ ને આવા આવા વિરોધ હોય નહિ. આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં આખા જગત્ ઉપર જેટલાં માણસ એટલા ધર્મ ને એટલા ભેદ છે એવી ખેદકારક વાત દષ્ટિએ પડશે.

આવા મતભેદના વિષયમાં એક વિદ્વાને કહ્યું છે કે બધા ધર્મ બે વાતમાં એક બીજાને મળતા આવે છે; તે બે વાત એ કે પોતાના ધર્મનાં ગપ્પાંને પણ માનવાં, ને સામાના ધર્મની ખરી વાતોને ધિક્કારવી. આવું શાથી થાય છે? માણસનો સ્વભાવજ એવો છે કે બધી વાતોમાં તેમના વિચાર એકસરખા થઇ શકતા નથી. એનું કારણ અજ્ઞાન અને તે તે અજ્ઞાનથી પેદા થતો અભિમાન એ બેજ છે. જ્યારે સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પડે છે ત્યારે એવું કાંઇ રહી શકતું નથી, પણ તેમ થવા માટે મતભેદ અથવા મતાંતર ચાલે અને

સત્ય વાત તરી નિકળે એ બહુ અગત્યનું છે. એક વાત વિષે બે મત હોવા એ કોઇ પણ દેશના લોકની વિદ્યાનું ચિન્હ છે, પણ તે દેશના જ્ઞાનનું ચિન્હ એ છે કે મતાંતરને જુદા જુદા મતવાળા ઉદાર બુદ્ધિથી સહન કરી શકે. જેવી સ્થિતિમાંથી ને જેવી દૃષ્ટિથી માણસ કોઇ પણ વાતને વિચારે છે, તેવા તેને. તે વાતના આકાર સમજાય છે. એક પાસાએ સોનાથી ને બીજી પાસાએ રૂપાથી રસેલી ઢાલ સામસામેની બાજુથી જોનારા બે પુરૂષ તે એકલા સોનાની કે રૂપાની છે એમ કહી લઢી મુવા હતા ને ઢાલ તો બંનેની રસેલી હતી, તેવું મતાંતરના વિષયમાં થાય છે, આપણો જે મત હોય તે ખરો છે એમ અભિમાન રાખતા પૂર્વે વિચાર કરવાની અપેક્ષા છે કે આપણા કરતાં બીજા પ્રકારનો મત રાખનારાં કોઇ પણ રીતે પરાક્રમ, ઉદારતા, પુણ્યબુદ્ધિ કે સંતોષમાં ઉતરતાં નથી, તો એકલો આપણોજ મત ખરો ને બીજા ખોટા એમ હોવું અશક્ય છે, કારણ કે મત કે ધર્મ ગમે તે ગમે તેવી રીતે બાંધ્યાં હોય તેનાથી સાધવાની વાત તો માત્ર એજ છે, ને તે એકે આ વિશ્વમાં રચના સમજવી; ને તેમાંથી ઉત્તમમાં ઉત્તમ માર્ગ સાધવો. એમ જણાય છે કે એક મતથી ચાલતાં જેવી ઉત્તમ પ્રવૃત્તિ નીપજે છે તેવીજ બીજાથી પણ નીપજે છે તો તેમાંનો એકે મત ખોટો નથી. આ વિશ્વની રચના તો એક અમુક પ્રકારનીજ છે, તેને સમજવા માટે અનેક માર્ગ હોય તે સમજાવ્યા પછી તે માર્ગથી આપણું સુખ સાધવાના તેથી પણ વધારે માર્ગ હોય, ને તેમ કરતાં જે પ્રવૃત્તિ થાય તે ઉત્તમોત્તમ છે એમ જણાવાના માર્ગ પણ તેથી વધારે હોય, તો મતભેદ એ વાત કોઇ રીતે ખોટી નથી, ને ઇચ્છવા લાયક નથી, કે નિરુપયોગી નથી.

પ્રત્યેક વાત સમજવાના અનેક માર્ગ હોય છે, જેમ એકજ ગામ જવાના પણ બે માર્ગ હોય છે. માણસોની બુદ્ધિ બધે એકજ સરખી હોતી નથી. જેમ અન્ન પચવામાં એક ઘરનાં બે ચાર માણસને પણ એકજ જાતનો આહાર પચતો નથી, તેમ જગતનાં જુદાં જુદાં સ્ત્રી પુરૂષની જુદી જુદી શક્તિવાળી બુદ્ધિઓને એક સરખુંજ જ્ઞાન પચતું નથી. જેને જેવું ઘટે તેવું કહીએ તોજ તે વાત તેને ગળે ઉતરે છે. ગળે ઉતરે છે એટલુંજ નહિ, પણ તેથી વધારે કહેતાં તેને અશ્રદ્ધા થાય છે, કે શ્રદ્ધા થાય તો પણ ક્વચિત્ તેનો ખોટો ઉપયોગ કરી પોતાને ને બીજાને હાનિ કરે છે. આંધળા આગળ આરશી નકામી છે, અથવા જેની નબળી આંખો છે તે

ને તેના તેજથી તંમર ચઢે છે, તેમ જેની બુદ્ધિ રૂપી આંખો ઉઘડી ન હોય તેના આગળ, કે થોડી થોડી ઉઘડી તેજ ખમવાને સમર્થ ન હોય તેના આગળ, ચોખે ચોખા જ્ઞાનની ઝળ ઝળતી આરશી ધરાતી નથી. નાના બાલકને રમવા માટે તરવાર અપાતી નથી તેમ મોટો માણસ પણ બે પાસાની ધારવાળી તરવારથી ઘણીવાર પોતાનુંજ ગળું કાપી બેસે છે. જેને જેવું ઘટે તેવું તેને આપવું; ને તે રીતે તેને ધીમે ધીમે સમજાવવું એજ ઉત્તમ માર્ગ છે; એમ જે કરવું તેનેજ શાસ્ત્રમાં અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો એમ કહે છે. શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં પણ એજ કહ્યું છે કે "અજ્ઞાનીના મનને ચલાવી નાખવું નહિ." શાસ્ત્રાર્થના પાઠમાં આપણે ત્રણ પ્રકારે અર્થ સમજવાની રીત અને અર્થવાદ રૂપ વાક્યોને જુદાં પાડી તેમનો સાર લેવાની વાત, કહી છે, તેનો હેતુ હવે પૂરે પૂરો સમજાશે કે જેવો અધિકાર તેવો ઉપદેશ. કથાઓની રચનામાં એજ યુક્તિ છે કે એકની એક કથા સાધારણ અધિકાર વાળાને સામાન્ય માણસોની વાત હોય તેવી લાગી શ્રદ્ધા પેદા કરશે; મધ્યમ અધિકારીને ઉત્તમ દેવલોકના દિવ્ય ચરિત જેવી સમજાઇ વિચાર કરવાની શક્તિ આપશે; અને ઉત્તમ અધિકારીને એકાત્મભાવની એક લહરરૂપે અનુભવાઇ જ્ઞાન પેદા કરશે. એજ પ્રમાણે જે અર્થવાદ રૂપ વાતો છે તે પણ એક અધમ અધિકારી હશે તેને શ્રદ્ધા ભક્તિ ઇત્યાદિનાં પુણ્યનું ફલ બતાવી તે તે કર્મ કરવાની રુચિ પેદા કરશે.

ધર્મમાત્ર જે જે દેશકાલમાં પેદા થયા છે. ત્યાંના પ્રસંગ તથા લોક એ બેને જોઇ અધિકાર પ્રમાણે રચાયા છે. એ રચના એ તો તે ધર્મનું બાહ્યરૂપ છે, ને જો તે રૂપને વળગીનેજ ધર્મની સત્યાસત્યતાનો નિર્ણય કરવા બેશીએ તો આ દુનીયાંનો અંત આવે ત્યાં સુધી તકરાર કરતાં પરવારીએ નહિ. પણ તેનો બાહ્ય અર્થ તજી જે ગૂઢ અર્થ છે તેને સમજીએ, અધિકારને અનુસરીને જે રચના કરવી પડી હોય તેને કાઢી નાખીએ, ત્યારે સર્વ વાત એવી રીતે સમજાવાની કે તે સત્ય રૂપે સર્વત્ર એકજ જણાય. સત્ય છે તે એકજ છે, ને અનાદિ તથા અનંત છે. એ સત્યને સમજાવવા માટે અધિકારપરત્વે યોજનાઓ થઇ છે, પણ જેને સમજવાની શક્તિ છે તે શબ્દને તજી અર્થને ગૃહે છે, કુશકા તજી ચોખા વીણે છે, ને એમ બધે એકતાજ જુએ છે. ધર્મવિચાર માટે વિરોધ કરવો એજ અજ્ઞાનીનું કે અધાર્મિકનું લક્ષણ છે. કોઇએક ધર્મ સ્વીકારી તેથીજ અમારો મોક્ષ થયો છે કે થશે એમ જે માનતાં હોય તેણે તો સર્વ પ્રકારના ધર્મવિચારના ભેદ અતિ ઉદાર બુદ્ધિથી સહન કરવા જોઇએ. કેમકે

મોક્ષનું કે મોક્ષને માર્ગે ચઢવાનું ફલ એટલુંજ છે કે અત્યંત સહનશીલતા રાખવી. સર્વ ધર્મ એકજ અનાદિ સત્યનાં રૂપાંતર છે, અને બધા ધર્મ તે સત્યને પામવાના જુદા જુદા માર્ગ છે. અનાદિ સત્ય ધર્મ એકજ છે, પણ અધિકાર પ્રમાણે સમજાવવા માટે જુદે જુદે રૂપે વિસ્તાર છે. આનું પ્રમાણ એ છે કે જેમ આપણા ધર્મમાં વેદાન્ત એ અનાદિ સત્યનો શુદ્ધ માર્ગ છે, તેમ યાહુદિ અને ક્રિશ્ચિઅન ધર્મમાં કેબાલા, મુસલમાન ધર્મમાં તથા પારસીમાં પણ સુફી હકીકત, ચીનના ધર્મમાં ટેઓમાર્ગ, એમ બધી દુનીયાંના ધર્મમાં એક એક ગુપ્તમાર્ગ છે કે જેને ખરા જ્ઞાનીઓજ સમજે છે, ને જે રીતે જોતાં ધર્મમાત્ર એકજ છે.

વિચાર માટે કોઇનો દ્વેષ કરવો એ પાપ છે; કેમકે જે વિચારશક્તિ સર્વને સરખી રીતે મળેલી છે તેનો સર્વે સ્વતંત્રતાથી ઉપયોગ કરે; અને વિચારનો સ્વતંત્ર ઉપયોગ એજ કોઇ પણ દેશના લોકના ઉચ્ચસંસ્કાર નક્કી કરવાનું પ્રમાણ છે. જ્યાં કોઈ પણ રીતે વિચાર ઉપર દબાણ રખાય છે તે દેશ અજ્ઞાની, જુલમગારથી કચરાઇ ગયેલો, કે અધર્મી હોય છે. વિચાર જ્યારે આચારનું રૂપ ધારણ કરે ત્યારે જોવાનું છે કે તે આચાર કેવો છે, ને તે આચારના રૂપ ઉપરથી તેને પેદા કરે તેવા વિચારોને કેટલે સુધી અટકાવવા કે બંધ પાડવા એ નક્કી થાય છે. પણ જેનાથી બીજાને કોઇ પણ પ્રકારે હાનિ નથી, અને પોતાના મનને અત્યંત શાંતિ થવા રૂપી લાભ છે, એવા ધર્મવિચાર માટે જરા પણ દ્વેષભાવ રાખવો કે રાખીને કલહ કરવો એ નીચપણાનું કામ છે, અધર્મનું લક્ષણ છે, પાપ છે.

---

## માતૃધર્મ ભાગ–૩.

### ૧૫.

બાલકનાં શરીર અને મન કેવી રીતે સાચવવાં તથા ખીલવવાં એ વાત માતાઓના લક્ષમાં ઉતર્યા પછી, તેમને બાલકોની નીતિ અને ધર્મવૃત્તિ ઉપર લક્ષ આપવાનું છે. આ ચારે વાત જુદી જુદી લખી છે તેથી એમ સંજવું નહિ કે શરીર, મન, નીતિ, અને ધર્મ એ ચારે વિષય જુદા જુદા એક પછી એક અનુક્રમેજ આવે છે. કોઇ એક પણ કામ એવું નથી કે જેની એ ચારે ઉપર અસર ન હોય, અને માત્ર શરીરના સંબંધવાળુ કૃત્ય જેમ શરીરને લાગુ પડે છે, તેમ મન, નીતિ, તથા ધર્મને

પણ અસર કરે છે; ને એજ રીતે મન નીતિ અથવા ધર્મ ગમે તે એક-ના કે સર્વના સંબંધનું જે કામ તે પણ શરીર સહિત ચારેને અસર કરે છે. આ નિયમ એટલો બધો નિશ્ચયપૂર્વક સિદ્ધ મનાયલો છે કે તેનાં ઉદા-હરણ પ્રત્યુદાહરણો અત્રે આપવાની અપેક્ષા નથી. એક બીજી વાત પણ જણાવવી જોઇએ. આ ચારે વાત ઉપર સંપૂર્ણ વિચાર આવે તે માટે તો બીજું માણસ આપણે માટે કાળજી રાખે તે કરતાં આપણે પોતેજ સમજી વિચારીને માર્ગ કરવાનો છે; પણ બાલકોને તે પ્રમાણે સમજવાની શક્તિ આવે ત્યાં સુધી માતા પિતાને માથે તે કામ રહે છે, ને તેથી એ વાત આવશ્યક થઇ પડે છે, કે શરીર, મન, નીતિ અને ધર્મ એ ચારે વાતમાં જ્યારે બાલક સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખે તે સમયે તે ઉત્તમમાં ઉ-ત્તમ માર્ગે ચઢે, એટલી સામગ્રી, તેને તેનાં માતપિતાએ પ્રથમથી આપી મૂકવી જોઇએ. એ સામગ્રી પૂરી પાડવી અને તેને સ્વતંત્ર રીતે સ્વાશ્રયથી માર્ગ લેતાં શીખવવું એટલુંજ માબાપનું કર્તવ્ય છે, ને ત્યાં સુધીજ માબા-પનો બાલક ઉપર પૂર્ણ અધિકાર છે, કેમકે તે પછી તો પુત્રને પણ મિત્ર સમાન ગણવો એમ શાસ્ત્રની આજ્ઞા છે.

ત્યારે આ પાઠમાં નીતિ અને ધર્મ વિષે કહેવાશે. ધર્મ એટલે શું તે ધર્મના પાઠમાં સમજાવેલું છે, તેમ નીતિ અને ધર્મને શો સંબંધ છે તે પણ સમજાવેલું છે, એટલે જે નિશ્ચયને આધારે આ પાઠ લખાશે તે નિ-શ્ચય તમને સમજાવવાની અપેક્ષા નથી. એ વાત સ્મૃતિમાં ન હોય તો "ધર્મ" અને "વ્યવહાર નીતિ"ના પાઠ ફરીથી વાંચો. નીતિ એ ધર્મનો જે નિશ્ચય હોય તેને પાર પાડવાનો માર્ગ છે, ને ધર્મ છે તે જીવનમાં શું ઉત્તમ સુખ રૂપે અનુભવવું તે સમજવાનો માર્ગ છે. માતાએ બાલકને એવે માર્ગે ચઢાવવું જોઇએ, તેના લક્ષમાં એવી રીતિ કૃતિ આણવી જો-ઇએ, કે જેથી તેને એમ નિશ્ચય થાય કે આ વિશ્વની અનંત રચનામાં જે સર્વત્ર છે તેજ સુખ રૂપ છે, બીજુ બધું મિથ્યા છે, ને તેનો અનુભવ થાય એ માર્ગ વિના બીજા માર્ગ પણ નઠારા નહિ, તો નકામા તો છેજ. પોતાનાથી અધિક જેમ પોતાનાં માત પિતા ઇશ્વરસ્થાને છે, તેમ તેમનાથી અધિક તેમનાં માતા પિતા, કે તેમનાં ગુરુજન, ઇશ્વર સ્થાને છે; ને એમ પરસ્પર સંબંધ જોતાં અનન્ત વિશ્વમાં કોણ કોના ઇશ્વરસ્થાને છે એ વિચા-રતાં અક્કલ ગુમ થાય છે, છેવટે સર્વત્ર એકાકાર રહેલા પરમધામથી આત્મા ઠરે છે. આ વાત જે જે સાદા પ્રકારથી, સાદી વાતોથી, સાદાં દષ્ટાન્તથી,

બાલકના લક્ષમાં ઉતરે તે સર્વેની યોજના કરવી, ને તેને નિરંતર કોઇ અમુક ધર્મકૃત્ય કરવાની ટેવ પાડવી. ધર્મને। આધાર હૃદયમાં દૃઢ થવાથી માણસનું જીવન એવા ઉચ્ચ પ્રકારનું થાય છે કે તેથી સંસારની વિટંબનાઓમાં અતુલ ધૈર્ય, અતુલ સંતોષ, અને અતુલ દૃઢતા તથા આગ્રહ પેદા થાય છે. માટે જેમ બને તેમ ધર્મબુદ્ધિ ખીલવવી તથા વધારવી, અને ધર્મ પરાયણ સત્પુરુષ અને સન્નારીનાં ચરીત્ર નિરંતર મનન કરાવવાં.

ધર્મશ્રદ્ધા દૃઢ થવામાંથીજ નીતિની બુદ્ધિ સ્ફુરે છે. ધર્મને। સિદ્ધાન્ત મનમાં ઉતરવા માંડે તે પ્રમાણે નીતિ ઘડાતી ચાલે છે. નીતિને। માર્ગ, કરી બતાવવામાં, આચારમાંજ, રહેલો છે, મ્હોટપણે આ પ્રમાણે થાય છે કે ધર્મ સિદ્ધાન્તથી નીતિ રચાય છે, પણ બાલકને તો માબાપે નીતિના સાદા ઉપદેશો એવે પ્રકારે આપવાના છે કે જેમાંથી છેવટ ધર્મ નિશ્ચય મનમાં ઉદય થાય. બાલકને નીતિ શીખવવાનો માર્ગ પાછો અનુકરણ શક્તિદ્વારાજ છે. સાદા ઉપદેશથી કે નીતિનાં વ્યાખ્યાનોથી બાલકને અનુકરણ કરવા જેવો કશો પદાર્થ મળી શકતો નથી. માટે તે માર્ગ સર્વથા નકામો ગણાય છે. જેમાંથી સારી નીતિ ફલતી હોય એવી વાતો અને કહાણીઓ તેને સંભળાવવી કેમકે એમ કરવાથી, એની સ્મરણ શક્તિ અને વિચારશક્તિ તથા કલ્પનાશક્તિ પણ, નીતિ ભેગીજ, ખીલતી ચાલશે. પણ સારી પેઠે સ્મરી રાખવું કે બાલક જેવું જેનાર, અવલોકન કરનાર ને તેથીજ અનુકરણ કરનાર, કોઇ નથી, તેણે ગમે તેવી નીતિની વાત સાંભળી હોય, ગમે તેવી માબાપની આજ્ઞા માથે લીધી હોય, તોપણ તેના દીઠામાં જો એ નીતિ અને એ આજ્ઞાની વિરુદ્ધ કાંઇ પણ વાત આવી તો તુરત તેને। નિશ્ચય શિથિલ થઇ જવાને।, ને તે ધારેલે માર્ગે નહિજ ચાલવાનું. વાર્તા, ઉપદેશ, એ સર્વ કરતાં ઉત્તમ માર્ગ બાલકને તાદૃશ નીતિવૃત્તિનાં દૃષ્ટાન્ત બતાવવાને। છે. તે દૃષ્ટાન્ત જાણી જોઇ ઉભાં કરીને બતાવવાં એમ નહિ, કેમકે એમ થવાથી તો જે ઢોંગથી તે દૃષ્ટાન્ત ઉભું કરાયું છે તે ઢોંગ પણ બાલક શીખી લે છે. કરવું એમ જોઇએ કે નિત્ય સરલ વ્યવહારમાંજ માબાપ નોકર ચાકર તથા બાલકના સંબંધમાં આવનારાં સર્વની રીતભાત એવી સ્વાભાવિક નીતિવાળી જોઇએ કે જેથી બાલક તેજ દેખે ને તેજ ગ્રહણ કરે. જેની ખરી અપેક્ષા છે તે એ છે કે માણસનું હૃદય નિર્મલ મૃદુ અને વિશાલ થાય; લાખોગણી વિદ્યા તેના માથામાં ભરેલી હોય તે હૃદયની યોગ્યતા વિના નકામીજ જાણવી. આવો હૃદયને। વિસ્તાર લેને, પોતાનાં સંબંધીઓ તેવા

હૃદય વિસ્તારનાં જે કૃત્ય કરે, તેમાંથીજ સમજાય છે, કેમકે બાલક તાદૃશ વસ્તુ વિના બીજું કશું જોઇ કે સમજી શકતું નથી. એટલાજ માટે બાલકને નઠારા શિક્ષકના હાથ નીચે કે હલકા નોકર ચાકરોના સંબંધમાં ન જવા દેવું. નઠારા ને હલકા એટલે તેના વ્યવહારમાં કનિષ્ઠ એમ જાણવું. બાલક જ્યાં સુધી યથાર્થ ગ્રહણ કરવાં સમર્થ ન હોય, તથા તેનું શરીર પૂરૂં ખીલ્યું ના હોય ત્યાં સુધી તેને નીશાળે મોકલવું બહુ હાનિકારક છે. ઓછામાં ઓછાં સાત વર્ષ પછીજ બાલકને નીશાળે જવા દેવું, ને તે સમયે પણ ઉત્તમ નીતિવાળા મહેતાજીને સોંપવું. ત્યાં સુધી તો મા બાપેજ તેને પોતાની પાસે રાખી તેનું શરીર, તેનું મન, તેની નીતિ, તેની ધર્મબુદ્ધિ, બધું ધીમે ધીમે ખીલવવું.

મા બાપે કે બીજાં કોઇએ બાલકને લાડથી કે ફુલાવવાની ઇચ્છાથી પણ કોઇ પ્રકારે અયોગ્ય આચાર નજરે પાડવો નહિ, તે એટલે સુધી કે તેને "મારીશ" એમ પણ જો તેને મારવાનો વિચાર ન હોય તો, જુઠો ભય બતાવો નહિ. એમાંથી બાલકને જુઠી વાતો કરવાની ટેવ પડે છે, ને એમ તે ધીમે ધીમે જુઠને માર્ગે ચઢે છે. એમ નથી સમજવાનું કે બાલકને રમવા જમવાનો સમય ન આપતાં, માબાપના સદાચારનાં પ્રેક્ષકજ કરી રાખવાં, પણ એમ જાણવું કે રમવામાં ખાવામાં પીવામાં સર્વત્ર બાલકને યોગ્ય માર્ગજ લક્ષમાં ઠરવા જેવું કરી આપવું. બાલકને ભય પમાડીને કોઇ માર્ગે ચઢાવવાની જે સામાન્ય રીતિ છે તે બહુ અયોગ્ય છે, કેમકે કોઇ પ્રકારના દબાણથી જે કામ બાલક કરે છે તે, જ્યારે દબાણ ન હોય ત્યારે કરતું નથી, ને તેથી તે કામની કીમત પણ સમજતું નથી. માટે જેમ બને તેમ માત્ર કરી બતાવેલું જોઇનેજ તેમ કરે એવો માર્ગ લેવો, અને કામ પોતેજ સારૂં છે માટે કરવું છે એવી બુદ્ધિ બાલકનામાં ઉદય પામે તેવી યોજના રચવી.

આ પ્રમાણે નીતિનો ઉત્તમ આચાર, જેને એક શબ્દે કહીએ તો, હૃદય વિસ્તાર અથવા સદ્વૃત્તિ એ નામ અપાય છે તે બાલકના મનમાં ઠસાવવો. એમ થયા પછી, અથવા એમ થતું ચાલશે તેમ, બાલકના મનમાં ધીમે ધીમે ધર્મવાસના ઉપજતી ચાલશે, ને છેવટ તે નિશ્ચય દૃઢ થતાં નીતિનો જે માર્ગ તેણે લીધો હશે તે પણ તેને દૃઢ બેશી જશે. જ્યારે ધર્મ અને નીતિ આ પ્રમાણે પોતાના લોહી રૂપ થઇ જાય ત્યારેજ તે ખરાં સુખદાયક થાય.

અત્રે આટલો સામાન્ય વિવેક બતાવવો પૂર્ણ છે. સદ્વૃત્તિ તથા ધર્મ એ વિષયોના જે જે પાઠ આવી ગયા તે બધા માતાના લક્ષમાં યથાર્થ રીતે ઠસ્યા હશે તો તેમાં બતાવેલા સિદ્ધાન્ત બાલકના લક્ષમાં ઉતરે તેવી રીતે

યોજના કરવી તે ચતુર માતા સહજમાં શોધી લેશે, કેમકે માતાના જેવું બાલકની સંભાળ કરનાર કોઇ નથી. આમ શરીર મન, નીતિ અને ધર્મ ચારે વાતમાં બાલકની પૂરી સંભાળ કરવાને પ્રત્યેક સ્ત્રીએ માતા થતા પૂર્વે તૈયાર થવું જોઇએ, નહિ તો પોતાને તેમ બાલકને જીવતા સુધી દુઃખ વિના બીજું મળી શકશે નહિ.

---

## પ્રાર્થના.

### ૧૬.

આપણી અદૃશ્ય પણ સર્વદા આપણી દૃષ્ટિ આગળજ હોય એવા કોઇ સર્વ શક્તિમાનને આપણે કાંઇ પણ પીડા, દુઃખ, વિટંબના, પડતાં સંભારીએ છીએ, 'ને તું સહાય થા' એમ અત્યંત આર્દ્રભાવે બોલીએ છીએ. સાધારણું લોક આવું કરે છે, સુધરેલા લોક દર અઠવાડીએ પોતાનાં પાપની ક્ષમા માગવાને મંદિરમાં જઇ સર્વશક્તિમાનને સ્તવે છે; ધાર્મિક હોય તો રોજ પોતાના ઘરમાં ઘડી ઘડી તેમ કરે છે. આનું નામ પ્રાર્થના કહેવાય છે. ને જેમ બીજી બધી વાતમાં સુધારો થયો છે તેમ ધર્મમાં પણ જે સુધારો થયો છે તેનું રૂપ છે. વગર સુધરેલા લોક તો નિત્ય સ્નાન સંધ્યા પૂજા માલા ઇત્યાદિ કરે છે; પણ પરમાત્માને સંતોષવા માટે કાંઈ એવા આડંબરની અપેક્ષા નથી, એટલે સાદી પ્રાર્થનાજ પૂર્ણ છે, એમ માની બીજા લોક તેમને હસે છે. પ્રાર્થના એટલે શું? એ વાત સમજતા પહેલાં પ્રાર્થના કરવાની શી અપેક્ષા છે એ સમજવાની બહુ આવશ્યકતા છે.

આ વિશ્વની આનંદમય અને નિયમિત રચના ચાલે છે, તેનો ચલાવનાર એમ કરવા માટે લેશ પણ ઉપકાર કે સ્તુતિની આશા રાખતો નથી, કેમકે એવી આશાથી કરેલું કામ સંસારમાં પણ નીચું ગણાય છે, તો પરમાર્થમાં તો અતિ અયોગ્ય ગણાવુંજ જોઇએ. તેમ આપણે પોતે તે કાર્યનો ઉપકાર માની બહુ ઉત્સાહથી તેના કર્તાની સ્તુતિ કરીએ તેથી તે કાંઇ રાજી થઇ જવાનો નથી, કે પોતાના જે સિદ્ધ નિયમો છે તેનો એક અંકોડો પણ ઢીલો કરવાનો નથી. ત્યારે બંને પાસાથી જોતાં કેવલ સ્તુતિ રૂપી પ્રાર્થના ગાવી કે જપવી એ કોઇ ઉપયોગની વાત લાગતી નથી. એવી સ્તુતિ સાંભળે તેવો કોઈ કર્તા આપણાથી જુદો, તટસ્થ રહી, બધું નિયમતો હોય એમ માનવાથી પ્રાર્થનાનો વિચાર પેદા થાય છે, ને તે પ્રાર્થના આપણે કહ્યું તેવી રીતે એક રીતે ઉપયોગની જણાતી નથી. અને જેની પ્રાર્થના ઉપયોગ વિનાની જણાય છે, તેવાંજ જપ તપ સ્નાન સંધ્યા પણ જણાય.

પણ જ્યારે એમ જાણીએ કે પરમાત્મા તો કેવલ જ્ઞાનરૂપે છે, ને વસ્તુમાત્રમાં, જેને આપણે ખાલી જગો કહીએ છીએ તે સુધાંતમાં પણ, ભરપૂર રહેલો છે, ત્યારે તે આત્માને સમજી અનુભવવામાંજ બધાં કર્મ, બધી પ્રાર્થના, બધાં જપ સ્નાન સંધ્યા, સર્વનો સમાસ થઇ જાય છે. પણ એમ સમજ્યા પછી જે જે કામ થાય છે તેનો હેતુ સ્તુતિ કરવાનો નથી હોતો, ઉપકાર માનવાનો નથી હોતો, દુઃખ ક્લેશ ક્લેવરાવવાનો નથી હોતો, પણ આત્મા જે જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય છે, તેવા જ્ઞાનમય, એકરસ, આનંદમય, અને નિત્ય થવા પ્રયત્ન કરવો એવો હોય છે.

ત્યારે તો એવો પ્રશ્ન ઉભો થાય છે કે આત્મા બધે છે, ને તે પોતે જ્ઞાન આનંદમય છે, ત્યારે કોઇ વસ્તુ આત્મા વિનાની તો છેજ નહિ, અને તેથી કોઇ વસ્તુ જ્ઞાનને આનંદ વિનાની એટલે અજ્ઞાન કે દુઃખ રૂપ જણાવીજ ન જોઇએ; છતાં બધો સંસાર દુઃખ ને અજ્ઞાનનો ભંડારજ જણાય છે એ શું ? આગળ પુનર્જન્મના પાઠમાં એમ કહ્યું છે કે અંતઃકરણ એવું કાંઇક જડ અને ચેતનના સંબંધમાંથી પેદા થાય છે. ને એ અંતઃકરણના મન અને બુદ્ધિ એવા ભેદ છે. જડ એ જે કહ્યું તે ચેતન ભેગુંજ રહે છે; ચેતન વિના તેને જાણી શકાયજ નહિ ને "તે છે" એવું લાગેજ નહિ. જડ ને ચેતનનો સંબંધ ધર્મ વિષેના બીજા પાઠમાં કહ્યો છે તે પ્રમાણે બધું આત્મામય તો છેજ, પણ તેમાં અંતઃકરણ પેદા થાય છે. એ અંતઃકરણમાં જે મન છે તેજ ભાતભાતના પદાર્થ જુએ છે, ભોગવે છે, નવા નવા ઉપજાવે છે, ને એમ પોતાને અનુકૂલ હોય તેમાં સુખ કે રાગ માને છે, ને પ્રતિકૂલ હોય તેમાં દુઃખ કે દ્વેષ ધરે છે. મનનો ધર્મજ કલ્પના કરવાનો છે, ને જે જે વસ્તુ આપણે જોઇએ તે વસ્તુ ઉપર, આંખને દ્વારે થઇને મન ચોટે છે. મન પોતે એ વસ્તુનુંજ રૂપ ધારણ કરે છે ને એમ તે વસ્તુ આપણે જાણી એમ કહેવાય છે. એટલે વસ્તુ તો ખરેખરી શું છે તે કાંઇ જણાતું નથી પણ મન એ વસ્તુના રૂપ જેવું રૂપ લે છે તેથી આપણે તેને જાણી એમ સમજીએ છીએ. મનનો આવી જે કલ્પના કરવાનો સ્વભાવ તે બહુ ચંચલ છે, ક્ષણ પણ અટકી શકતો નથી, ને રાત દિવસ મન કલ્પનાઓ કર્યાંજ કરે છે, અને પોતાને અનુકૂલ પ્રતિકૂલ ઘાટ બાંધે છે. આ પ્રમાણે મનનું જે વસ્તુ પદાર્થ વિચાર આદિમાં પ્રસરવું તેને વૃત્તિ કહે છે. માણસોને સુખ દુઃખ જે જે થાય છે, જ્ઞાન અજ્ઞાન સમજાય છે, એ બધો વૃત્તિનો ખેલ છે, ત્યારે વૃત્તિ અટકે તો એ જે જુદી જુદી વિરુદ્ધ વા-

તેનાં જોડકાં છે તે બધાં નાશ પામે, ને બધું જેવું છે તેવું એટલે આત્મામય, એટલે જ્ઞાન આનંદ ઇત્યાદિ રૂપેજ સમજાય. એનો અનુભવ કાંઇક ભાગે આપણને ગાઢ નિદ્રામાં થાય છે; તે સમયે પણ વૃત્તિ નથીજ હતી એમ નહિ, કેવલ એકજ આકારવાળી હોય છે, તેથી આપણને મૂલના આત્માસ્વરૂપનો આનંદરૂપે અનુભવ થાય છે. સાધારણ વ્યવહારમાં પણ જોઇએ છીએ કે જેની વૃત્તિ થોડી વિક્ષેપવાળી હોય છે તેને વધારે આનંદ હોય છે, જેની વૃત્તિ બહુ વિક્ષિપ્ત હોય છે તેને બહુ કલેષ હોય છે. માટે અત્યંત વૃત્તિ અટકે તોજ ખરૂં સુખ અનુભવાય. જેમ હીરા ઉપર મેલ ચઢી જવાથી તે પ્રકાશ વિનાનો પથરો લાગે છે તેમ આત્માને વૃત્તિ રૂપી મેલ ઢાંકી નાંખે છે ને તેનો જે જ્ઞાન આનંદ આદિ સ્વભાવ તે અનુભવાતો નથી.

જે રીતેં વૃત્તિ અટકે એમ કરવું એ સર્વ ધર્મ કર્મનો હેતુ હોવો જોઇએ. વૃત્તિ મનનો ધર્મ છે, ને મન જે છે તે, ઘણે ભાગે, શરીરને આધીન છે. જે આહાર વિહાર થાય તે બધાં શરીરને, ને તેમાંથી મનને અસર કરે છે. માટે શરીર શુદ્ધ રહે અને મન પણ શુદ્ધ રહે તો વૃત્તિ સ્થિર થાય, ને વૃત્તિ સ્થિર થાય, તો પછી આત્મા ઉપરજ તેને લગાડી દેવાથી આત્માનો અનુભવ થઇ, કોઇ દિવસ, દુઃખ જણાયજ નહિ, સ્નાન, સંધ્યા, જપ, તપ, જે જે થાય તેનો હેતુ શરીર અને મનની શુદ્ધિ કરી વૃત્તિને સ્થિર કરવાનો હોવો જોઇએ, ને તેમજ છે. વૃત્તિ સ્થિર થાય ત્યારે સંતોષ અને સમાધાન ઉદય પામે છે, ને જે પોતાને પ્રાપ્ત થયું હોય તે યોગ્ય છે એમ જણાય છે તથા તેમાં આનંદ લાગે છે, અને આ સંસારમાં સંતોષ અને સમાધાન એ પારસમણિ છે, કેમકે તેમના સ્પર્શથી દુઃખ રૂપી લોહ અને પાષાણનું પણ સુખ રૂપી સુવર્ણ થઇ જાય છે. ત્યારે વૃત્તિને સ્થિર કરવા પ્રયત્ન કરવોજ જોઇએ વૃત્તિ સ્થિર થઇ તો પછી જે કરવું હોય તે થાય છે. વ્યવહારમાં પણ એ વાત અનુભવસિદ્ધ છે. કોઈ પણ કામ સ્થિરવૃત્તિથી તે કામમાં પરોવાયા વિના સિદ્ધ થતું નથી. એમજ સ્થિરવૃત્તિને આત્મા ઉપર દૃઢ કરવી, કે આત્માનો સ્વાભાવિક પ્રકાશ સહજમાં આનંદ પમાડે, આમ થવાથી બહાર પ્રસરી ગએલી વૃત્તિઓ અંતર્મુખ થાય છે એટલે પોતાના આધાર ભણી વળે છે. જે જે ધર્મક્રિયાઓ તથા પ્રાર્થના છે તેનો હેતુ વૃત્તિની સ્થિરતા અને તેના આત્મા ઉપર દૃઢતા કરાવવાનોજ છે. એમ ન થાય તો તે ક્રિયાઓના ચાળા કરવાથી કશો લાભ નથી. પણ આવી રીતે વૃત્તિ દૃઢ તથા સ્થિર થાય.

એમાં એ વૃત્તિ કોઇ કોઇ વાર ચાલે એવો સંભવ રહે છે. જ્યારે વૃત્તિ નિત્ય આત્મામાંજ મરી જાય, ને ફરી ઉદય પામેજ નહિ, ત્યારે પરમસુખ જેને એકરસ મોક્ષ કહે છે તે થાય છે. એનેજ યોગશાસ્ત્રમાં સમાધિ કહે છે. જેને આમ થાય છે તે જાણતાં નથી કે અમને એમ થયું છે, કેમકે એમ જણાવું એ તો વૃત્તિજ થઈ.

ત્યારે હવે પ્રાર્થનાનો પણ હેતુ સમજાઇ શકાશે. વૃત્તિને સ્થિર કરી આપણે જેને આત્મા, ઇશ્વર, પરમદેવ, જાણતાં હોઇએ તેના ઉપર દૃઢ કરવી, ને છેવટ, તે રૂપજ રહે એમ કરી દેવી તે ખરી પ્રાર્થના છે. એનેજ યોગશાસ્ત્રમાં ધ્યાન કહે છે. નિરંતર એમ થાય ત્યારેજ સ્વતંત્ર એકભાવ અનુભવાય છે, ને આનંદ વિના બીજુ કાંઇ સંભવતુંજ નથી. કેવલ સ્તુતિ ગાવી કે ભણવી, પાઠ કરવો કે કરાવવો, એમાં કશું ફલ નથી. પ્રાર્થના કરનારા એક બીજી વાત પણ પૂછશે કે કરેલાં પાપના પ્રાયશ્ચિત અથવા પશ્ચાત્તાપથી કાંઇ ફલ ખરૂં કે નહિ? ફલ ખરૂંજ, પણ તે એટલુંજ કે તેવું કર્મ કરવાની વૃત્તિ ફરીથી ન થાય, અને તે કર્યાને લીધે જે વૃત્તિ તથા શરીરમાં વિક્ષેપ થયો હોય તે સુધરે. એમાં પણ જે સુધારો થાય તે ભવિષ્યને માટે થાય. પણ તેથી ભુત સમયમાં જે પેલા પાપને લીધે હાનિ થઇ હોય તે કાંઇ ફલ પેદા કર્યા વિના રહે નહિ. વૃત્તિની સ્થિરતા એજ સર્વત્ર મુખ્ય વાત છે; ને થયેલા રોગના ઓસડ કરતાં રોગ ન થવા દેવો એ વધારે ડહાપણ ભરેલું છે.

હજુ એક બીજી વાત રહી, પ્રાર્થના કે તેવાંજ જપ હોમ આદિથી લોકો ધારેલાં કામ કરાવવા ઇચ્છે છે એમ કેમ થતું હશે? એવું જે પ્રવર્તવું તે તો વૃત્તિને વધારે વિક્ષેપ પમાડવાનું કામ છે, ને પરિણામે દુઃખજ આપે છે. પણ એમાં કદાપિ ફલ મળતું હોય તો, તે પ્રાર્થના કે જપ હોમથી રાજી થઇને કોઇ આપતું નથી, પણ પોતાની વૃત્તિજ અતિ બલવતી થઇને ફલને ખેંચી લાવે છે. મનમાં બહુ વેગથી જે સંકલ્પ થાય તે ઘણીવાર સફલ થાય છે, એવોજ આ પણ પ્રકાર છે, છતાં તે કાંઇ શ્રેયનો માર્ગ નથી.

મનની વૃત્તિનો અત્યંત અટકાવ થઇ, તે વૃત્તિ સર્વ વ્યાપી એકરસ આત્મમય થઇ જાય, ને તેમ થયું છે એ પણ જાણવાની વૃત્તિ ન રહે, એજ ખરા સુખના અનુભવનો પ્રસંગ છે. એજ ખરૂં ધર્મકર્મ છે, એજ ખરી પ્રાર્થના છે.

---

# મનુષ્યત્વ.

## ૧૭.

આહાર, વિહાર, ભય, નિદ્રા એટલાં વાનાં પશુ અને મનુષ્ય ઉભયને સરખાં છે ને એ રીતે જોતાં તો માણસ અને પશુમાં કાંઇ ભેદ નથી. માણસ અને પશુ વચ્ચે ભેદ પેદા થવાનું કારણ, "માણસને જીવ છે પશુને નથી" એવું કોઇ બતાવે છે તે પણ જે રીતે આપણે જીવ અને આત્મા એ શબ્દને સમજતાં આવ્યાં છીએ તે રીતે ખરૂં લાગતું નથી, કેમકે જીવ:પણ બધે છે, ને આત્મા પણ બધે છે. માણસ ને પશુ બે સરખાં જણાવવા સમયેજ પ્રખ્યાત શ્રી ભર્તૃહરીએ કહ્યું છે કે માણસમાં ધર્મ છે, જેને લીધે તે પશુનાથી શ્રેષ્ટ છે. ધર્મ એટલે શું તે આગળના પાઠોમાં કહેવામાં આવ્યું છે, ને તેનો અર્થ એટલોજ થાય છે કે માણસ પોતામાં જે આત્મા છે, તે જે સર્વત્ર વ્યાપી રહેલો છે, તેને અનુભવી શકે છે, તેની એકતા જાણી શકે છે, પશુઓ માત્ર જુએ છે, વિચારે છે, રાગદ્વેષ પામેછે; પણ તે જોવા વિચારવા ઇત્યાદિના મૂલ કારણરૂપે તે પોતાના આત્માને વિચારી શકતાં નથી, તે તે આત્માનો સર્વમય સ્વભાવ પણ જાણી શકતાં નથી. જ્યાં સુધી આવો સર્વમય આત્મભાવ અનુભવાતો નથી ત્યાં સુધી રાગદ્વેષ પેદા કરવાવાળુ મન મરી જતું નથી, ને સંસારની વાસના છૂટતી નથી. એ પ્રમાણે થવું એ કેવલ આ દુનીયાંમાંજ સંભવે છે, એમ આપણે પુનર્જન્મના પાઠમાં કહ્યું છે. માટે અહીં જે જન્મ છે તે ઉત્તમ છે, તેમાં પણ મનુષ્ય દેહ ઉત્તમોત્તમ છે. મનુષ્ય દેહ આવ્યા છતાં જેનાથી આત્મભાવ પામવા ઉપર કાંઇ કરી શકાતું નથી, તે મનુષ્ય છતાં પશુજ છે એમ પણ શ્રી ભર્તૃહરીએ છેવટ કહ્યું છે તે, આ પ્રમાણે વિચારતાં યથાર્થ છે.

મનુષ્યમાં પણ રૂપ રંગ જ્ઞાતિ દેશકાલ ઇત્યાદિથી પડી ગયેલા ભેદને લીધે જે જે વિભાગ થઇ આવ્યા છે તેને વળગી રહી જુદાઇ સમજવી એજ પાપનું મૂલ છે, બધાં મનુષ્ય એકજ છે; મનુષ્ય તો શું પણ પ્રાણીમાત્ર એકજ છે. પ્રાણીમાત્ર શું પણ આખું વિશ્વ એક છે. એમ જેનાથી અનુભવાય તેનેજ પરમ આનંદ થાય છે. એનુંજ નામ મોક્ષ. જેને એવું થાય છે તેને પોતાને કશું કરવાનું રહેતું નથી. વિશ્વરચનાજ એવી છે કે તેમાં નિરંતર ઉત્તરોત્તર વૃદ્ધિજ થયાં જાય છે, જે જે દુઃખ મંદવાડ તાપ પશ્ચાતાપ ઇત્યાદિ જણાય છે, તે માણસોનાં રોગી તન અને મનને સાજાં કરવાનાં ઔષધ છે. વિશ્વનિયમજ એવો છે કે વધારે ખાધું હોય તો તાવ

આવે કે ઉલટી થાય અને વધારાનો ખોરાક પચી જાય કે નિકળી જાય તોજ નિરાંત વળે; વિશ્વસ્થિતિ સર્વદા પોતાની જે સુખરૂપ સમતા છે તેજ પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે. એમાં માણસો પોતાનાં રાગદ્વેષથી આંધળાં થઇ વિક્ષેપ કરે છે, ત્યારેજ વધારે વેદના વેઠવી પડે છે. જેને એકાત્મભાવ થવાથી રાગદ્વેષ મટી જાય તેનું તનમન સર્વદા વિશ્વના નિયમ પ્રમાણેજ ચાલે એટલે તેને પોતાને કશી વેદના વેઠવી પડે નહિ. એમ જે કેવલ નિર્વાસનાની સ્થિતિ થાય તે મોક્ષ. મોક્ષ તે કાંઇ મુવા પછી થતો નથી, કે કોઇ ઠેકાણે સ્વર્ગમાં કે અમુક લોકમાં પૂરાઇ રહેવાથી થતો નથી; પણ વાસના ક્ષયથી થાય છે. એવું તો કંઇજ નથી કે જે રાત દિવસ વિશ્વક્રમના નિયમથી ગતિમાં ન રહેતું હોય. બ્રહ્માદિથી તે નાના રજકણ સુધી પણ બધું અનિત્ય છે. ત્યારે મોક્ષ પણ અનિત્ય ન હોય એમ નથી. પણ તેમાં થોડો વિવેક સમજવાનો છે. વિશ્વક્રમનો જે નિયમ ‘ મરણ અને જન્મ ’ એમ પ્રવર્તે છે તેનાથી મુક્ત લોકનાં શરીર પણ છૂટાં નથી, ભેદ એટલોજ કે આપણા જેવાં પામરના કરતાં કોટિ વર્ષે, કોટિયુગે, કોટિકલ્પે, ને તે મહા મનુષ્યરૂપે, દેવરૂપે, કે ઇશ્વરરૂપે, તે અવતરે છે. પણ તેમનામાં જે વાસનારૂપી દેહ, રાગદ્વેષ પેદા કરી તેમને બંધનમાં પાડનાર છે, તે મરી ગયેલો હોય એટલે જ્યારથી તે મરી ગયો ત્યારથી તેમનો મોક્ષ સનાતનને માટે—કહ્યાં તે પ્રમાણે રૂપ થાય તોપણ—થઇ ચુકેલોજ છે, નિત્ય છે. એ વાસનાનો નાશ આત્મભાવ થવાથી થાય છે. માટે આત્મભાવ પામવાને પ્રયત્નપરાયણ રહેવું એજ દુર્લભ મનુષ્ય ભવ પામી કરવાનું મુખ્ય કર્મ છે.

કોઇ કહેશે કે આતો વૈરાગ્યની વાત છે. એને વિરાગ કહો તેના કરતાં અતિ ઉત્તમ રાગ કહો, પ્રેમ કહો તો વધારે સારૂ. વિરાગ અથવા વૈરાગ્ય શબ્દનો અર્થ પણ એવોજ છે. રાગ એટલે અમુક વસ્તુ પદાર્થ ઇત્યાદિ ઉપર આપણા મનની આસક્તિ, ને તેવી એક એક વસ્તુ ઉપર આસક્તિ હોય તે ઉઠી જવી એનું નામ વિરાગ. પણ વૃત્તિ કશાના આધાર વિના રહી શકતી નથી, ત્યારે વસ્તુ આદિ ઉપરથી જે વૃત્તિ ઉઠી ગઇ તે બીજા કશા ઉપર ઠરવી જોઇએ. તે જે ઉપર ઠરે તે એક એક વસ્તુ નહિ પણ સર્વ વસ્તુ, તે સમગ્ર વિશ્વ, આત્મા એમ સમજવું, ને એમ જે થાય તેજ ખરો પ્રેમ અથવા ખરો વિરાગ. આવો જે પ્રેમ તેજ વિરાગ છે એટલે ભગવાં કરવાં, ઘર તજવું, કે દંડકમંડલું ધારણ કરવાં તેજ વિરાગ નથી. ત્યાગ કરવો એજ વિરાગ. ત્યાગ કરવો એજ વિરાગ હોય તો પણ

શાનો ત્યાગ કરાય છે? ખાવા જોઇએ છીએ, પીવા જોઇએ છીએ, ઉંઘવું પડે છે, શરીર બધી ક્રિયાઓ કરે છે, ને કોઇ વાર માન પ્રતિષ્ઠા પણ જોઇએ છીએ, તો શાનો ત્યાગ થયો? ખરો ત્યાગ માત્ર મનની વાસના અને રાગ તજવામાંજ છે, ને તેમ થાય એટલે ગૃહસ્થ હોય કે યોગી હોય તોપણ પરમ આનંદમાંજ છે, શ્રીમદ્‌ભગવતગીતામાં પણ સન્યાસનો અર્થ એવોજ કહ્યો છે. પરપ્રેમ એજ ખરા સન્યાસનું લક્ષણ છે, ને તે પરપ્રેમનો અભ્યાસ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી સાથે રેહેવામાંથી થાય છે. પતિ છે ને સ્ત્રીનો દેવ છે, ગુરુ છે, એ બધું ખરૂં છે, પણ તેથી એમ અર્થ નથી કે સ્ત્રી તેની ગુલામ છે. સ્ત્રીએ કશું ઉપાર્જન કરવાનું નથી એમ બતાવવા માટે પતિને ગુરુ, દેવ, ઇત્યાદિ કહ્યો છે, પણ સ્ત્રી પોતે તો પ્રેમદેવતા છે, ને એ રીતે એના પતિથી પણ અધિક છે, કેમકે તેની પાસે પ્રેમ શીખવામાં તે તેનો શિષ્ય છે. સ્ત્રીપુરુષના સાથે રહેવાથી પ્રેમનો મહિમા સમજાય છે, ને એમ એનું એક રૂપ થતું જાય, તેમાંથી અનેકનું એકરૂપ થવાનું પણ પરિણામે ફલે છે. આવા કંઇક વિચારથીજ કહ્યું છે કે ગૃહસ્થાશ્રમ લીધા પછીજ સન્યાસી થવું. શાસ્ત્રનો હેતુ સર્વત્ર આત્મભાવ અનુભવવાનોજ છે, ત્યારે તેમાં વિરાગ એટલે ત્યાગ કરીને નાશી જવું એવો ભાવ પણ નથી એ વાત આમ સ્પષ્ટ થાય છે. પ્રવૃત્તિ તો કદાપિ અટકતી નથી, પણ એકાત્મભાવ થાય એજ પરમાનંદની દશા છે, ને તે ગમે તે સમયે પણ વેગ પૂર્વક સંકલ્પ થાય તો સિદ્ધ થઇ શકે છે.

મનુષ્યદેહ પામી ક્ષણિક સુખના લોભમાં પડી રાગદ્વેષમાં પીડા રૂપ જીવિત ગાળવું એજ સંસારમાં રચીપચી ગયેલા જીવો ઘણું કરીને કરે છે. એમ કરતાં જેને ન આવડે તેને પોતાનાથી ઓછાં ડાહ્યાં ગણવા સુધી પણ હીંમત કરે છે. પણ એવાં સ્ત્રીપુરૂષ ગુણકીર્તન કરવાને આપેલી આ જીભનો નિંદા કરવામાં ગેરઉપયોગ કરે છે, એકાત્મભાવ પરખવાને આપેલી આંખનો ભેદભાવ વધારવામાં પ્રયોગ પ્રેરે છે, પ્રેમરસ સાંભળવાને આપેલા શ્રવણનો દ્વેષમય ઝેર પીવામાં બીગાડ કરે છે, સમાનભાવ સુંઘવાની નાસાનો વિષમભાવ ફુંકવામાં અવળો ભાવ ભજવે છે, ને એમ પ્રત્યેક ઇંદ્રિયનો સારાને ઠામે નઠારો ઉપયોગ કરી મનને પાપમય વાસનાઓથી ભરી નાંખે છે. એનું પરિણામ દુઃખ, ક્લેષ, અલ્પાયુષ્, એવું, થાય છે, ને જન્મોજન્મ તે ભોગવાય છે. એક ક્ષણ પણ સર્વાત્મભાવમાં જીવ પરોવાય તો તેટલામાંજ અનન્ત ઇંદ્રપુરીનું સુખ સમજાય છે. નિત્ય એમ થાય તો સુખની અવધિજ ક્યાં રહે? શાસ્ત્ર પણ કહે છે કે જેણે એક ક્ષણ પણ આત્મભાવ અનુભવવા

પ્રયત્ન કર્યો છે, તેણે બધાં તીર્થ કર્યાં છે. સમસ્ત પ્રકારનાં દાન આપ્યાં છે, સહસ્ત્રાવધિ યજ્ઞો કર્યા છે, જે જે પુણ્ય કહેવાય તે કર્યું છે; ને તેજ સર્વ માન્ય અને સર્વ પૂજ્ય છે, દર્શનથીંજ પાપ હરે તેવાં છે. આવા આત્મભાવનુંજ રાત દિવસ શ્રવણ અવલોકન કરવું: તેમાંથી ગ્રહણ કર્યું હોય તેનું મનન કરી તેને મનમાં દઢ કરવું; ને તે દઢ કરેલાનું નિદિધ્યાસન કરવું એટલે તે એવી રીતે પચવવું કે તેનાથી વિરુદ્ધ એક પણ વૃત્તિ [illegible] થાય, તે રુપજ થવાય.

ગમે તેવા સુખથી, ગમે તેવી કીર્તિથી, ગમે તેવી આશાથી, કદાપિ આત્મભાવનો મંત્ર ભુલવો નહિ, ને જે મનમાં હોય તેજ કહેવું, તેજ કરવું એમાંજ કલ્યાણ છે; એમ થાય ત્યારેજ મનુષ્ય થવાનું મનુષ્યપણું સાર્થક છે.

---

# સન્નારી.

## સીતા. ભાગ—૪

### ૧૮.

અગ્નિમાં પ્રવેશ કરી અતિ વિશુદ્ધ થઇ પવિત્રતાની પૂર્ણ કસોટીએ પાર ઉતરેલાં સીતા, રામ સાથે અયોધ્યામાં અનેક પ્રકારે આનંદ કરવા લાગ્યાં. લક્ષ્મણ, ભરત, શત્રુઘ્નાદિ પણ તેમની સેવામાં તત્પર રહેતાં. એમ દિવસ જતાં સીતાને પેટ ગર્ભ રહ્યો. તે ગર્ભ ઉત્તમમાં ઉત્તમ નીવડે એવી બુદ્ધિથી, સર્વે સીતાને જેમ સુખ થાય, અને સીતાની મનોવૃત્તિ જેમ પ્રફુલ્લ રહે તેમ કરવા લાગ્યાં. એમ રામ સીતા અનેક પ્રકારે આનંદમાં હતાં, તેવામાં રામે રાજ્યની પણ ઓછી સંભાળ રાખી ન હતી, ચારે પાસા ગુપ્ત ચારો મોકલીને પોતે પ્રતિરાત્રી નગરવૃત્તાન્ત શ્રવણ કરતા, અને જે યોગ્ય લાગે તે વ્યવસ્થા કરતા. એવામાં એક દિવસ દુર્મુખ નામના એક ચારે આવીને નિવેદન કર્યું કે મહારાજ! લોક એમ કહે છે કે રામે તો દશરથને પણ વીસારે પાડયા. ત્યારે રામે કહ્યું કે એ વાત મારે સાંભળવી નથી, પણ જેથી એમાં કાંઇ દોષ આવતો હોય તે કહે. ત્યારે દુર્મુખે બહુ લાજ પામી, નીચું ઘાલી, ધીમેથી કહ્યું કે એક ધોબીએ ધોબણને મારતી વખત એવું કહ્યું કે હું કાંઇ રામ નથી કે પારકે ઘેર રહી આવેલી બાયડીને ઘરમાં ઘાલું. આટલું સાંભળતાંજ રામને મહા કષ્ટ પેદા થયું. સીતા નિર્દોષ છે તેની એમને ખાતરી હતી, પોતાનો સીતા ઉપર પ્રેમ પણ એવો હતો કે તેના વિના જીવવું પણ દુર્લભ થાય, પરંતુ રાજાનું મુખ્ય કર્મ એ

છે કે તેણે પ્રજાને સંતોષવી, પ્રજા રૂપ થઇ રહેવું, ને એવી નીતિ બતાવવી કે જેથી યથારાજા તથા પ્રજા એ યથાર્થ ઉત્તમ પ્રકારે સાચું થાય. આમ પ્રેમ અને રાજધર્મ બેનો ભારે વિરોધ રામના હૃદયમાં મચ્યો. તેમાં છેવટ રાજધર્મજ વિજયી થયો, અને એમ નિશ્ચય થયો કે સીતાને વનવાસ કાઢવાં. પણ એ વાત સીતાને કહેવાઇ નહિ; જનહિતાર્થે સ્વાર્થનો આટલો મ્હોટો ભોગ આપતા મહાત્માનું હૃદય પ્રેમથી વિંધાવા લાગ્યું. લક્ષ્મણને આજ્ઞા આપી, કે સીતા આજ વનલીલા જોવા જવાનાં છે, ત્યાંજ તેમને મૂકીને આવવું.

આજ્ઞાને માથે ચઢાવી લક્ષ્મણે સતી સીતાને અરણ્યમાં જઇ વાલ્મીકિના આશ્રમમાં મૂક્યાં, અથવા કવિશ્રી ભવભૂતિના આધારે કથા કહીએ તો, કેવલ અરણ્યમાંજ મૂકી દીધાં. સીતાએ બહુ ક્ષોભ પામી, અંતરનો પરિતાપ વધી જવાથી પોતાનાં માતારૂપ શ્રી ભાગીરથીમાં પડતું નાખ્યું. તેજ સમયે એમનાં ખરાં માતા પૃથ્વીએ તહીં આવી પોતાની દીકરીને હાથમાં ઝીલી લીધી, તેમને પાતાલમાં લેઇ જઇ આશ્વાસના કરી, અને તેમના જીવવડે અવતરેલા બે પુત્ર લવ અને કુશ સમેત, તેમને શ્રી વાલ્મિકિના આશ્રમમાં પોતે મૂકી આવ્યાં, ત્યાં એ બે બાલકો અનેક પ્રકારે સચવાયાં, અને એમની માતાએ પણ એમને જે જે ઉચિત હતી તે તે કેળવણી આપવામાં કસર રાખી નહિ. વાલ્મીકિએ તેમને ક્ષત્રિયને જે યોગ્ય તેવા સંસ્કાર કર્યા, અને તેમને શાસ્ત્રાભ્યાસ, તથા ધનુર્વિદ્યાભ્યાસમાં, કેળવ્યા. પોતે તે સમયે રામાયણ રચતા હતા તેમાંથી પણ તેમને નિત્ય પાઠ કરાવતા; સીતાને વનવાસ કાઢ્યાં.ત્યાં સુધીનું રામાયણ એ બાલકો ભણ્યાં.

આણી પાસા રામની પીડાની કાંઇ સીમા રહી નહિ, સીતા જેમ સાદાં વસ્ત્રાભૂષણ રાખી મહા દુઃખે દિવસ ગાળતાં હતાં તેમ રામ પણ અતિ વિકટ વેદના વેઠતા હતા. એવામાં શંબુક નામે શૂદ્ર દંડકામાં તપ કરતો હતો તેને લીધે એક બ્રાહ્મણનો પુત્ર અકાલ મૃત્યુથી મરી ગયો; તે બ્રાહ્મણે આવી રામને ફરીઆદ કરી તે ઉપરથી, રામ એ શુદ્રને હણવા ગયા. શુદ્રને રામને હાથે હણાતાં મોક્ષ થાય એવો શાપ હતો એટલે તેને તે લાભ થયો, પણ રામને તો દંડકારણ્યના પરિચિત પ્રદેશો જોઇ પૂર્વનાં વનવિહારાદિ સંભારતાં સીતા સાંભરી, અને બહુ દુઃખ પેદા થયું. એ સમયે પૂર્વે સખી વસંતીએ આવી રામને આશ્વાસન આપતાં પણ એવાં માર્મિક વચનોથી વિંધી નાખ્યા કે એમની અંતર્વેદના બહુ વધી. સીતાને પણ, અંતર્ધાન થવાની વિદ્યા આપી, એનાં માતા તથા ભાગીરથીએ તે સ્થાને આણ્યાં, એટલે

રામે તો સીતાને દીઠી નહિ, પણ સીતા રામનું દુઃખ જોઇ બહુ પીડા પામી. આવા પ્રસંગથી સીતાને પોતાના પ્રિયતમના પ્રેમની પરીક્ષા થઇ.

જુદાં પડયાં, રામ અયોધ્યા આવ્યા, સીતા આશ્રમમાં ગયાં. રામે આવીને અશ્વમેધ યજ્ઞ આરંભ્યો, તેમાં પત્ની ન હોવાથી, સુવર્ણમય સીતા કરીને બેસારી. એ યજ્ઞમાં એવો નિયમ છે કે એક અશ્વ છૂટો મૂકવો જોઇએ, ને તે જયાં જાય ત્યાં જવા દેવો જોઇએ. તેને જે કોઇ બાંધે ત્યાંથી તેને છોડાવવો જોઇએ, ને છેવટ જ્યારે દેશમાત્ર એમ વશ થાય, ત્યારે તે ઘોડાની યજ્ઞમાં આહૂતિ આપવી જોઇએ. રામે છૂટો મૂકેલો ઘોડો ફરતો ફરતો જ્યાં પેલા બાલકો રમતા હતા ત્યાં ગયો, તેમણે તેને રમતાંજ બાંધ્યો, પણ પછી જાણ પડતાં, પોતે ક્ષત્રિય હતા, એટલે યુદ્ધ આપવા તત્પર થયા, રામને જે જૃંભકાસ્ત્રો મળેલાં હતાં, તે એક સમય રામે, સીતાના ગર્ભને આપ્યાં હતાં, એટલે આ બે કુમારોને કોઇ જીતી શકયું નહિ, અને લક્ષ્મણનો પુત્ર ચંદ્રકેતુ, જે એ ઘોડાને સાચવવા નિમાયલો હતો, તે કાંઇ કરી શકયો નહિ. છેવટ પુષ્પક વિમાને ચઢી રામને પોતાને ત્યાં આવવું પડયું. એમના આવવાથી વિગ્રહ શાંત થયો; પણ પેલા બે બાલકોને જોઇ એમને અત્યંત વાત્સલ્ય પ્રેમ ઉભરાઇ આવ્યો ને રખેને એ મારા પોતાનાજ પુત્ર હોય એમ એમને લાગ્યું. બાલકોને પાસે બોલાવી આલિંગન દીધું, અને તેમની મીઠી મીઠી વાતો સાંભળતાં, તે બાલકો રામાયણની કથા કહેવા લાગ્યા, તથા એ રામાયણવાળા પૂજ્ય શ્રી રામ તે આ, એમ, પરસ્પરને બતાવી રામને સાશ્ચર્ય નીહાળવા લાગ્યા, તેથી રામને બહુ સખેદ આનંદ થયો. પણ જ્યારે બાલકોએ કહ્યું કે રામાયણ, સીતાને વનવાસ મોકલ્યાં ત્યાં સુધી આવ્યું છે, ને આપે એમ કર્યું એ સારૂ નહિ, ત્યારે તો પાછો રામનો ઉદ્વેગ સીમા વિના વધ્યો. બાલકો જાણતાં ન હતાં કે રામ એજ એમના પિતા છે, કે એમની જે માતા છે તેજ સીતા છે. રામ જેવા મહાત્માએ પણ આવા પ્રસંગે અશ્રુપાત કર્યો, પણ રાજધર્મ પ્રબલ થઇ પોતાના દુઃખને ટાળવાનો માર્ગ લેવા દઇ શકયો નહિ.

વિગ્રહ મટી ગયો; અશ્વ લઇને સર્વે પાછાં આવ્યાં, પિતા પુત્ર જુદા થયા. અશ્વમેધમાં સગાં સંબંધી, તથા વાલ્મીકિ, વસિષ્ઠ, આદિ સર્વે ઋષિઓ, અને આખા પુરના લોક, સર્વ આવ્યું હતું. વાલ્મીકિએ એવી યોજના કરી હતી કે એ યજ્ઞમંડપમાંજ એક અપૂર્વ નાટક ભજવી બતાવવું. એ નાટકનાં પાત્ર તે સીતા, તેના પુત્રો, અને ભગીરથિ તથા પૃથ્વી ઇત્યાદિ

હતાં; તે નાટકનો વિષય સીતાને વનવાસ કાઢી ત્યાંથી તે તે ગંગામાં પડી પુત્રવતી થઇ વાલ્મીકિને ત્યાં રહી ત્યાં સુધીનો હતો. આ વાત કોઇને ખબર ન હતી, પણ જેમ જેમ નાટક થતું ચાલ્યું, તેમ તેમ ખરેખરી સીતાને ખરા પુત્રો તથા બીજાં પાત્ર પણ ખરાં જોઇ, રામ મૂર્છા પામી ગયા. પૃથ્વી અને ભાગીરથીએ રામને ઠપકો દેવા માંડયો, પણ તેમણે તો પુરલોક ઉપર દૃષ્ટિ કરી, પણ પુરલોકને એ આ સમયે નિશ્ચય થઇ ગયો કે સીતા શુદ્ધ સતી છે. નાટક પૂર્ણ પણ નહોતું થયું તે પહેલાં સર્વ ઋષિ, દેવ, લોક, સર્વના જયવાદ વચ્ચે રામ સીતા ભેટયાં, ને બાલકોએ પોતાના પિતાના અંકમાં ભરાઇ પિતૃસ્નેહનો રસ પીધો.

સીતા જેવો સતીધર્મ, રામ જેવો પતિધર્મ, અને રાજધર્મ, લવ કુશ જેવો પુત્રધર્મ, કોને અનુકરણ કરવા યોગ્ય નથી ?

---

## સન્નારી.

### અનસૂયા.

### ૧૫.

કર્દમઋષિને દેવહુતિથી અનસૂયા નામે પુત્રીરત્ન પ્રાપ્ત થયું હતું. તેને અત્રિઋષિ સાથે પરણાવી હતી. પોતાના પતિની સેવા, ક્ષુધા તૃષા આદિ શ્રમ કાંઈ પણ વિચાર્યા વિના, એવા એક પ્રેમથી ને એક મનથી એ કર્યા કરતી કે એને સતી શિરોમણિની સાર્થ ઉપમા મળેલી છે, એટલુંજ નહિ પણ એવા એક નિરૂઢ પ્રેમનું ને એવી અનન્ય ભક્તિનું ફૂલ પણ તેની અપૂર્વ શક્તિથી સિદ્ધ થયેલું છે, તેનાં ઉદાહરણ પુરાણોમાં અનેક આવે છે, જેમાંથી સારમાત્ર અનન્ય પતિભક્તિ એજ સમજવાનો છે.

પતિ સેવામાં આવી રીતે લાગેલી અનસૂયાએ સો વર્ષ સુધીનો વિષમ દુકાળ, જાણતી પણ ન હોય, તેમ ગાળ્યો; અત્રિ ઋષિ તે બધો સમય સમાધિમાં હતા, પણ પોતે એ દુકાળનું એક વર્ષ બાકી હતું તેવામાં જાગ્યા. અને પોતાની પ્રાણપ્રિયા પાસે જલ માગવા લાગ્યા. અનસૂયા જલ લેવા ગઇ, ઘણે દૂર ગઇ, પણ જલ જણાય કયાં ? એવામાં પાછળથી કોઇએ કહ્યું "સખી અનસૂયા ! તારા કોમલ ચરણને ક્યાં સુધી તું આ ઉજડમાં પીડા આપશે ? આજ તે જલ કયાં હોય ! માટે પાછી જા." અનસૂયાએ પાછું વાળીને પણ જોયું નહિ, માત્ર એટલુંજ કહ્યું કે મારા પ્રાણનાથ માટે જલ લાવી આપું ત્યાં સુધી સખિ ! આ સ્થલે રહેજે, પછી હું તમ-

ને મળીશ. એમ કહી આગળ ચાલી પણ જલ મળ્યું નહિ. ત્યારે ગોદાવરી, સરસ્વતી, નર્મદા, આદિ મહા નદીઓની પ્રાર્થના કરી, એક કમંડલુ તેમના પ્રભાવથી ભરેલું રહેતું, પણ આજ મને જલ મળતું નથી એમ પરિતાપ કરી, મૂર્છા ખાઇ પડી, તેજ સમયે ભાગીરથીએ આવી એવી આશ્વાસન કરી એને ઉઠાડી, ને પોતે ત્યાં પ્રકટ થયાં, તેમાંથી અનસૂયાએ જલ લીધું; એવી પ્રાર્થના કરી કે હે માતા ! તમે અત્રે પધાર્યા છો એ જાણતાં મારા પતિ તમારાં દર્શન ઇચ્છશે, માટે કૃપા કરી અત્ર ક્ષણમાત્ર સ્થિતિ કરો. ભાગીરથીએ કહ્યું કે તારી એક દિવસની પતિ સેવાનું પુણ્ય મને આપ તો હું તેમ કરૂં. અનસૂયાએ તે વાત સ્વીકારી, પછી પતિ પાસે જઇ શરમાતે શરમાતે વાર્તા નિવેદન કરી, અત્રિ પણ પોતાની પતિવ્રતા પત્નીને બહુ બહુ પ્રશંસતા ત્યાં આવી ભાગીરથીનું જલ સ્પર્શી આનંદ પામ્યા. એમણે ભાગીરથિને ત્યાંજ સ્થિતિ કરવા વિનવ્યાં. તે ઉપરથી ભાગીરથિએ કહ્યું કે તમે ભગવાનશંકરને જો અત્ર બોલાવો, અને અનસૂયા જો એનું એક વર્ષનું પતિસેવાનું પુણ્ય મને આપે તો સતીસમાગમ કરતાં બીજું શું વધારે છે, એટલે હું અત્ર રહું. એ પ્રમાણે અત્રિ તથા અનસૂયાએ કર્યું એટલે ભાગીરથી ત્યાં રહ્યાં. દક્ષિણમાં અત્રીશ્વર મહાદેવ, અને દુકાળમાં પણ ન સુકાઇ જનારી એવી અત્રિગંગા છે, તે અનસૂયા ને અત્રિના પ્રભાવનું ફલ છે એમ કથા છે.

એક સમય ઇંદ્રને મોખરે રાખીને દેવમાત્ર અનસૂયા પાસે આવ્યા, અને પોતાની મહા આપત્તિ આ પ્રમાણે નિવેદન કરવા લાગ્યા. વર્ધમાનપુરમાં વીરશર્મા નામે એક બ્રાહ્મણ હતા, જેને ઘણા વર્ષ પછી એક પુત્રી નર્મદા એ નામે થઇ. નર્મદાની માતા પ્રસુતિકાલેજ મરી ગઇ, ને તેનો પિતા પણ તેને પોતાના એક મિત્રને સોંપી મરી ગયો. પેલા મિત્રે, નર્મદા જ્યારે વિદ્યાકલાનિપુણ થઇ યોગ્ય વયની થઇ ત્યારે એક પછી એક પાંચ પતિ સાથે તેનો વિવાહ કર્યો, પણ પાંચે મરી ગયા. એમ કરતાં પેલો મિત્ર પણ મરી પરવાર્યો. અતિ વિદુષી એવી નર્મદાએ પોતાના ઉપર અને સંસાર ઉપર નિર્વેદ પામી, તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. તપ કરતાં એવી સિદ્ધિ એણે પ્રાપ્ત કરી કે સદેહે સ્વર્ગમાં ગઇ, ને ઇંદ્રસભામાં સ્થાન પામી. એક સમય સભા વિસર્જન થયા પછી, પોતે ત્યાં કાંઇ કારણથી પાછી ગઈ, તો એણે જોયું કે પોતાને બેસવાની જગો લીપી લેવામાં આવેલી છે એની તપાસ કરવાથી ઇંદ્રે એવી સાધ્વીના શાપના ભયે હાથ જોડી વિનંતિ કરી કે તમે પતિસેવાથી તમારી જાતને અર્પણ કરી નથી, એટલાં તમારાં

વિદ્યા તપ આદિ સફલ નથી, માટે આમ કરવું પડે છે. નર્મદાએ આંખમાં આંસુ આણી કહ્યું કે એમાં મારો દોષ નથી. મેં પાંચ વાર પરણવાનો સમારંભ કર્યો પણ ધારેલા પતિનું મરણ થયું. ત્યારે ઇંદ્રે કહ્યું કે તમે પૃથ્વી ઉપર જઇ કોઇ ગામમાં ત્રણ દિવસ રાત દિવસ ઉદ્ઘોષ કરાવો કે કોઇ મને પતિ થઇ ગ્રહણ કરો, એમ કરતાં પણ કોઇ પતિ ન મળે, તો તમારો દોષ નિવારણ થયો ગણાશે.

નર્મદાએ પ્રતિષ્ઠાનપુરમાં આવી એ પ્રમાણે કર્યું, પણ કોઇ પતિ મળ્યો નહિ. છેવટ એક રગતપિતીઓ મહા કુરૂપ દુષ્ટ અને દુર્ગંધવાળો કૌશિક નામે બ્રાહ્મણ એનો પતિ થવા આવ્યો. તેને પોતે પતિરૂપે સ્વીકારી તેની અનેક પ્રકારે સેવા કરવા માંડી. સત્સંગથી દુષ્ટને પણ બુદ્ધિ આવે છે, એ- ટલે કૌશિક બ્રાહ્મણે એક દિવસ નર્મદાને કહ્યું કે હે પ્રિયે ! તેં મારે માટે બહુ કષ્ટ વેઠ્યું છે, પણ હુંતો પાપનો પૂજારો છું, હવે જો તુ મને બધાં તીર્થનું સ્નાન કરાવે તો મારાં પાપ નાશ પામે. નર્મદાએ એક વાંસના પહોળા કરંડીઆમાં નરમ તળાઇ બીછાવી તે ઉપર પતિને સુવાર્યો, અને માથે મૂકી તીર્થયાત્રા કરવા ચાલી. પાછી પ્રતિષ્ઠાનમાં આવી ત્યારે અંધારી રાત્રી હતી. ગામ બહાર એક શૂલી રોપેલી હશે, ને તેના ઉપર માંડવ્ય નામના ઋષિને પોતે ચોર ન છતાં પણ ખોટે ખોટા પકડાયલા, તેથી ચઢા- વેલા, તે લટકતા હશે, તેમને, અજાણતાંજ, કૌશિકનો પગ વાગ્યો, તેથી તેમની પીડા અધિક તીવ્ર થઇ, અને તેમણે શાપ દીધો કે, વિના કારણે જેણે મને આ પીડા કરી તે પ્રાતઃકાલેજ મરણ પામજો. સતી નર્મદાએ પોતાના સતીત્વના બલથી નિશ્ચય કર્યો કે સૂર્યનેજ ઉગવા ન દેવો.

માટે હે મહા સતી અનસૂયા ! પૃથ્વી ઉપર આજ ત્રણ દિવસથી સૂ- ર્યદેવ ઉગી શકતા નથી, અને લોકમાત્ર બહુ દુઃખી છે. આનો કાંઇ પણ ઉપાય કરો. આટલું સાંભળી અનસૂયા નર્મદાની પાસે આવ્યાં, અને નર્મદાને અનેક પ્રકારે વખાણી નરમ કરી, કહેવા લાગ્યાં કે તને કદાપિ દુઃખ થાય તો તે પણ તારે આખા જગતને જેથી સુખ થાય તે માટે વેઠવું એ તારા જેવી સતીનો ધર્મ છે. નર્મદાએ સૂર્યની પ્રાર્થના કરી એટલે સૂર્યદેવ ઉગ્યા, ને પોતે, કૌશિક મરી જવાથી વિધવા થઇ. પણ તુરતજ અનસૂયાએ સૂર્યની પ્રાર્થના કરી માગ્યું કે જો હું ખરી હોઉ તો આ કૌશિક નવરૂપ- યૌવનવાળો નીરોગી ને સુંદર થઇ જીવતો થજો. આથી નર્મદા પાછી પો- તાના પતિ સાથે સુખી થઇ, દેવતાઓએ પ્રસન્ન થઇ અનસૂયાને વરદાન

માગવા કહ્યું ત્યારે તેણે માગ્યું કે મારે પેટ બ્રહ્મા, વિષ્ણુ, શિવ ત્રણે પુત્ર થઇ મને વાત્સલ્યરસમાં આનંદ દે. દેવતા તથાસ્તુ કહી ચાલ્યા ગયા.

ઘણાંક વર્ષ પછી એક સમય અત્રિ ઋષિ આશ્રમમાં હતા નહિ તે સમયે બ્રહ્મા વિષ્ણુ ને શિવ ત્રણે બ્રાહ્મણનાં રૂપ ધરી ભિક્ષા માગવા આવ્યા. સતીની છેવટની પરીક્ષા કરવા સારૂ તે હઠ લઇને ઉભા કે અમને માગીએ તે આપો. બ્રાહ્મણની યાચનાની ના ન કહેવાથી સતીએ હા કહી. પણ તેમણે તો સતીનું સતીત્વજ માગ્યું. અનસૂયાને સૂડી વચ્ચે સોપારી થયું. બ્રાહ્મણને ના કહે તો તે શાપ દે. હા કહે તો પોતાનો સતી ધર્મ તૂટે. તેથી તેમણે પોતાના સતીત્વના બળે એમ કર્યું કે ત્રણેને નાના નાના બાલક કરી નાખ્યા, ને ઘોડીઆમાં સુવારી, પછી માતારૂપે થઇ તેમની જોડે વિહાર કરવા માંડયો. પેલાં ત્રણ બાલક પણ માતાને બહુ પ્રસન્ન કરવા લાગ્યાં, એમ ઘણાક દિવસ ગયા ત્યારે અત્રિ ઋષિ આવ્યા; તેમણે આ બધું તોફાન જોઇ, ધ્યાન કરી જોયું તો સાક્ષાત્ બ્રહ્મા વિષ્ણુ અને શિવ ત્રણે ઘોડીઆમાં રમે છે એમ તેમને લાગ્યું. એમણે તેમને સ્વરૂપે થવા પ્રાર્થના કરી, તેથી તે સ્વરૂપે થયા. અને અનસૂયાએ પણ આગળ પોતાને મળેલું દેવતાનું વરદાન સંપૂર્ણ થયું જાણ્યું. પછી તેમની ઉભયે પૂજા કરી. એટલે તે પોતપોતાને ધામ ગયા.

અનસૂયાનો આશ્રમ અદ્યાપિ પણ નર્મદાને તટે છે, ને ત્યાં કૌશિક જેમ નવયૌવન થયો હતો તેમ આજે પણ કુષ્ઠ રોગીને સારૂ થાય છે. સતીધર્મનો મહિમા કેવો મ્હોટો છે ને પતિસેવા એ સ્ત્રીને શા શા લાભ આપનારી છે, તે આ દૃષ્ટાન્તોથી સહજ સમજાશે.

## સન્નારી ભાગ-૧૬.

### મૈત્રેયી-ગાર્ગી.

### ૨૦.

પ્રાચીન કાલમાં સ્ત્રીઓ ભણતી એ વાત આપણે કર્ણપરંપરાથી સાંભળીએ છીએ, અને જુદી જુદી આર્ય સન્નારીઓનાં ચરિત્ર વિચારતાં એમ અનુમાન કરીએ છીએ કે તે ભણેલી હોવી જોઇએ. પણ પ્રત્યક્ષ અતિ ઉત્તમ વિદ્યા પામેલી એવી કોઇ સ્ત્રીનું વિદ્યા સંબંધી કામ તમને હજુ કહેવામાં આવ્યું નથી. ઘણાંક તો એમ પણ કહે છે કે સ્ત્રીઓને ગુણ વેદાધ

સમજવાનો અધિકાર નથી, પણ એ વાત પણ ખરી નથી એ તમે હવે જે કથાઓ અત્રે કહીશું તેમાંથી સમજશો. ઉપનિષદ્ એટલે બ્રહ્મજ્ઞાનના રહસ્યમાં જે વ્યાખ્યાન ગુરુશિષ્યોમાં ચાલેલાં છે, તેના જેવો અતિ ગૂઢ, માર્મિક, અને તત્ત્વરૂપ બીજો ગ્રંથ આખી દુનીયાંમાં પણ થયો નથી. બૃહદારણ્યક એ નામે સામવેદનું એક ઉપનિષદ્ છે તેમાં મહાત્મા શ્રીયાજ્ઞવલ્કય ઋષિ જે ઘણા બ્રહ્મનિષ્ઠ હતા તેમની સાથે બહેનો ! તમારી સજાતીય એવી સ્ત્રીઓએ પણ વાદ કરેલો છે, તે તમારે સાંભળી વિચારવાનો છે. એ વાદનો અર્થ મનમાં ઠસાવવા જેવો છે એટલુંજ નહિ, પણ એવા વાદ કરવા સમજવાને તમે પોતે પણ સમર્થ થાઓ એવો તમારે અભિલાષ રાખવાનો છે, ને તેવો ઉદ્યોગ કરવાનો છે.

યાજ્ઞવલ્કય ઋષિને મૈત્રેયીને ગાર્ગી નામે બે પત્ની હતી. યાજ્ઞવલ્કય વનમાં જતા હતા તે સમયે મૈત્રીએ પૂછ્યું, મહારાજ ! પૃથ્વીમાત્ર વિત્તથી ભરેલી હોય એવું મારે ક્યાંથી થાય ? કે તેથી મને પરિપૂર્ણ અમરપણું પ્રાપ્ત થાય ? યાજ્ઞવલ્કયે કહ્યું કે એમ થાય તો જેમ બીજાં ભાર વાહી જીવે છે તેવી તું પણ એક થાય, પણ એમાં કાંઇ અમરત્વની સીમા નથી. ત્યારે ભગવાન્ ! હું જેથી અમર થાઉં તે મને આપ જાણતા હો તેવું બતાવો, એમ મૈત્રીએ પૂછ્યું. યાજ્ઞવલ્કયે કહ્યું વાહ ! સતિ ! બહુ સારૂં પૂછ્યું, આવ બેશ, તને યથાર્થ વાત સમજાવું, હું કહું તે બહુ સારી રીતે હૃદયમાં ઠરાવજે. પતિ પ્રિય લાગે છે, તેમાં પતિ પોતાનો કશો લાભ નથી કે જેથી તે પ્રિય લાગે, પણ એ આપણા આત્માને અર્થે પ્રિય લાગે છે; એમજ પત્ની પણ પત્નીને અર્થે પ્રિય નથી, આત્માને અર્થે પ્રિય છે. એમજ પુત્ર, વિત્ત, બ્રહ્મ, ક્ષત્ર, લોક, દેવ, ભૂત, એમ સર્વ, તેમને તેમને અર્થે પ્રિય નથી, પણ આત્માને અર્થે પ્રિય છે. માટે આત્માને સાંભળવો, વિચારવો, ઠરાવવો; કેમકે આત્માના સાંભળ્યાથી, જાણ્યાથી, ઠરાવ્યાથી બધું જણાય છે, અમર થવાય છે. જે જે વસ્તુ છે, જે જે દેવ છે, જે જે મનુષ્ય છે, જે જે પદાર્થ છે, તે આત્માજ છે, તે આત્મા રૂપ છે, માટેજ પ્રિય લાગે છે. પદાર્થોનું પ્રિય લાગવાપણું એજ સર્વત્ર આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરનારૂં છે. એ આત્મા જાણ તો અમર થશે, જેમ શંખ કે દુંદુભિને દીઠાથી, તેના નાદમાત્ર સમજાય છે, તેમ આત્મા એકજ જાણ્યાથી વિવિધ રૂપમાત્ર જણાય છે. જેમ સમુદ્રમાંથી થયેલો લવણનો કાંકરો સમુદ્રમાં પડતાં સમુદ્રરૂપ થઇ જાય છે, એમ આત્માથી થયેલું સર્વ આત્મમયજ થઇ

જાય છે. એજ અમરત્વ. મૈત્રેયીએ કહ્યું કે ભગવાન્ અહીંઆંજ મને સમજણ પડતી નથી કે શું એ તે સંજ્ઞાહીન થઇ જવું તે કહ્યું.? યાજ્ઞવલ્કયે કહ્યું કે ના, હું મોહની વાત કરતો નથી, હું તો નિત્ય જ્ઞાનની વાત કરૂં છું, એમાં જાણનાર, જાણવાનું, જાણેલું બધું એક છે, બધું જ્ઞાન રૂપ છે, ભેદ નથી, તે જાણ.

જનકવિદેહીએ એક સમય યજ્ઞ કર્યો, ત્યાં બહુ બહુ વિદ્વાન્ બ્રાહ્મણો આવ્યા. જનકને ઇચ્છા થઇ કે આ બધામાં કોણ ખરો બ્રહ્મજ્ઞ છે ? તે ઉપરથી એણે એક સહસ્ર ગોદાન તૈયાર કરી કહ્યું કે હે મહાબ્રાહ્મણો ! તમારામાં જે ખરો બ્રહ્મનિષ્ઠ હોય તે આ ગાયો લો. યાજ્ઞવલ્કયે તે દાન લીધું, એટલે તેને ઘણા ઘણા બ્રાહ્મણોએ બ્રહ્મવિદ્યાના પ્રશ્ન પૂછવા માંડયા. સર્વેનું નિરાકરણ કર્યા પછી, ગાર્ગીએ પૂછ્યું હે યાજ્ઞવલ્ક્ય ! આ બધું જગત્ જલતત્ત્વ વિષે બંધાઇ રહેલું છે, તો તે જલશાના ઉપર રહેલું છે ? યાજ્ઞવલ્કયે કહ્યું કે વાયુતત્ત્વ ઉપર. ત્યારે પૂછ્યું કે તે શાના ઉપર ? યાજ્ઞવલ્કયે કહ્યું કે અન્તરિક્ષમાં, ત્યારે પૂછ્યું કે અંતરિક્ષલોક શામાં ? તો કહે કે ગંધર્વ લોકમાં; તો તે ઉપર પણ પાછું પ્રશ્ન કર્યું, વળી યાજ્ઞવલ્કયે ઉત્તર કર્યું. વળી ગાર્ગીએ પ્રશ્ન કર્યું, એમ ઘણાંક પ્રશ્નોત્તર થતાં છેવટ યાજ્ઞવલ્કયે સર્વનું નિદાન બ્રહ્મ એમ કહ્યું. ત્યારે ગાર્ગીએ વળી પૂછ્યું કે બ્રહ્મ ક્યાંથી થયું ? યાજ્ઞવલ્કયે કહ્યું કે રે ગાર્ગિ ! આ તો અતિપ્રશ્ન એટલે કે ન કરવા યોગ્ય પ્રશ્ન કહેવાય, ને એવું પ્રશ્ન કરશે તો તારૂં માથું પડશે. આમ સાંભળી ગાર્ગી શાંત થઇ ગઇ. આવી રીતે યાજ્ઞવલ્કયે વાદનો છેડો આણ્યો, તેનો અર્થ એમ ન સમજવો કે એમને ગાર્ગીના પ્રશ્નનું ઉત્તર ન આવડવાથી એમણે વાત ઉડાવી દીધી. જે આત્મા એમ મૈત્રિયીને સમજાવ્યું છે, તેજ બ્રહ્મ છે, ને તે જ્ઞાન રૂપ છે. એટલે જેનાથી આપણે જ્ઞાન પામીએ છીએ, "છે" કે "છું" એમ જાણીએ છીએ, તે જ્ઞાન એજ બ્રહ્મ. હવે એ જ્ઞાન શામાંથી થયું એમ પુછી શકાય નહિ, કેમકે જે સર્વને જાણનાર તેને કોઇ જાણનાર ઘટેજ નહિ; ને જો ઘટે તો જાણનાર પોતે વ્યર્થ થાય. આ અર્થ યાજ્ઞવલ્કયે ગાર્ગીને ટુંકામાં સમજાવ્યો કે જે છેવટ જ્ઞાનરૂપે સ્વીકારેલું છે તેની ઉત્પત્તિ પુછવા જતાં તો પુછનારનો પોતાનોજ વિનાશ થાય, માટે એ પૂછાય નહિ. આ વાત સમજવાથીજ ગાર્ગી શાન્ત પડી ગઇ. પણ તમારે જોવાનું એ છે કે, આવા સૂક્ષ્મ વાદ સમજવા જેટલું જ્ઞાન ગાર્ગીનામાં હતું એ બહુ આશ્ચર્યની વાત છે. તમે પણ એવાં થાઓ.

## સન્નારી ભા.-૧૬.

### તારામતી.

૨૧.

વિશ્વામિત્ર અને વસિષ્ઠ વચ્ચેના અણુબનાવથી પુરાણની કથાઓમાં અધિક તેજ આવ્યું છે તે તો સર્વના જાણવામાં છે. ઇંદ્રની સભામાં એક-વાર એમને વિવાદ થયો કે હરિશ્ચંદ્ર જે વસિષ્ઠનો શિષ્ય હતો, તે કદાપિ અસત્ય ભાષણ કરનાર નથી. એ વાદમાં સરતો થઇ, ને છેવટે વિશ્વામિત્ર હરિશ્ચંદ્રનું સત્ય મૂકાવવા હરિશ્ચંદ્ર પાસે આવ્યા. સત્યવાદી હરિશ્ચંદ્ર પાસે આવી તેમણે એનું આખું રાજ્ય દાનમાં લીધું, અને હરિશ્ચંદ્રને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. પછી કહે કે દાન તો તેં કર્યું પણ તે દાન ઉપર દક્ષિણા જોઇએ માટે તે લાવ. હરિશ્ચંદ્ર પાસે વાલની વીંટી પણ રહેલી નહિ એટલે શું આપે ? તેથી તેણે કહ્યું કે મહારાજ ! કમાઇને આપીશ. એમ કહી હરિશ્ચંદ્ર નીક-ળ્યો, ત્યાં તેની સાથે તેની પ્રાણપ્રિયા તારામતી પણ પોતાના પુત્ર રોહિતને લઇને ચાલી. વિશ્વામિત્રે એક અતિ ક્રૂર માણસ તેમની સાથે લેણું લેવા મોકલ્યો. એ ચારે રસ્તે ચાલવા લ.ગ્યા તેમાં પેલો માણસ જેનું નામ નક્ષત્ર હતું, તે એમને બહુ પીડા પમ.ડે ખાવાનું આપે તો શાનો, પણ ઉલટું તેમની પાસે માગે, અને વારંવાર એવો બોધ કરે કે ભુંડા એક જરાક એમ કહેને કે મેં તો કાંઇ વિશ્વામિત્રને આપ્યું નથી, એતો જુઠા બાઝી પડયા છે, તો તને તારૂં આખું રાજ્ય પાછું અપાવું, પણ હરિશ્ચંદ્ર, જે મહા સત્યવાદી, તે ગમે તેમ થાય, પ્રાણ જાય તોપણ અસત્ય ભાષણ કેમ કરે ? ને તેમાં પણ પોતાની ધર્મપત્ની તારામતી જ્યારે એનાએજ નિશ્ચયમાંથી કદાપિ ડગવું નહિ એવો એને આનંદપૂર્વક દીલાસો આપે, ત્યારે તો એ મહાત્માનું ધૈર્ય ઉલટું બેવડું થયા વિના કેમ રહે ?

એમ કરતાં એ સર્વે કાશીમાં આવ્યાં પણ વિશ્વામિત્રનું દેવું વાળવા-નો કાંઈ માર્ગ જડયો નહિ. છેવટ તારામતીએ કહ્યું કે સ્વામિનાથ ! તમે મને વેચી નાખો, ને એનું દેવું વાળો, પછી જ્યારે તમને મળે ત્યારે મને છોડાવજો, હું આપની અનન્ય દાસી છું. પણ મારાથી આપને આ માણસ જે દુઃખ દે છે તે વેઠાતું નથી. હરિશ્ચંદ્રે બજાર વચ્ચે લીલું તરણું માથે

મુકી પોતાની પત્નીને વેચવા કાઢી, તેને એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાને ઘેર દાસી કરીને લઇ ગયો. છોકરો માતા વિના રહી શકે નહિ, તેથી તેને પણ બહુ કાલાવાલા કરી માની સાથેજ બ્રાહ્મણને સ્વાધીન કર્યો. હરિશ્ચંદ્રનું કાળજું કપાઇ ગયું, પણ પોતાનું વ્રત કેમ તોડાય? પોતાના સ્વામીનું દેવું વળ્યું. પણ પોતાની પત્નીને છોડાવવા માટે દ્રવ્ય જોઇએ તેથી પોતે નોકરી ખોળવા માંડી, પણ કહીં મળી નહિ, છેવટ સ્મશાનના મુખ્ય ઢેડને ઘેર મુડદાંનો કર ઉઘરાવવા, મુડદાં સાથે આવેલા ચોખા ઉપર ગુજરાન ચલાવવાની શરતે નોકર રહેવાની ફરજ પડી.

પેલા બ્રાહ્મણને ઘેર તારામતી દળણાં ખાંડણાં પુંજા એઠવાડ એવાં તમામ નીચ કર્મ મહામહા કષ્ટે કરે છે, હાથે ફોલ્લા પડે છે, કેડો દુખે છે, પણ જરાએ દુઃખ માનતી નથી, પોતાના સ્વામીને અનૃણ કરવામાં ઉપયોગની થઇ તેથી પોતાની જાતને કૃતાર્થ માને છે. છોકરો બીચારો જેમ તેમ પેટ ભરી, બ્રાહ્મણના શિષ્યો ભેગો નિત્ય સમિધ પુષ્પ વીણવા જતો; તેવામાં એક દિવસ એને જંગલમાં મહોટો ઝેરી સાપ કરડયો તેથી તે મરી ગયો. તારામતીને ખબર થતાં તે ગાંડા જેવી થઇ ગઇ, ને બ્રાહ્મણે તેને કશી મદદ કર્યા વિના ઘરમાંથી કાઢી છોકરાની વ્યવસ્થા કરી આવવા કહ્યું. રાત્રીનો સમય થયો હતો, તારામતીની આંખો પણ રોઇરોઇને આંધળી જેવી થઇ હતી, એને ભાન હતું નહિ, એવી અવસ્થામાં જઇ પોતાના છોકરાનું મુડદું લઇ આવી, સ્મશાનમાં ગઇ, પણ ત્યાં સ્મશાનના રક્ષકે એને મુડદું બાળવાની રજા આપી નહિ, કેમકે તારામતિ પાસે કર ભરવાનું કાંઇ હતું નહિ. તારામતી બ્રાહ્મણ પાસે પાછી ગઇ પણ તેણે કાંઇ દાદ દીધી નહિ, એટલે બિચારી રોતીકકળતી પાછી ફરતી હતી તેવામાં માર્ગમાં એક મરેલા બાલકને પડેલું દીઠું, તેથી તેના ઉપર દયા લાવી તેને રમાડવાને તેની આગળ રોવા બેઠી.

એ રાજાનું બાલક હતું, ને તેને કોઇએ મારી નાખ્યું હતું, પણ ચોકીવાળાઓએ એ સ્ત્રીનેજ એની મારનાર ઠરાવી પકડી. એને મરણાંત શિક્ષાનો હુકમ થયો. છોકરાને બાળવાનો કર ભરવા લેવા ગયેલી તારામતી સ્મશાનમાં પોતાનોજ વધ થવા સારૂ આવી. તારામતીને પાછો કહાડનારને આ વખતે પાછો એનો વધ કરવા સારૂ તરવાર લઈ ઉભો રહેનાર હરિશ્ચંદ્ર પોતેજ હતો. હવે દુઃખની સીમા આવી, તારામતિએ હરિશ્ચંદ્રને, ને હરિશ્ચંદ્રે તારામતીને ઓળખ્યાં, મૃત પુત્રને પણ રાજાએ જોયો. શ્રાવણ

ને બાંદરવો એમ બન્ને પતિ પત્નીની આંખે રોવા લાગ્યાં, પણ જે સ્વામીનું લુંણુ રાજા ખાતો હતો, તેનું કામ કર્યા વિના છૂટકો શો ? તારામતી ઉપર હરિશ્ચંદ્રે ખડ્ગ ઉગામ્યું, ને ઘા કર્યો, પણ તેજ સમયે ખડ્ગ પુષ્પની માલા થઇ તારામતીને ગલે વીંટાયું; અને હરિશ્ચંદ્ર તથા તારામતી જેવાં ભવ્ય હતાં તેવાં થઇ રહ્યાં, ને પુત્ર પણ ઉઠીને બેઠો થઇ, માતાપિતાને નમન કરી ઉભો. શ્મશાનનો મુખ્ય ચાંડાલ, ધર્મરાજા પોતે એ રૂપે થઇ હરિશ્ચંદ્રને સાચવવા આવ્યા હતા, તે હતો, એટલે તે પણ પ્રત્યક્ષ થયા; ને એમ દેવમાત્ર એ ઠામે આવ્યા, હરિશ્ચંદ્રના સત્યની, ધૈર્યની, ને એકવ્રતની, અતિ પ્રસંશા થઇ, તારામતી જેવી સતીને અનેક ધન્યવાદ મળ્યા, ને સતી, હરિશ્ચંદ્ર તથા તેનો પુત્ર, ત્રણે પોતાનું રાજ્યપાટ પામ્યાં. વિશ્વામિત્ર પોતે પણ હરિશ્ચંદ્રની સ્તુતિ કરવા લાગ્યા, ને વસિષ્ઠથી હાર્યા એટલે શરત પ્રમાણે પોતાનું કેટલુંક તપ વસિષ્ઠને આપવું પડયું, તેથી તપશ્ચર્યા કરવા ગયા.

સમાપ્ત.

# આ ગ્રંથ કર્તા કૃત અન્ય ગ્રંથો.

## અંગરેજી.

૧—રાજયોગ—(ત્રીજી આવૃત્તિ—એનિબેસટની પ્રસ્તાવના સહિત—(છપાય છે.)—રૂ. ૨—૦—૦.
૨—મોનિઝમઑરઅદ્વૈતિઝમ—આધુનિક સાયન્સના પ્રકાશદ્વારા અદ્વૈત ફીલસુફીમાં પ્રવેશ–રૂ. ૨—૦—૦.
૩—તર્કકૌમુદી—( નથી. )
૪—ઇમિટેશનઑફ્શંકર—કેવલદ્વૈત સંબંધી, ૭૦૦ ઉતારા—રૂ. ૩–૦–૦.
૫—યોગસૂત્ર—( તત્ત્વવિવેચક પ્રેસ—મુંબાઇ )—રૂ. ૧—૮—૦.
૬ માંડુક્યોપનિષદ—          (") —રૂ. ૧–૮–૦.
૭—જીવન્મુક્તિવિવેક—     (") —રૂ. ૧–૮–૦.
૮—સમાધિશતક—( નથી. )
૯—સ્ટ્રેચૅાટસ—( થાય છે. )
૧૦–સ્યાદ્વાદમંજરી– ( ગવર્નમેન્ટ સીરીઝ માટે—મુંબાઇ. ) આ કાર્ય–ગુજરાત કૉલેજના પ્રોફેસર–આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બીને. સરકાર તરફથી પૂર્ણ થવા માટે સોંપવામાં આવ્યું છે.

---

## ગુજરાતી.

૧—કાન્તા ( નાટક ) મેટ્રીકમાં ગૂજરાતીનો વિષય ફરજીયાત દાખલ થવાથી તથા કેટલાક હેડ માસ્તર સાહેબોની સ્કુલોમાં ચલાવવાની મરજી થવાથી–બીજી આવૃત્તિ—જલદી કાઢવામાં આવી છે–રૂ. ૦–૮–૦.
૨—માલતી માધવ નાટક ( ભાષાંતર )–બીજી આવૃત્તિ) રૂ. ૧–૮–૦
૩—ઉત્તરરામ ચરિત્ર નાટક ( ભાષાંતર )-ત્રીજી આવૃત્તિ–રૂ. ૧–૮–૦
૪—સિદ્ધાન્ત સાર–ઘણી માગણી હોવાથી–ત્રીજી આવૃત્તિ–પાકા પુઠા સાથે રૂ. ૩–૦–૦. ( થોડા સમયમાં બહાર પડશે. )
૫–નારી પ્રતિષ્ઠા–ઘણી માગણી હોવાથી બીજી આવૃતી તૈયાર છે. રૂ. ૦–૮–૦
૬—પ્રાણનીનીમય—( બીજી આવૃત્તી )—રૂ. ૩–૦–૦.
૭—પંચશતી–( ઇમીટેશન ઑફ્શંકર ગૂજરાતીમાં ) મુમુક્ષુઓને નિત્ય પાઠ કરવા યોગ્ય–રૂ. ૨–૦–૦.
૮–આત્મનિમજ્જન–(આવૃત્તિ બીજી)–આમાં અમેદાવાદ પ્રેમજીવન તથા કેટલાંક વિશેષ કાવ્યોનો સમાવેશ થાય છે. નીષ્પક્ષપાત વેદાન્તનું અમૂતપૂર્વ પુસ્તક સર્વ પાસા મનનીય થયું છે–રૂ. ૧–૦–૦
૯—ચારીત્ર–( આવૃત્તી ચોથી )–આ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે તથા હાઇસ્કુલો

માં મેટ્રીકમાં ગુજરાતી ફરજીઆત થયાથી ચાલવા લાગ્યુ છે–રૂ. ૧–૮–૦.

૧૦–બાલ વીલાસ–( આવૃત્તી છઠ્ઠી )–સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે–હાઇસ્કુલોમા ચાલવા લાગ્યું છે–તથા ધર્મહીન કેળવણીના વર્તમાન દીનોમાં બાળકોના તથા યુવકોના હાથમાં હોંશે હોંશે વંચાવા લાગ્યું છે–રૂ. ૧–૦–૦.

૧૧-ગુલાબસિંહ–(આવૃત્તિ બીજી) આ વાર્તા સર્વ પાસા રસ, જ્ઞાન તથા મનન પૂર્વક વચાય છે. રૂ. ૨– –૦

૧૨–શ્રીવૃત્તિ પ્રભાકર–મહાત્મા નીશ્ચલ દાસજીના મૂલ હીંદુસ્થાનીનું ભાષાંતર રૂ. ૩–૦–૦.

૧૩–હતમાભાષ્ટક–છેલ્લી પ્રસાદી ( છપાય છે )–રૂ. ૩–૦–૦

૧૪–પૂર્વ દર્શન. ૧૫–પ્રેમજીવન–૧૬–સંક્ષીપ્ત સુવાક્ય. ૧૭–પરમાર્ગ દર્શન. ૧૮–અભેદોર્મી. ૧૯—ગુજરાતના બ્રાહ્મણો. ૨૦–શીક્ષાશતક. ૨૧– અવલોકન ( નીબંધ ). આ પુસ્તકો હાલમાં મળી શકતાં નથી.

૨૨–શ્રીમદ્ ભગવદ્ગીતા–ઘણી માગણી હોવાથી બહાર પડી છે ( બીજી આવૃત્તી )–રૂ. ૪—૦—૦.

૨૩–ચતુઃસૂત્રી—( થોડા સમયમાં બહાર પડશે ) રૂ. ૧–૦–૦.

૨૪–ન્યાય ( પરામર્શખંડ )—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી મળશે ) રૂ. ૦–૧૨–૦.

૨૫–શિક્ષણ અને સ્વ-શિક્ષણ–એક ખૂણે પડી રહેલો ગ્રંથ પ્રથમજ વાર પ્રસિદ્ધિમાં આવે છે. રૂ. ૦–૧૨–૦

૨૬–સુદર્શન ગદ્યાવલિ–પ્રિયવંદા તથા સુદર્શન પર્યંતેર સુધીના માસીકપત્રોમાં પ્રસિદ્ધ થયેલા હજુ ગ્રંથરૂપે અપ્રસિદ્ધ કરેલા મનન ઉત્તમ લેખોનો એકત્ર સંગ્રહ છાયા ચિત્રજીવનકલા વિવેચન સહીત રૂ. ૫—૦—૦

આ ઉપરાંત તેમનાં અન્ય પુસ્તકો–ચેતનશાસ્ત્ર, નીવાડ તાંડવ, દ્વાશ્રય, ભોજ પ્રબંધ, ચતુર્વીશતી પ્રબંધ, સમાધિશતક, અનુભવ પ્રદીપિકા, બુદ્ધીસાગર, તર્કપરીભાષા શ્રુતીસાર સમુદ્ધરણ, પાટણ ભંડારની ફેરીસ્ત, યોગબીન્દુ વસ્તુપાલ ચરીત–વીગેરે વીગેરે–શ્રીમન્મહારાજા સયાજીરાવના કેળવણી ખાતામાં તપાસ કરતાં ત્યાંથી મળી રહેશે.

## માધવલાલ ન. દ્વિવેદી કૃત કેટલાક ગ્રંથ.

| | |
|---|---|
| ૧—રાજયોગ–( મ. ન. દ્વિવેદીના ગ્રંથ ગુજરાતીમાં ) | રૂ. ૧—૮—૦ |
| ૨—યાજ્ઞવલ્ક્ય સંહિતા ( " " | રૂ. ૦–૧૨—૦ |
| ૩—આપણાં પુરાણો | રૂ. ૦—૨—૦ |
| ૪—શીગાલવાદ સૂત્ત | રૂ. ૦—૨—૦ |

આ સર્વે ગ્રંથો–સુદર્શન ઓફીસ—નડિઆદથી મળશે.